# કલ્પના-કુસુમો

— ટૂંકી વાર્તાઓનો સંગ્રહ —

[ સાક્ષર શિરોમણી રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાના
ટૂંકી વાર્તાની કલાની રસિકમિમાંસા કરતા ઉપોદ્ઘાત સહિત.]

લેખક:
લલિતમોહન ચુનીલાલ ગાંધી,
બી. એસ સી.; એમ. એ.; એલએલ. બી.;
એડવોકેટ.

પ્રથમ આવૃત્તિ

મૂલ્ય: રૂા. ૨-૦-૦

વિક્રમ સંવત્ ૧૯૮૬. ઈ. સ. ૧૯૩૦.

લેખકનાં હવે પછી પ્રસિદ્ધ થનાર પુસ્તકો:

**૧. "પાગલ" અને બીજાં નાટકો.**

**૨. "ઉંધાં ચશ્મા" ને બીજી વાર્તાઓ.**



પુસ્તક મળવાનાં સ્થાનઃ

૧. મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ,
બુકસેલર્સ એન્ડ પબ્લીસર્સ, નાણાવટ, સુરત.

૨. મેસર્સ જીવનલાલ એન્ડ સન્સ,
કાલબાદેવી રોડ, મુંબઈ નં. ૨.

૩. મી. જીવનલાલ અમરશી મહેતા,
પીરમશા રોડ, અમદાવાદ.



મુદ્રક: વજેરમ માનસિંહ
મુદ્રણસ્થાન: "સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસ
ચૌટા પૂલ, સુરત.

પ્રકાશક: લલિતમોહન ચુનીલાલ ગાંધી
નાનપુરા રોડ, સુરત.

જેનાં

સ્નેહથી હૃદયઝરણાં વહતાં થયાં

ને

પ્રભાવથી આત્માને પ્રેરણા મળી

ત્હેને

સપ્રેમ..............................અર્પણ.

લેખક.

# લેખકનાં બે બોલ.

## કલ્પના-કુસુમો શા માટે ?

કલ્પના એક વ્યોમવિહારિણી વેલી છે. અનન્તતામાં જન્મી, અનન્તતામાં વિકસી, અનન્તતામાં લય પામે છે.

માનવ આત્મા એ રસવેલીએ ચ્હડતો મંકોડો છે. સૃષ્ટિની રસવેલના આત્માનું પિયુષ પુષ્પો મહીં પ્રગટે છે અને એ અમી પીવા મંકોડો વેલીએ ચ્હડી પુષ્પને પહોંચવા મથે છે, પડે છે, અને પાછો ચ્હડે છે. તેમ માનવ આત્મા કલ્પનાની રસવેલના પિયુષ પીવા તલસતો કલ્પના વેલે ચ્હડવા મથે છે—એ તો માનવ જીવનનો નિરંતરનો સદાય અધુરો યત્ન છે.

અને એ પિયુષ પામવાની રસઘડી સહુ કોઇને સદાકાળ નથી આવતી. કોક વેળા પમાય અને ઘણી ફેરી હેઠે પડાય.

એવી કોક આત્માએ માણેલી વિરલ રસઘડીએ ભેગાં કરેલાં એ કલ્પના-રસવેલનાં પુષ્પો-તે કલ્પના-કુસુમો.

એ કલ્પના-કુસુમોનાં અમી એવી રસઘડીએ પીધે, આત્મતૃપ્તિથી થયલા અભિનવ આનન્દની રસલ્હાણ જનતાને કરાવી, એ ધન્ય રસઘડી-ઓનું પુનર્જીવન પ્રગટાવવું એજ કલ્પના-કુસુમોનું પ્રયોજન.

સહુ કોઇને સરખી રસની નિષ્પત્તિ નહીં થાય. એ તો સહુ સહુના અધિકારની વાત છે. પરંતુ કોઈને ય એ આનન્દની વિરલ રસઘડીઓનાં પુનર્જીવન સાંપડે તો ય આ સંગ્રહના અસ્તિત્વની સાર્થકતા થયલી મનાય અને એ અભિલાષ અર્થે આ પુસ્તક અસ્તિત્વ પામે છે.

આ કલ્પના કુસુમોનું એકેએક કુસુમ માનવ જીવનના કોઈ ને કોઈ પ્રશ્નનો ઉકેલ લાવવા મથે છે. એ પ્રશ્નના ઉકેલમાં માનવહૃદયના પૃથક્કરણ છે; એ હૃદયની ઉર્મીઓના અન્વેષણોને શબ્દો મહીં ઉતારવાના પ્રયાસ છે. અને એ પ્રશ્નોનો ઉકેલ માટે વાર્તાસ્વરૂપનો આધાર લઇ યથાર્થતા સાધી રસની ઝમાવટ કરવામાં આવી છે. અને પ્રશ્નોને અનુરૂપ થઈ ટૂંકી વાર્તાની કલાના જુદા જુદા રૂપ પણ પોષાયાં છે.

એ વસ્તુસ્થિતિમાં આ વાર્તાસંગ્રહ કલારસિકને કલાની દૃષ્ટિએ, માનવ જીવનના તત્ત્વ અન્વેષણ કરનારને તેની દૃષ્ટિથી, સામાના દીલ સમજવા મથતા દરેક રસિક દીલને તેની દૃષ્ટિથી, એમ દરેકને પોતપોતાની દૃષ્ટિથી આનન્દ આપશે એવી આશા છે.

સાહિત્યપ્રેમીઓને ચરણે પાંચ વર્ષના ગાળામાં ભેગાં કરેલાં આ કલ્પના–કુસુમો ધરતાં કંઈક ક્ષોભ અને કંઈક હર્ષની મિશ્રિત લાગણીઓ અનુભવું છું. ગુર્જર–ગીરાને મ્હારાં પ્રથમ નૈવેદ્ય તરિકે આ કલ્પના–કુસુમો વડે વધાવી કૃતાર્થ થતાં આનન્દની લાગણી સહજ થાય એમ છે. પરંતુ એનાં પૂજકોને એ કુસુમોની નિર્માલ્યતા નિભાવી લેવાનું વિનવતાં કંઈક ક્ષોભ થાય એ સ્વાભાવિક છે. પરંતુ સાથે સાથે એટલી આશા તો અંતરમાં ઉલટે છે કે આ પ્રથમ પ્રયાસની ન્હાની મ્હોટી ઉણપો ઉદાર વૃત્તિએ નિભાવી લેવામાં આવશે. અને નીરક્ષીર ન્યાયે આ સંગ્રહનો ઉપભોગ કરી રસનો ઉલ્લાસ અનુભવશે.

છેવટે **આભારદર્શન** વિના આ નિવેદન અધુરૂં જ રહે. તો એ ઋણ યદા કરી વિરમીશ. આ કલ્પના–કુસુમોની છાપખાના માટે અથાગ પરિશ્રમ લઈ નકલો તૈયાર કરવા માટે રા. રા. ભાઈ રમણલાલ ભુખણદાસ પરીખનો આ સ્થળે અહેશાન માનું એટલો ઓછો છે. માસિકો, ત્રૈમાસિકો વિગેરેના તંત્રીમહાશયોનો પરિચય કરાવી, આ સંગ્રહમાંની વાર્તાઓને માટે પ્રસિદ્ધિ સ્થાન મેળવી આપી મ્હારા આ સાહિત્યક્ષેત્રના પ્રથમ પ્રયાસમાં જે પ્રોત્સાહન આપ્યું છે તે માટે. રા. રા. બાબુભાઈ જમનાદાસ શ્રોફનો આભાર માનવો ધટે છે. વિશેષમાં જે જે સ્નેહીઓએ મમતાથી આ પુસ્તકના લેખનમાં અનેક પ્રસંગોએ ચર્ચા કરી ઉણપો ટાળી મદદ કરી છે અને પ્રકાશનમાં વખતોવખત સહાનુભૂતિ દાખવી અમૂલ્ય સલાહ આપી મદદ કરી છે ત્હેમનો સર્વનો આ સ્થળે આભાર માનવાની તક લઉં છું.

અસ્તુ.

નાનપરા રોડ,
સુરત, તા. ૨૯–૪–૧૯૩૦ } **લલિતમોહન ચુનીલાલ ગાંધી.**

# ઉપોદ્‌ઘાત.

ટૂંકી વાર્તા વિશે નિબન્ધ લખવાનો અહિં પ્રસંગ નથી. રા. લલિતમોહન ગાંધીના આ ટૂંકી વાર્તાના સંગ્રહને રસિક વાચકવર્ગ સમક્ષ ઉપસ્થિત કરવાનું જ આ લેખનું મુખ્ય પ્રયોજન છે. તથાપિ ટૂંકી વાર્તા* એ સાહિત્યસ્વરૂપ વિશે થોડુંક કહેવું અસ્થાને નહિં ગણાય. ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તાએ હવે કાયમનું સ્થાન લીધુંછે. તેથી એ વસ્તુનો અનાદર કરાય એમ નથી. અંગ્રેજી સાહિત્યમાંથી આ ટૂંકી વાર્તા આપણા સાહિત્યમાં થોડાંક વર્ષોથી પ્રવેશ પામીછે. અસલની ટૂંકી હેવી વાર્તાઓનું સ્વરૂપ જુદું છે; હેને અંગ્રેજી સાહિત્યની ટૂંકી વાર્તા જોડે કાંઈ પણ સામ્ય કે સંબન્ધ નથી. ટૂંકી વાર્તાની ઉત્પત્તિ હાલના ધાંધળિયા જમાનાના ઉતાવળિયા સ્વભાવમાં સોધવી પડશે. જે ઉતાવળિયા વૃત્તિ લાંબાં લાંબાં લખાણો વાંચવા જેટલી ધીરજ નથી ખમતી અને વર્તમાનપત્રોમાંના અગ્રલેખોમાં પણ ટૂંકાણને પસંદ કરેછે, તે જ વૃત્તિ લાંબી લાંબી વાર્તાઓ વાંચવામાં કાળ, શ્રમ, અને ધ્યાન પરોવવાની સ્થિરતાથી વિમુખ રહેછે. આગગાડી, વીજળીની ગાડી, મોટર ગાડી અને એરોપ્લેનના જમાનામાં બીજું શું સંભવે ? ઉદ્યોગની ધડાધડીમાં મશગુલ માણસોને લાંબાં ભાષણો પણ કંટાળો આપેછે તે પણ આ નમૂનાનો જ રોગ છે.

---

* ટૂંકી વાર્તા એ નામ અંગ્રેજી સાહિત્યમાંથી આવેલા સાહિત્યસ્વરૂપ (Short Story) માટે હું સાદા શબ્દોમાં યોજવાનું પસંદ કરુંછું. 'નવલિકા' શબ્દ મ્હને ગમતો નથી; કારણ: પ્રથમ તો 'નવલ' એ શબ્દ પણ Novel શબ્દના કેવળ ધ્વનનસામ્યથી ઘડાયોછે અને તે સંસ્કૃત ભાષાને પરિચિત નથી, સાહિત્યશાસ્ત્રને તો નથી જ. નવલ્લ શબ્દ પ્રાકૃતમાં છે, નવના અર્થમાં. તે ઉપરથી ગુજરાતીમાં 'નવલ' શબ્દ 'નવું' ના અર્થમાં આવ્યો. પરંતુ સાહિત્ય-શાસ્ત્રની પરિભાષામાં નવલ શબ્દ સ્વીકારતાં મ્હને સંકોચ એ થાયછે કે જે અર્થસંસ્કારો (Associations) અંગ્રેજી પારિભાષિક શબ્દ Novel સાથે જોડાયાછે, તે આપણી ગુજરાતી પરિભાષામાં હયાત નથી. 'નવલ' (અથવા 'નવલકથા') શબ્દ માટે જ આ વાંધો છે, ત્હાં તે ઉપરથી વળી આગળ વધી ઘડી કઢાયલા 'નવલિકા' શબ્દ માટે તો વિશેષ વાંધો છે.

ટૂંકી વાર્તાની ઉત્પત્તિ આ પ્રકારની છે, તે ખરું પણ માત્ર ટૂંકા પણું એટલું જ લક્ષણ એ રચના માટે બસ નથી. કલાનું ચાતુર્ય એ રચના માટે વિશિષ્ટ રૂપે હેમાં પ્રવર્તવું જોઇયે. લાંબી વાર્તામાંથી ફાલતુ, નિરર્થક, વર્ણનાદિકના અંશોનો ત્યાગ કરવાની સાથે ટૂંકી વાર્તામાં કલાજનિત સંક્ષેપ, અવયવોનો સુઘટિત સંબન્ધ, વૃત્તાન્તમાં યોજનાચમત્કાર, ઇત્યાદિ ઘટક અંશો આવવા જોઇયે. આટલું જ બસ નથી. ટૂંકી વાર્તામાં પ્રાણરૂપ ભાવનાની દીપ્તિ હોય ત્યહારે જ તે આકર્ષક બનેછે. વીરકાવ્ય અને સંગીતકાવ્ય વચ્ચે જે સ્વરૂપસંબન્ધ છે તે પ્રકારનો કાંઇક સંબન્ધ લાંબી વાર્તા અને ટૂંકી વાર્તા વચ્ચે છે. આ ઉપરાંત એક બીજું સૂક્ષ્મ તત્ત્વ છેઃ ટૂંકી વાર્તા તે ટૂંકાવેલી લાંબી વાર્તા નથી, તેમ લાંબી વાર્તા તે લંબાવેલી ટૂંકી વાર્તા નથી. ટૂંકી વાર્તા તો જન્મની સાથે જ સુસજ્જ સૌન્દર્યઘટક અંશોથી અલંકૃત ટૂંકી જ હોય. લાંબી વાર્તામાંના ફાલતુ અંશોના ત્યાગ વિશે ઉપર કહ્યું તે આ તત્ત્વના વિરોધમાં સમઝવાનું નથી. જે મનોવ્યાપારથી લાંબી વાર્તાના ફાલતુ અંશો વિકસિત કરાય-છે, તે મનોવ્યાપારની મૂલતઃ અપ્રવૃત્તિ એ આ ત્યાગ શબ્દનો અર્થ સમઝવાનો છે.

ટૂંકી વાર્તાના આ સામાન્ય રૂપદર્શન ઉપરથી એક પરિણામ ફલિત થાયછે; તે એ કે ટૂંકી વાર્તામાં વસ્તુરચના અતિ સંકુલ નહિં ગોઠવી સકાય, તે સાથે અતિ સરલ પણ ના આવે. વૃત્તાન્ત પણ ચમત્કૃતિયુક્ત હોવા છતાં સંયમઘટિત, સૂચકતાયુક્ત, અને સતત આકર્ષણવાળા જોઇયે. પાત્રોનું સ્વરૂપાલેખન પણ તે તે પાત્રની વાણીમાંથી વ્યંજના વ્યાપાર જેવી ઘટના વડે વિશેષે કરીને, આછા અને અલ્પ લેખનીસ્પર્શો વડે જ સાધવું જોઇયે. આમ સમગ્ર પ્રકારો જે'માં પ્રવેશ પામે તે ટૂંકી વાર્તા—બીજી રચના તે શિથિલ, શૂન્ય, શબ્દવ્યય.

આ ઉપોદ્‌ઘાત લખતા પ્હેલાં મ્હને વિચાર થયો કે અંગ્રેજી સાહિત્ય-માં ટૂંકી વાર્તાનો ઉદ્‌ભવ છે તો તે વિશે વિવેચનસાહિત્યમાં જરાક ડોકિયું કરીને પછી લખું? વિચાર બદલ્યો. પ્રથમ મ્હારા મનમાં ટૂંકી વાર્તાનું સ્વરૂપ કે'વું પ્રતિબિમ્બિત થયુંછે તે તપાસવું અને ઉપસ્થિત

કરવું. પછી અંગ્રેજી વિવેચકોનું આ બાબતમાં દર્શન કેવું છે તે જોવું, સરખાવવું, ન્યૂનાધિકતા જાણવી. આ માર્ગ સ્વીકાર્યો. એટલે એ વિસ્તીર્ણ સાહિત્યમાંના એક લઘુ ગ્રન્થનું દર્શન કર્યું; તો મ્હારા મનમાંના પ્રતિબિમ્બને પુષ્ટિ મળનારાં વચન વિચાર વગેરે જણાયાં. અહિં એ સર્વનો સંગ્રહ અસ્થાને થાય. પરંતુ થોડાક ઉતારા રસમય બનશે. એવલિન મે આલબ્રાઇટના અતિસૂચક અને સમર્થ પુસ્તકમાં* નજર નાંખતાં આ વચનો તારવવા જેવાં લાગ્યાં:

"The novelist, endeavouring to render life in all its fullness portrays exhaustively details which an artistic story-teller instinctively avoids. When the realistic novel is complete, the short story is suggestive. In the handling of material, then, the most striking difference between the novel and the short story is that the problem of selection or of suggestive ominssion and compression, is for the short story writer of supreme importance. For the short story can never like the novel give us the whole of the life. It can only aim to present in a vigorous, compressed, suggestive way, a simplification and idealization of a particular part or phase of life."

( Introduction : p. 5 )

"In a word, the short story material is a single situation. ................................ The short story only suggests life histories by retrospect or hint of future or by presenting determining crises in the lives of characters; and it uses its series of events in accordance with a determined motive to render the impression of a situation."

( Ibid : p. 6 )

"Limitation of range of material to a single situation, in the lives of the main characters furnishes a fundamental

* "The Short Story, its Principles and Structure" New York; The Mac Millan Co. 1924.

unity of design. .................................... It is only by such strict limitation of aim and subject matter that the short story can attain that complete and rounded unity which marks it in the hands of a master artist, capable of a perfection of form that is almost lyric.''

( Ibid : p. 7 )

ટૂંકી વાર્તાનું ટૂંકું લક્ષણ મ્હેં આરમ્ભમાં બતાવ્યું ત્હેને આ ઉતારાઓમાં પુષ્ટિ મળતી જણાશે.

ટૂંકી વાર્તાની શરીરઘટના કે'વી હોય ? એ જુદાં જુદાં રૂપ લઈ સકેછે: વર્ણનાત્મક, સંવાદપ્રધાન, નાટકાભાસી, સંગીતકાવ્યનું ગદ્યરૂપ ધરીને પ્રવર્તતી, ઇત્યાદિ. દરેક સ્વરૂપમાં કલાનું તત્ત્વ, સંયમજનિત સંક્ષિપ્તતા વગેરે લક્ષણો તો આવવાં જ જોઇયે.

***

આટલી પ્રવેશક ચર્ચા કરીને હવે રા. લલિતમોહનના આ વાર્તાસંગ્રહમાં દૃષ્ટિક્ષેપ કરિયે. ટૂંકી વાર્તાનાં લક્ષણો હેમની કૃતિયોમાં કેટલે અંશે વિદ્યમાન છે તે રસિક વાચક પોતાની મેળે જ સોધી કાઢી સકશે; પૃથક્કરણ વ્યાપારથી સોધવાનું જે'ને અસાધ્ય હશે ત્હેને રસ ઝીલવાના સાક્ષાત્ સંયોગીકરણના વ્યાપારથી કાંઇક જુદી જ રીતે એ જ તત્ત્વનું દર્શન થશે.– આ દર્શન કરવામાં સહાયભૂત થવાનો કાંઇક પ્રયાસ આ ઉપોદ્ઘાતમા કરવાનો મ્હારો મનોરથ છે. પ્રથમ તરી આવતું એક લક્ષણ આ વાર્તાઓના સંગ્રહનું **વિવિધતા છે,–આકારની વિવિધતા.** લગભગ દરેક વાર્તાનો આકાર અન્ય વાર્તાના આકારથી જુદો છે. આ ગુણને લીધે વાચકને વાંચતાં પુનરુકિતજનિત કંટાળો આવતો ટાળી સકાયોછે. આમ છતાં આ વાર્તાલેખકની એક રસપક્ષપાતની રીતિ ઘણી વાર્તાઓમાં નજરે પડેછે: લેખકને ચાંદની રાત્ય ખાસ પ્રિય હોય એમ વારંવાર આવતાં પ્રાસંગિક વર્ણનોથી જણાયછે; તથાપિ હેમાં પણ પુનરુકિત નથી આવતી; દરેક પ્રસંગની ચાંદનીની રાત્રિ જુદા જુદા સૌન્દર્યવેશમાં ઉપસ્થિત થઈ છે. 'બાણ પંડિતની કાદમ્બરી' વિશે કહેવાયછે કે હેનાં કૌમુદીના વર્ણનો દરેક જુદા જુદા અલંકારાદિકવાળાં છે; તે પ્રકારનું માન આ લેખકને આપવાનું સાહસ નહિ કરું; પરંતુ બાણનાં

વર્ણનો લાંબાં, અલંકારચાતુર્ય, ઇત્યાદિથી વિશિષ્ટ, છે અને સ્વરૂપતઃ વિલક્ષણ જ છે, ત્યારે રા. લલિતમોહનની ચાંદનીના ચમકારા આછા પ્રમાણમાં, છૂટક છૂટક, અને વ્યંજનાગર્ભ હોઈ મોહક બનેછે.

રા. લલિતમોહનની કલામાં psychological analysis (માનસ ઘટનાનું પૃથક્કરણ) ઠેર ઠેર નજરે પડેછે; પરંતુ હેમાં પણ સંક્ષિપ્તતાનો ગુણ આકર્ષણકર થાયછે. આ માટે એક જ ઉદાહરણ આપણે જોઈશું, (અલબત હેમાં એ પૃથક્કરણ અંશતઃ લેખકનાં અંગત મંતવ્યો, લગભગ સ્ફુટ સ્વરૂપે ઉપસ્થિત કરીને બતાવ્યાંછે; તોપણ પાત્રનાં આલમ્બન લઈ ને જ):—

"પ્રેમઃ દેહનો કે દેહીનો ?" એ વાર્તામાં એ કૂટ પ્રશ્ન—માનવ હૃદય અને માનવ માનસની ઘટના સંબન્ધી પ્રશ્ન—થોડાક શબ્દોમાં ઠેરઠેર ઊકેલવાનો પ્રયાસ કર્યોછે. જુવોઃ

(क) "પ્રાણી માત્રનો પ્રકૃતિજન્ય સ્વભાવ છે પશુ પણ સ્નેહ સ્પર્શથી જ સૂચવે છે.***માનવીથી સ્નેહ અને સંગતિ છૂટાં પાડી શકાતાં નથી."

(પૃષ્ઠ ૧૯)

(ख) "કલ્પના ને આદર્શની સૃષ્ટિ મહિ વિચરનારા મહાત્માઓ, કવિઓ, કે યુગપ્રવર્તકો ભલે કહે કે શબના સ્નેહ કોઇ જન્મ્યા છે? સ્નેહ દેહનો નહિં પણ દેહીનો જ હોય છે. દુનિયાનો અનુભવ પુકારી પુકારીને કહે છે કે ઓ વ્યોમવિહારીઓ જાઓ! એ ભ્રમ છે. જુદા છતાં દેહ ને દેહી એક જ છે. દેહના પ્રેમ નથી હોતા પરંતુ દેહ વિનાના દેહીના પ્રેમ પણ બુદ્ધિગ્રાહ્ય નથી."

(પૃષ્ઠ ૨૦)

(ग) "મીનાક્ષી કહે છે કે દેહ ને દેહી જુદા છતાં એક જ છે. બેના નામનિર્દેશ ભિન્ન છતાં એક વગર બીજાનું પ્રયોજન નથી. દેહ વગર દેહી પર પ્રેમ રખાતો નથી વસ્તુ વિના પડછાયા હોતા નથી... કાલે ખીલી પુષ્પ થનાર મનોહર રમણીય કલિકા મહિં વસતી નિગૂઢ સુવાસના જેવો સ્થળ અને કાળથી અતીત પ્રેમ કદી વિશ્વમાં વસતો હશે પરંતુ સ્થૂલ સમાગમ વિના એ જીવનના ચૈતન્યની ચિનગારી જ્વાલારૂપે પ્રગટ નથી થતી. મીનાક્ષી કહે છે કે દેહ વિનાના દેહીને

માટે રાનનાં વૃક્ષો મહિં રહેલા દાવાનળની માફક પ્રેમ રહેતો હશે પરંતુ એક બીજાના ઘર્ષણ વગર વૃક્ષો મહિં દાવાનલ પ્રગટ નથી થતો તેમ દેહ વિનાના દેહી માટે પ્રેમની દિવ્ય જ્યોત નથી પ્રગટતી."

(પૃષ્ઠ ૨૭)

આ વચનોમાં લેખકનાં અંગત મંતવ્યો સર્વાંશે પ્રતીત કરાવાયાં છે, કે માત્ર સત્યના એક પાસાનું જ દર્શન કરાવવા માટે આ દક્ષતાભર્યાં વચનો મૂકયાંછે તે વિશે નિર્ણય કરવો અશકય છે અને નથી. હું નથી ધારતો કે પ્રેમ અને પ્રેમનો સાક્ષાત્કાર એ બે વસ્તુઓ વચ્ચેનો મહત્ત્વનો ભેદ રા. લલિતમોહન ભૂલી જ ગયા હશે; સાક્ષાત્કાર માટે સ્થૂલ દેહની અપેક્ષા છે ખરી (જો કે તે પણ શરીરસંપર્ક વિના નયન, મુખચ્છાયા ઇત્યાદિથી પ્રેમ વ્યક્ત કરાય તે વાત ભૂલવાની નથી);–પરંતુ દેહના સંપર્ક વિના પ્રેમનું સૂક્ષ્મ અસ્તિત્વ શક્ય છે; પ્રેમના સાક્ષાત્કારની વાત જુદી જ રાખવાની છે આગળ ઉપર રા. લલિતમોહનની બીજી વાર્તા 'એ મોહ કે ઉપાસના?' નું નિરીક્ષણ કરીશું તો જણાશે કે સત્યનું બીજું પાસું આ લેખકથી અજ્ઞાત, અદૃષ્ટ નથી.

આ દૃષ્ટિ કાંઇક અંશે, આ વાર્તામાં જ એક ગૌણ ચિત્રદર્શનમાં પ્રગટ કરાઇછે. મીનાક્ષી માતા થઈ, પાલણું ઝૂલાવવાનો અવસર હેને આવ્યો તે પ્રસંગ માટે આ માનવજીવનનું રહસ્ય જોનાર કલાકાર કહેછેઃ "પ્રેમનાં ઝરણાં સ્વાર્થી મટી નિઃસ્વાર્થી થયાં. દમ્પતીસ્નેહ અપત્યસ્નેહમાં પુનર્જન્મ પામી પુનિત થયો. જીવનના ઉદ્દેશ બદલાયા, આદર્શ બદલાયા; હૃદય પલટયું. જીવનજ્યોત વિશુદ્ધ પ્રેમે ઝબકી રહી." આ દર્શનમાં

अन्तःकरणतत्त्वस्य दम्पत्योः स्नेहसंश्रयात्।
आनन्दग्रन्थिरेकोयमपत्यमिति बध्यते ॥

[દંપતી–ઉરને જોડે સ્નેહયોગે જ સત્ય જે
આનન્દગ્રન્થિ આ એક, નામ જે'નું અપત્ય છે.]

એ ભવભૂતિના રસદર્શનમાંથી ઉદ્દભવ પામેલું પણ નવીન રસદર્શન છે. અહિં દમ્પતીના સ્થૂલ સંબન્ધમાંથી જન્મ પામેલો છતાં એ સંબન્ધને ગૌણ, ઊતરતી, ભૂમિકામાં ખશેડી નાંખનારો વાત્સલ્યરસ કાંઇક સૂક્ષ્મ

વાતાવરણમાં ઊડતો આપણે જોઈ સકિયે છિયે. અલબત, વાત્સલ્ય-રસને આલમ્બનરૂપે, અધિષ્ઠાનરૂપે, શિશુનો કાંઈક સ્થૂલ આશ્રય તો રહેશે જ; તોપણ એ આશ્રય સ્ત્રીપુરુષનો સ્થૂલ સંબન્ધ અને બે દેહીને અન્યોન્યને જોડનારો સૂક્ષ્મ સંબન્ધ–એ બેની વચ્ચે મધ્યસ્થિત, કાંઈક સૂક્ષ્મતાના તરફ વિશેષ ઢળતો લાગશે.–આ ક્રમનું દર્શન થવાની સાથે દેહ અને દેહી, અને દેહી અને દેહી, એ યુગ્મના સૂક્ષ્મસંપર્કવાળું સત્યનું ઉન્નત પાસું આ વાર્તાકારને અગમ્ય રહ્યું નથી એમ જણાયછે.

રા. લલિતમોહનની વાર્તાઓમાં જ્યહાં જ્યહાં વસ્તુઘટનાનો ઉપયોગ કરાયોછે, ત્યહાં ત્યહાં એ ઘટનામાં સંકુલતા, અગમ્યતા, ઇત્યાદિ વાચકને ગૂંચવી નાંખનારું સ્વરૂપ નથી; **ઘટનામાં સરલતા સાથે ચાતુર્ય, સહજ પ્રવાહ સાથે અલ્પ તરંગવાળી સરિતાની વિવિધતા,** નજરે પડે-છે. અને તે સાથે માનવહૃદયના ગૂઢ પલટા, આચારશુદ્ધિના વિષમ પ્રશ્નો એ સર્વનું કલાયુક્ત માનસશાસ્ત્રીય દર્શન પણ સંમિશ્ર થાયછે. એક જ ઉદાહરણ: "મૃણાલિની." હેના પતિપરાયણ જીવનમાં, મુગ્ધા દશાના તોફાની પ્રેમનું પુત્રપ્રાપ્તિ દ્વારા વાત્સલ્યસરિતામાં શાન્તરૂપ પરિવર્તન, તે પછી અચિન્તિત રીતે હેનું ભાવિ કલુષિત કરનારી સૌદામિનીનું હેના ગૃહજીવનમાં સંક્રમણ, સૌદામિની અને મૃણાલિનીનો પતિ એ બેની વચ્ચે આકસ્મિક સંયોગપ્રસંગમાંથી બેનું પતન, અને એ પતનની, શય્યામાં અણધાર્યા હાથમાં આવેલા ફૂલના ગજરા* વડે થયેલી પિશુનતા, ઇત્યાદિ ઘટના અને એ સર્વનું કરુણ પરિણામમાં વિકસન;—આ સર્વ સુન્દર સાદી માનવ હૃદયને વાંચનારી કલાની કૃતિ જોઈને વાર્તાકારને અભિનન્દન આપ્યા વિના રહેવાશે નહિં.

વાર્તાકારની પરલક્ષી કલાને અવિરોધમાં રહીને વખતો વખત આ સંગ્રહમાં વાર્તાકારનાં અંગત મંતવ્યો; રુચિવહનો, અને,–સ્થાયી નહિં હેવા તરતા અભિપ્રાયો, કથાભાગમાં છૂટક બારીઓમાંથી ડોકિયાં કરેછે. બે ચાર ઉદાહરણો લઇયે :

---

* ગુજરાતીમાં 'ગજરો' કહિયે છિયે, મરાઠીમાં 'વેણી' કહેવાયછે. મુંબાઈના જીવનમાં ને ભાષામાં પ્રવેશ પામેલો શબ્દ, વેણી, રા. લલિતમોહને લીધો છે.—ભલે.

"બન્ધનો" નામની વાર્તા જુવો. હેમાં લગ્ન વિષયક રૂઢિનાં બન્ધનો તોડ્યાથી અનિષ્ટ પરિણામો થયેલાં દર્શાવ્યાંછે. જગતનારાયણે પોતાની બ્હેન નલિનીને પરજ્ઞાતિના પ્રોફેસર જોડે લગ્ન કરવા દીધું; જ્ઞાતિયે હેનો બહિષ્કાર કર્યો; કાલક્રમે જગતનારાયણ વિધુર થયો. પરંતુ એક પતિત વિધવા સાથે દુરાચારમાં પડયો, બંને જણાં 'સમાજની સ્હામે બંડ કરનારાં' હતાં. બંને ઘરમાં સાથે રહ્યાં; પછી જગતનારાયણની પુત્રી વામા, અને પેલી વિધવાનો વૈધવ્ય દશામાં થયેલો પુત્ર ગિરિશ, એ બે વચ્ચે, અનેક મન્થનો થઈ ગયા પછી, લગ્નસંબન્ધ કરવાનું ઠર્યું-અહિં પણ સમાજનાં બન્ધનોનો અનાદર. વામા હૃદયના અનેક ભાવયુદ્ધને પરિણામે લગ્ન વખતે જ આત્મઘાત કરીને સમાજનાં બન્ધનોની સ્હામે બંડના પ્રાયશ્ચિત્ત રૂપ બલિદાન બની.

આ કથામાં દુરાચાર માટે પ્રાયશ્ચિત રજૂ કરવાની સાથે રૂઢિનાં બન્ધનો તરફ કાંઈક પક્ષપાત લેખકનો જણાઈ આવેછે. પરંતુ તે નિગૂઢ રીતે જ.*

"અમૃત કે ઝેર?" એ વાર્તા લ્યો—અહિં આરમ્ભમાં આ વચનોદ્‌ગાર કથાકારના પોતાના—વાંચિયે છિયે:—

---

*એક પ્રાસંગિક વસ્તુ અહિં નોંધવા જેવી છે. વામા હેના હૃદયના અનેક ક્ષોભમાંના એક પ્રસંગે પોતાના હાથમાંથી કાચની બંગડીઓ ઊતારીને તે સ્હામું જોઈને મનમાં વિચાર કરેછેઃ બંગડીઓ શા માટે? પુરુષને માટે? ગુલામી બેડી?-એમ કરીને બંગડીઓના કડકા કરી નાંખ્યા. વળી આરસીમાં ચાંલ્લો પોતાના કપાળમાં દીઠો, તે પણ ખૂંચ્યો. "એ પણ શા માટે?"-આ વૃત્તિ હાલમાં યુવકયુવતીસંઘમાં બંગડી, ચાંલ્લો, ઇત્યાદિ સૌભાગ્યચિહ્નો વિરુદ્ધ થતા ઠરાવોના આગામિ સૂચનરૂપ હશે?

પરંતુ વામા આ યુવતીઓ જેવી અરસિક નહોતી. હેના હૃદયમાં માર્દવ આવ્યું અને બંગડીઓના કડકા વીણી લીધા, છાતી સરસા ચાંપ્યા. અને સાચવી રાખ્યા. અને "સ્ત્રીસ્વભાવમાં રહેલી સુન્દર દેખાવાની લાલસા આડે આવી એટલે ચાંલ્લો તો કપાળ ઉપર રહ્યો." ચાંલ્લો ઇત્યાદિ પ્રથમતઃ સૌન્દર્ય-ચિહ્ન છે અને વિધવાને સૌન્દર્યરચના ત્યાજ્ય માટે એ સૌભાગ્યચિહ્ન ઉલટા તર્કક્રમથી મનાયું તે વાત નવયુવતીઓ ભૂલી જાયછે.

"પુરુષનો આત્મા સ્ત્રીસૌન્દર્યનો પૂજક હંમેશ રહ્યો જ છે. અથડાતાં કૂટાતાં પણ એ અનુપમ સૌન્દર્યની સુરખીની આશા પુરુષને કદી ય તજતી નથી. અભિલાષ હોય કે વિના કારણ હોય, પરંતુ દરેક પુરુષ સ્ત્રીસૌન્દર્યના દર્શનના કાજે તલસેછે."

આ સુન્દર મંતવ્યકલ્પના—બેશક અપૂર્વ છે, છતાં લેખકના અંગત વિચારરૂપે સાક્ષાત્ મૂકાઈછે,—અલબત વાર્તામાં લાંબાં ભાષણો ઘુસાડીને ભંગ—રસભંગ, કલાભંગ—કરનારા મહાલેખકોની પેઠે નહિં; પણ રસિક સંયમથી જ. આ મંતવ્યમાં માનવહૃદયના ગૂઢ રહસ્યનું તત્ત્વદર્શન છે જ. આ મંતવ્યને વળી આગળ વધીને નવીન તત્ત્વદર્શન વડે ઉદ્ઘાટન આપ્યુંછે:—

"ભૂત અને ભવિષ્યના અન્ધકારમાં કદી પ્રકાશનું કિરણ પ્રગટેછે. જીવનની કોઇ ધન્ય પળે લાગે છે કે આત્મા કંઇક અજબ સૌન્દર્યને શોધી રહ્યો છે; અને યુગયુગની વાસના તાજી થાય છે."

"ઉરસરિતામાં ઊર્મિસાગર ઉછળી ઘડીભર ભરતી આણે છે."

આ સચોટ અને અર્થગર્ભ વચનોને રૂપાન્તર આપીને કચળાવી નાખીશું નહિં. પરંતુ કથાકારે જ આપેલું મધુર કવિત્વગર્ભ રૂપાન્તર જુવોઃ—

"યોગેશની જિજ્ઞાસા એ પાપ ન હતું, વાસના ન હતી. અગમ્ય ભૂતજીવનના આત્માના સ્મૃતિચમકારા હતા. અંતરના ઉંડાણ મહિંથી ઊઠતા, દૂર દૂરના દેવમન્દિરની આરતિના પ્રતિધ્વનિસમા હતા."

રા. લલિતમોહનનું આ ફિલસુફીનું દર્શન રા. બટુભાઈની "લોમહર્ષિણી" નામની અદ્‌ભુત શક્તિના ફળરૂપ વાર્તામાં ધ્વનિત કરાયલી ફિલસુફીનું સ્મરણ કરાવેછે. એ ફિલસુફીનું દર્શન અન્ય સ્થળે મ્હેં કરાવેલું જ છે.

આ બંને તરુણ લેખકોનું આ દર્શન અન્યોન્ય સંપર્કથી નિરપેક્ષ જ ગણુવાનું છે.

"પ્રેમઃ-દેહનો કે દેહીનો ?" એ વાર્તામાંનાં લેખકનાં મંતવ્યો વિશે પ્રસંગવશાત્ હું પાછળ દર્શન કરી ચૂકયોછું. હેમાં અહિં પ્રસ્તુત દષ્ટિબિન્દુ લક્ષમાં રાખીને કહુંછું કે વાર્તાલેખકે મીનાક્ષીના વિચારની ઢાલ પાછળ રહીને પોતાનાં અંગત મંતવ્યો પ્રગટ કર્યાંછે, તે ઢાલ પારદર્શક

છે. તે ઉપરાંત સાક્ષાત્ રૂપે પણ સ્વકીય તરીકે તે જ મંતવ્યો તે સ્થળે આપેલા (क) તથા (ख) સંજ્ઞાવાળા ફકરાઓમાં પ્રગટ કર્યાંછે. (ख)માં તો સ્પષ્ટતાથી સબળ શબ્દોમાં, વાણીવિભવની દીપ્તિ પૂરીને એ મંતવ્ય દર્શાવ્યુંછે.

આમ અનેકવિધ રૂપમાં વાર્તાલેખકનાં અંગત મંતવ્યો વાર્તા–ઘટનામાં ડોકિયાં કરેછે.*

અહિં એક રસમય પ્રશ્ન ઉત્પન્ન થાયછે: વાર્તાલેખકે પોતાનું અંગત સ્વરૂપ પ્રકાશિત કરવાની મર્યાદાઓ શી હશે? એ મર્યાદાઓ આ સંગ્રહમાં સચવાઈ છે કે નહિં? એ મર્યાદાઓ સ્થાપતા પ્હેલાં આત્મલક્ષી અને પરલક્ષી કૃતિ એ બે વચ્ચે સંબન્ધ શો છે તે તપાસવું ઇષ્ટ છે. બંને વચ્ચે પ્રત્યક્ષ ભેદ એ છે કે આત્મલક્ષી લેખક પોતાની જ લાગણીઓનો ઉદ્‌ગાર સાક્ષાત્ રૂપમાં કરેછે, ત્યહારે પરલક્ષી લેખક પોતાની લાગણીઓ પ્રગટ કરવાના ઉદ્દેશથી કેળવ મુક્ત રહી પોતે ઘડેલાં પાત્રોની લાગણી વિચાર ઇત્યાદિનું પ્રકાશન પોતાની કૃતિદ્વારા કરે. પછી માત્ર પરલક્ષી સ્વરૂપ આપીને વસ્તુતઃ આત્મલક્ષી ઊર્મિ વગેરે દર્શાવાય તે કૃતિયો જુદા જ વર્ગમાં આવશે. બાયરનની અનેક કૃતિયો આ પ્રકારની છે. આ સામાન્ય તત્ત્વ વાર્તાલેખકને વિશે કાંઇક વિશિષ્ટ સ્વરૂપ ધારણ કરેછે. એ લેખકે પોતાનાં મંતવ્યો પ્રગટ કરવાનો ઉદ્દેશ ના રાખવો જોઇયે, છતાં પાત્રો દ્વારા અને કદી કદી સાક્ષાત્ સ્વરૂપે સ્વકીય મંતવ્યો વિષયના ઉપર દીપદર્શન રૂપે ગૂંથવામાં સંયમ અને કલાચાતુર્યનાં તત્ત્વોનો આદર થવો

---

* ચર્ચાના આ પ્રકરણમાં "વિકાસ કે વિનાશ." એ વાર્તાનું દર્શન કરવું હું અનાવશ્યક ગણુંછું સૌ. લીલાવતી શેઠની "અનુભવ વિનાનાં" નામની વાર્તા જોડે હેમાં કાંઇક સ્પષ્ટ સામ્ય છે. છતાં તે ઉપરથી અનુકરણ કર્યું નથી. "અનુભવ વિનાનાં" એ વાર્તા છપાયા પ્હેલાં "વિકાસ કે વિનાશ." એ વાર્તા લખાઈ હતી. તે ખરું તથાપિ એ સામ્યવાળી બંને વાર્તાઓમાં ક્યાશ છે. અનુભવ વિનાની લેખનીની લીલા બંનેમાં છે. આ કારણથી 'વિકાસ કે વિનાશ'માં દૃશ્યમાન થતા—"ભાવનાના એક સરખા વિકાસને અભાવે વિનાશ થાય" એ મંતવ્યનો આટલો જ સ્પર્શ કરીને હું અટકુંછું.

જોઇએ. અંગત મંતવ્ય માટે આ મર્યાદાઓ છે. અને તે રા. લલિતમોહનની વાર્તાઓમાં સચવાઇ છે એમ હું માનુંછું.

બાકી પરલક્ષી લેખકનું સ્વકીય સ્વરૂપ નિતાન્ત લુપ્ત તો ના જ થઇ સકવાનું. આ વિશે એક અંગ્રેજી વાર્તાલેખકનાં વચનો નોંધવા લાયક છેઃ

"A cloudy veil stretches over the abyss of my nature. I have, however, no love of secrecy and darkness. I am glad to think that God sees through my heart and if any angel has any power to penetrate into it, he is welcome to know everything that is there. Yes, and so may any mortal who is capable of full sympathy and therefore worthy to come into my depths. But he must find his own way there. I can neither guide nor enlighten him. It is this involuntary reserve, I suppose, that has given the objectivity to my writing; and when people think that I am pouring myself out in a tale or an essay, I am merely telling what is common to human nature, not what is peculiar to myself. I sympathize with them, not they with me."*

[મ્હારા સ્વભાવના ઊંડા ગર્તની ઉપર કોઇ વાદળા જેવો પડદો પથરાયલો રહેછે. તથાપિ ગુપ્તતા અને અન્ધકારાવરણ રાખવા ઉપર મ્હને પ્રેમ નથી. ઇશ્વિર મ્હારા હૃદયમાં આરપાર જુવેછે એ વિચારવાથી મ્હને આનન્દ થાયછે, અને એ હૃદયમાં પેશી નીકળવાની શક્તિ કોઇ ફિરસ્તામાં હોય, તો ત્હાં જે જે વસ્તુ છે તે એ જાણી લે તો તેમ કરવાની હેને હું સ્વાગતપૂર્વક છૂટ આપુંછું. હા, અને કોઇ પણ મર્ત્ય માનવ એ જ રીતે ભલે પેશી નીકળે ને જાણે,—એ માનવનામાં સંપૂર્ણ સમભાવ હોય, અને તેથી કરીને મ્હારા ઉરનાં ઊંડાણોમાં દાખલ થવાની યોગ્યતા હેને હોય હેવો માણસ ભલે તેમ કરે. પરંતુ હેણે ત્હાં પ્રવેશ કરવાનો માર્ગ પોતાની મેળે સોધી કાઢવો જોઇએ. હું હેને દોરી પણ નહિં સકું

* Hawthorne's views quoted in "The Short Story, Its Principles and Structure" by Evelyn May Albright—Chap. XIV. "The Spirit of the Author" pp. 224–225.

અથવા કોઈ પ્રકાશ પણ નહિં પાડી શકું. મ્હારાં લખાણોમાં પરલક્ષીપણું આવ્યું છે તે, હું ધારુંછું કે મ્હારા આ મ્હારી ઇચ્છા વિના જ બંધાયલા ગુપ્તતાના સ્વભાવને લીધે જ; અને કોઇ વાર્તામાં અથવા નિબન્ધમાં હું મ્હારા હૃદયના ભાવ રેડીને પ્રગટ કરુંછું એમ લોકો માનેછે, ત્હારે હું માત્ર માનવસ્વભાવમાં સર્વસાધારણ વસ્તુ છે તે જ હું કહેતો હોઉંછું,—મ્હારા પોતાનામાં જે વિશિષ્ટ છે તે નથી કહેતો હોતો. હું માનવગણ જોડે સમભાવ રાખતો હોઉં છું. માનવગણ મ્હારી જોડે સમભાવ રાખતો હોતો નથી.”]

આ ઉદ્ગારોને વિશે આલ્બ્રાઇટ સાચું જ કહેછે કે હોથૉર્ન પોતાને પરમ પરલક્ષી લેખક માનતો હતો; અને ઉપરના વચનોમાં અભેદ્યતાનો દાવો કરતો હતો છતાં પોતાની કલ્પનાશાલિની પ્રતિભાની જ માત્ર નહિં પણ પોતાની સ્વભાવઘટનાની અને ચારિત્ર્યની પણ છાપ વાચકના મન ઉપર પાડવામાં હોથૉર્ન કરતાં વધારે સાફલ્ય બીજા કોઇ લેખકે મેળવ્યું નથી. આ વિધાન કરીને હોથૉર્નની જુદી જુદી વાર્તાઓનાં દૃષ્ટાન્ત આપીને એ વિધાન સિદ્ધ કરી આપેછે. આ સત્યદર્શન તરફ લક્ષ રાખીને જ પ્રસ્તુત પ્રકરણના આરમ્ભમાં આલ્બ્રાઇટ કહેછે:—

“The story of mere incident or ingenious plot does not necessarily reveal the spirit of the author; but the story which interprets character and human life—the story which makes a distinct emotional appeal—inevitably suggests the personality of the author, no matter how objectively he works”.*

[“કેવળ વૃત્તાન્તોથી અથવા ચાતુર્યયુક્ત વસ્તુ યોજનાથી ઘડેલી વાર્તા હેના લેખકનું આત્મસ્વરૂપ આવિષ્કૃત કરે છે એમ અવશ્ય ફલિત નથી થતું; પરંતુ જે વાર્તા માનવ ચારિત્ર્ય અને માનવ જીવનનું અર્થોદ્ઘાટન કરે છે—જે વાર્તા સ્પષ્ટ રૂપે હૃદયની ભાવોર્મિયોને વિશિષ્ટ સંબોધન કરે છે—તે વાર્તા લેખકની સ્વરૂપ ઘટનાનું સૂચન કર્યા વિના રહેતી જ નથી,—પછી ભલે જે તે ગમે તેટલી પરલક્ષી કલાથી રચના કરતો હોય.”]

*Ibid P. 224.

ખરું તત્ત્વ એ છે કે, યદ્યપિ અર્થપ્રદર્શન કરનારા કેટલાક વિવેચકો વિધાન કરેછે કે આત્મલક્ષી અને પરલક્ષી એ ભેદકલ્પન ભ્રમનું ફળ છે, બહુ તો એ બેની વચ્ચે ભેદક મર્યાદારેખા બહુ જ સૂક્ષ્મ રૂપની છે, તથાપિ આત્મલક્ષી અને પરલક્ષી કૃતિઓમાં ભેદ આત્મ-સ્વરૂપના આવિષ્કરણમાં માત્ર પ્રમાણની અલ્પતા અને બહુતામાં જ નથી, પરંતુ રચનાની દેહઘટનામાં પણ છે; અલબત્ત, દેહઘટના આભાસ રૂપની આણવાથી સ્વરૂપ બદલાતું નથી. ઉપર કહ્યું તેમ બાહ્યરચનાની આભાસપરલક્ષી રચનાઓ આત્મલક્ષી સ્વરૂપ ઢાંકી સકતી નથી. આત્મસ્વરૂપનું આવિષ્કરણ સર્વ કલાનું બીજ છે. તે સત્યનું દર્શન મિસ બાર્કલેએ બહુ સૂચક શબ્દોમાં કરાવ્યુંછે:

"Dal" she said, "I do hate singing before that sort of audience. It is like giving your soul to look at, and you don't want them to see it. It seems indecent. To my mind music is the most revealing thing in the world. I shiver when I think of that song and yet I daren't do less than my best. When the moment comes, I shall live in the song and forget the audience."*

["ડાલ," એ બોલી. "એ પ્રકારના પ્રેક્ષક મંડળની સમક્ષ ગાવું મ્હને ગર્હણીય લાગેછે. આપણો આત્મા જોવા દેવાની આપણી ઇચ્છા ના હોય, છતાં એઓની આગળ જોવા માટે ધરતાં ના હોઇયે એમ લાગેછે. એ કૃતિ અસભ્ય જેવી લાગેછે. મ્હારે મતે સંગીત તે દુનિયામાં વધારેમાં વધારે આવિષ્કારક વસ્તુ છે. એ ગીત વિશે વિચાર કરું છું ત્હારે મ્હને ભયકમ્પ થાયછે. અને તેમ છતાં મ્હારી પૂર્ણ શક્તિ વાપરવામાં ઊનતા રાખવાની હિમ્મત જ થતી નથી. ગાવાની પળ આવશે ત્હારે હું એ ગીતમાં જ જીવતી હોઉં એમ થશે અને પ્રેક્ષક મંડળનું અસ્તિત્વ જ વીસરી જઇશ."]

---

*"Rosary"—a novel by Miss Florence. L. Barclay. Chap. "Confidences;" p. 41.

આમ ત્હારે આત્મસ્વરૂપનું આવિષ્કરણ એ આત્મલક્ષી તેમ જ પરલક્ષી કલાને સમાન બીજ છે. માત્ર એ બીજના પ્રમાણની અલ્પતા અથવા બહુતાની સાથે કલાકૃતિની દેહઘટનાના સ્વરૂપમાં પણ વિશિષ્ટતા-જનક ભેદ આવશ્યક છે.

વિષયાંતર બહુ થયું લાગશે. તો હવે એટલું જ ફરીથી કહુંછું કે રા. લલિતમોહનની આ રચનાઓમાં આત્મસ્વરૂપનું આવિષ્કરણ પરલક્ષી રચનાની મર્યાદાઓ સાચવીને જ થયુંછે.

સ્વકીય મંતવ્યો સંબન્ધી ચર્ચા પૂર્ણ કરતે કરતે રા. લલિતમોહન એક વિશિષ્ટ મંતવ્યપ્રદર્શનનો સ્પર્શ કરવાનું મન થાય છેઃએ મંતવ્ય હેમની બે વાર્તાઓમાં પ્રાસંગિક રૂપે—ઝીણી તારાકણીની પેઠે ચમકારા કરેછે.

" બે નયન છતાં એક દૃષ્ટિ, તેમ બે દેહ છતાં, એક જ **અવિભક્ત આત્મા** બન્યા હતાં."*

---

* શેલીકૃત Epipsychidionમાંની નીચેની પંક્તિયો સરખાવોઃ—

As mountain springs under the morning sun,  
We shall become the same, we shall be one  
Spirit within two frames, Oh, wherefore two ?  
One passion in twin hearts.........................

+ + + +  
+ + + +

One hope within two wills, one will beneath  
Two overshadowing minds, one life, one death,  
One Heaven, one hell, one immortality,  
And one annihilation.

રા. કન્હૈયાલાલ મુન્શીના "અવિભક્ત આત્મા" નાટકમાંના નીચે ઉતારેલા શબ્દો આ પ્રેરણામાંથી ઉદ્‌ભવ્યા લાગેછેઃ—

" વસિષ્ઠઃ પિતા વરુણ ! હું, મ્હારી શક્તિ, મ્હારૂં તપ એ મ્હારાં નથી. એ બધાં બે આત્માનાં છે. તે આત્મા બે શરીરમાં રહે છે. તે જ્યોતિ બેને જીવાડે છે તે જ્વાલ બેનાં તપોબળ જ્વલંત રાખે છે....................વસિષ્ઠ અને અરુંધતી જુદાં નથી એક છે."

[ અંક બીજા ને ત્રીજા વચ્ચેનો 'વિષ્કમ્ભક'(?) પૃષ્ઠ ૧૩. કૌમુદી રત્ન ]

"વાદળને વીજળી જેવાં જુદાં છતાં એક—વીજળી ઝબકે અને વાદળ મહિં સમાઈ જાય; રાગ અને વ્યંજના* જેવાં; જુદાં છતાં એક જ હતાં.

(પ્રેમઃ દેહનો કે દેહીનો? પૃષ્ઠ ૧૫)

"અંતરને અગમ્ય મહિંથી પ્રેરણા થયા કરતી કે એ આત્મા પોતાથી જુદો નથી."

* * * *

"યુગ યુગથી પરમાત્મા મહિંથી છૂટા પડેલા આત્માના દિવ્ય કણો વિભકત થઈ, એક બીજાને શોધતાં ભમે છે. સ્નેહી તરીકે મળી આત્માનો વિકાસ સાધતાં એ દિવ્ય કણો ભેગાં મળી જીવનનું પરમ ધ્યેય સાધી પરમાત્મામાં ભળી જાય છે. એવાં સૃજનજૂનાં સૂત્રોની સત્યતાનો મ્હને તે ક્ષણે ભાસ થયો."

("અનન્તતાને આરે": પૃષ્ઠ ૧૬૧)

રા. કન્હૈયાલાલ મુન્શીના "અવિભક્ત આત્મા" નામના નાટકમાં જે તત્ત્વદર્શન સૂચવાયુંછે, તે સાથે ઉપરની કલ્પનાઓનું સામ્ય છે, જો કે કાંઇક ભેદ છે ખરો. કોણે કોનામાંથી આ કલ્પના લીધી? અથવા બંનેને સ્વતન્ત્ર સ્ફુરણાઓ થઈ? અથવા બંનેને કોઇ પૂર્વગત કલ્પનામાંથી પ્રેરણા મળી?—આ પ્રશ્નોનું અન્વેષણ કરવામાં કાલક્ષેપ કરવામાં લાભ નથી. આપણી કંઠસ્થ લોકકથાઓમાં પ્રેમબદ્ધ વ્યક્તિયો વિશે "જીવ એક ને ખોળિયાં જુદાં" એ વચન રૂઢ છે. ત્હેની અંદર રહેલું બીજ વિકસીને આ કલ્પના પ્રગટ થઈ હોય તોપણ નવાઈ નહિં. પરંતુ બંને લેખકોમાં વિશિષ્ટ રૂપે ઉપસ્થિત થયેલી કલ્પનાનું મૂળ એક સુવિદિત ગ્રીક myth (કલ્પિત કથા)માં જડે એમ છે. એ myth આમ છે:

---

* વ્યંજના = Resonance સુરનું અનુરણન; એમ રા. લલિતમોહને નવીન શબ્દયોજના કરીછે; એ નવીન શબ્દ કાંઇક સૂચનપૂર્ણ છે તેથી 'વ્યંજના'ના અન્ય અર્થો જોડે બાધ આવેછે એમ માનીને વાંધો લેતાં હું અચકાઉંછું; ઉલટો એ અર્થ "વ્યંજના" શબ્દના 'ધ્વનિ'ના અર્થ જોડે કાંઇક રૂપકદ્વારા સંગત થાયછે તે જોતાં સ્વીકાર્ય ગણી સકાશે.

સૃષ્ટિના આરમ્ભમાં માનવજાતિમાં સ્ત્રી અને પુરુષ બેના સંયુક્ત દેહવાળું સર્જન કરેલું. કોઇ સમયે (જાણ્યામાં ઝિયુસના કોપથી) એ બે વિભક્ત દેહ બન્યા; તે મૃત્યુલોકમાં આવતાં બંને અડધિયાં એક બીજાને પોતાની પૂર્ણતા સાધવા માટે શોધતાં ફરેછે, અને ખરાં અડધિયાં મળી જાયછે તો ખરી એકતા પ્રાપ્ત થાયછે.*

આ mythમાંની આત્માની અવિભક્તતા અર્થાપત્ત ગણવાની છે. રા. લલિતમોહને તો એ કલ્પનાને "સૃજન (? સર્જન) જૂના" સત્ય તરીકે ઉપસ્થિત કરીને આ તત્ત્વ પોતે નવીન સોધવાનો દાવો દૂરાપાસ્ત રાખ્યો છે. તથાપિ લેખકના મંતવ્યો ને વાર્તામાં ગૂંથવાના પ્રશ્નની ચર્ચામાં આ ઉદાહરણ પણ સુસ્થાને આવશે.

ચારિત્ર્ય (Morality)નું તત્ત્વ વાર્તાકલામાં સ્થાન લે કે નહિં? આ પ્રશ્ન વિશે આલ્બ્રાઇટના વિચાર ધ્યાન આપવા જેવા છે:

"In as much as sin and evil and moral crisis in the life of a man offer such opportunities for powerful literary effects on account of their universality of appeal, the morality of tone of a story must be considered an integral part of its impression. The short story has no call to preach. It does not need to teach a moral truth. But it must never be inmoral and it rarely is quite inmoral if it is a story worth remembering."*

---

* રા. કન્હૈયાલાલ મુન્શીના "અવિભક્ત આત્મા" નાટકમાંનો નીચે ઉતારેલો ભાગ જુવો:

"પુરુષ ને સ્ત્રી એકલાં સદાય અધૂરાં છે-સમયની સરિતમાં એક બીજાનાં અર્ધાંગ શોધતાં તણાય છે. ઘણીવાર એ શોધ નિષ્ફળ નીવડે છે. કોઇક વાર એકમેક માટે સર્જાયલાં અર્ધાંગો મળે છે—અંગ આખું થાય છે—ને વિભક્ત આત્મા અવિભક્ત સ્વરૂપે પ્રગટે છે ત્હારે જ તપશ્ચર્યા સંપૂર્ણ થાય છે."

(અંક બીજો પૃષ્ઠ ૧૨ કૉલમ ૧)

આ તો આબાદ—લગભગ આબાદ—આપણી ગ્રીક myth? રા. કન્હૈયાલાલ મુન્શીએ એ કથાના સંસ્કાર પુનઃ ઉપજાવ્યા ના હોય તો એઓ પૂર્વ જન્મમાંના કોઇક પ્રાચીન ગ્રીક ફિલસુફ કવિ હશે?

* "The Short Story, Its Principles and Structure" Chap. XIV pp. 226–227.

[ "પાપ અને અસાધુતા અને માનવ જીવનમાં ચારિત્ર્યના વિષમ પ્રસંગો જનરુચિને વ્યાપક આકર્ષણ કરવાને લીધે સાહિત્યકલામાં સમર્થ છાપ પાડવાના યોગ આ પ્રકારના આણી સકેછે તે કારણથી કોઇ પણ વાર્તાનો નીતિવિષયક ઝોક તે હેનાથી ઉત્પન્ન થતી છાપનો પ્રધાન અંશ ગણવો જોઇયે. ટૂંકી વાર્તાનુ કર્તવ્ય બોધ દેવાનું નથી. નીતિવિષયક સત્ય શીખવવાની ટૂંકી વાર્તાને આવશ્યકતા નથી. પરંતુ ટૂંકી વાર્તા કદી પણ અનીતિપોષક હોવી ના જોઇયે; અને યાદ રાખવાને યોગ્ય વાર્તા એ હોય તો ટૂંકી વાર્તા ભાગ્યે જ તદ્દન નીતિ–વિહીન હોય." ]

સાહિત્યકલાની સમર્થ છાપ પાડવાના યોગ "આ પ્રકારના" એમ કહેલું છે તે વુઇન્ચેસ્ટરના Principles of Literary Criticism p. 111 અને p. 115માંથી ઊતારો આ પ્રમાણે આપીને કહ્યુંછે:

"Every kind of unrighteousness may be depicted and yet the work be moral. But when literature becomes blind to nature and the results of sin, it is false to ultimate facts and so offends not only against morality but against art. A book is not immoral because it is full of pictures of sin, nor moral because it is crammed with saints.............. Life must be shown truly, if wholly, so that artistic admiration and moral condemnation of a splendidly evil character go hand in hand."

[ "દરેક જાતની દુષ્કૃતિ આલેખાય, અને તે છતાં સાહિત્યકૃતિ નીતિ-પોષક હોઈ સકે. પરંતુ જ્યહારે પ્રકૃતિસ્વરૂપ અને પાપનાં પરિણામ તરફ સાહિત્ય અન્ધવૃત્તિ ધારણ કરે, ત્યહારે તે તલગત વસ્તુસ્થિતિથી વિપરીત બનેછે અને તેમ કરીને કેવળ નીતિને આઘાત આપેછે એટલું જ નહિં, પણ કલાનો પણ દ્રોહ કરેછે. કોઇ પુસ્તક પાપનાં ચિત્રોથી ભરપૂર હોય તેથી અનીતિમય બનતું નથી, તેમ સાધુ પુરુષોથી ભરચક હોય તેથી નીતિમય બનતું નથી.........જીવનનું દર્શન જો

સંપૂર્ણપણે કરાવવું હોય તો સત્ય સ્વરૂપમાં કરાવવું જોઇયે, જેથી કરીને દેદીપ્યમાન અસાધુ પાત્ર તરફ કલાકારની પ્રશંસાદષ્ટિ અને નીતિનાં ધોરણે ગર્હણા એ બંને વૃત્તિયો સાથેલાગી સંચરે." ]

પરીક્ષાનાં આ તત્ત્વ ધ્યાનમાં રાખતાં રા. લલિતમોહનની વાર્તાઓમાં ચારિત્ર્યનું, નીતિનું, સ્થાન શું છે તે તપાસવામાં રસ પડે એમ છે. હેમની બધી વાર્તાઓ જોઈ જનારને જણાશે કે કોઇ પણ વાર્તા અનીતિપોષક નથી, અને ચારિત્ર્યભ્રંશનું આલેખન જ્હાં જ્હાં કરાયુંછે ત્હાં નીતિના ઉચ્ચ ધોરણની પૂજાની જ વૃત્તિ બીજભૂત છે. "મૃણાલિની", "બન્ધનો," "તરલિકા," "પ્રાયશ્ચિત્ત," "બદનામીનો બદલો," વગેરે કથાઓમાં પાપ, દુરાચાર, અસાધુતા, ઇત્યાદિનાં વધતાં ઓછાં સબળ આલેખનોના દીપ્તિમય આકારની પાછળ જ સુચરિત, પુણ્ય, સાધુતાના આદર્શનાં જ દર્શન થાયછે.

માત્ર એક વાર્તા કાંઇક જુદા જ કલાસ્વરૂપના તેજમાં આ ધોરણોને ઓળંગતી હોય હેવો ભાસ આપનારી જુદી પડેછે, વસ્તુતઃ તેમ નથી. "એ મોહ કે ઉપાસના ?"–આ અનુપમ રસદર્શનથી રચાયલી કથા, બંધારણમાં, ભાવનામાં, કલાસ્વરૂપમાં બધી કથાઓથી અલગ—કોઇ પર્વતશૃંગ ઉપર ઉદય પામતા ચંદ્રની કલા જેવું અલગ—પદ ધારણ કરતી મ્હને જણાયછે. હેમાં વૃત્તાન્તશ્રેણી વિશેષ નથી, વસ્તુયોજનાની સંકુલતા નથી, પાત્રની વિવિધતા નથી. માત્ર બે મુખ્ય પાત્રો, હેમાંથી એકનું માત્ર દૂરસ્થ ચિત્રદર્શન, બીજાનું તે પાત્ર તરફ હૃદયની અલૌકિક પૂજાવૃત્તિ ( કે ' મોહમૂઢતા ? )–આટલા અલ્પ ઉપાદાન વડે કલાકારે એક અસાધારણ ભાવચિત્ર ખડું કર્યુંછે. આ દૃષ્ટિયે આ ટૂંકી વાર્તાનું નામ પ્રાપ્ત નહિં કરી સકે તો ભલે, એ એક અપૂર્વ ભાવનાનું idyl (રસાલેખન જેવું) અનવિચ્છિન્ન ચિત્રદર્શન છે. માત્ર સુન્દર ચિત્ર નથી. ચારિત્ર્યના (Ethicsના) અને માનસ શાસ્ત્રીય (psychological) પ્રશ્નોનું કલાતરંગથી રંગાયલું સ્વપ્નદર્શન ( vision ) છે. અને ખરે, આ સ્વરૂપ હું આંકુંછું ( વાર્તાના ચિત્રનું સ્વરૂપ સ્મરણથી આંકુંછું ) અને વાર્તા ઉઘાડીને જોઉછું તો વાર્તાની નાયિકાને, નાયકના મિત્રની બ્હેન ભારતી, અને હેનાં વિચારવચનને પ્રતિધ્વનિ દેતો નાયક પણ, "અનુપમ

સ્વપ્ન," "જીવતું જાગતું સ્વપ્ન," એ વિશેષણ જ લગાડતાં દેખુંછું. ઇન્દુ-કુમાર, આ કથાનો નાયક,—"ભાવનાશાળી અને કલ્પનાવિવશ" ઇન્દુકુમાર, એક સમારમ્ભમાં પ્રમુખના સ્થાનની નજીક પીઠિકા ઉપરના સ્થાન ઉપર આવીને વિરાજેલી ચન્દ્રિકાને જુવેછે, જોતાંવાંત, સૌન્દર્ય-મુગ્ધ, જડવત્, બનેછે. હેનો કલાપૂજક આત્મા એ સૌન્દર્યની મહિં જઈને વસ્યો. રા. લલિતમોહનમાં સ્ત્રીસૌન્દર્યના વર્ણનની અને એ સૌન્દર્યને દીપવનાર વસ્ત્રાદિકની વર્ણનની વિવિધતા અજબ છે; દરેક વાર્તામાં —જેમ ચાંદનીનાં વર્ણનો એઓ દરેક વખતે જુદી જુદી દીપ્તિનાં આણેછે તેમ—સ્ત્રીની દેહલતા અને વસ્ત્રાદિકનાં વર્ણન જુદી જુદી ખૂબી ભરેલાં કરેછે. ચન્દ્રિકાની દેહકલિકાનું, "વાયલના બ્લાઉઝની ચીપટીનું" "સિફોનની સાડીના સળેસળ"નું દર્શન ઇન્દુકુમારને થયું ત્હેવું વાચકને પણ કરાવીને આ કલાકાર મન્ત્રમુગ્ધ બનાવેછે.—અસ્તુ. સમારમ્ભ થઇ રહ્યો. પેલું જીવંત સ્વપ્નદર્શન અદૃશ્ય થયું. એ એકલો ચિન્તનમૂઢ ચાલ્યો ગયો. સાગર કિનારે બેઠો. હેનો મિત્ર, રાજેન્દ્ર, અને રાજેન્દ્રની બ્હેન, ભારતી, આવી મળ્યાં. સ્વપ્નસૃષ્ટિમાંથી ઇન્દુકુમારને જગાડયો. સર્વેએ ચન્દ્રિકાના સૌન્દર્યની અનુપમતા સ્વીકારી. છૂટાં પડ્યાં..........એ દિવસ સુધી ઇન્દુકુમાર પોતાની પૂજ્ય સૌન્દર્યમૂર્તિનાં દર્શન થાય એ લોભે ભટક્યા કર્યો. ત્રીજે દિવસે એ જ સમારમ્ભને અંગે થયેલા સ્નેહસંમેલનમાં ઇન્દુકુમારે ચન્દ્રિકાનું ફરી દર્શન કર્યું; ગરબા થયા; ગરબાની સંચાલિકા ચન્દ્રિકા હતી. સૌન્દર્યથી ચન્દ્રિકાએ જેમ નયનને તૃપ્ત કરી અતૃપ્ત બનાવ્યો હતો. તેમ સંગીતના માધુર્યે હેના શ્રવણેન્દ્રિયને પણ વશ કરીને દ્વિગુણ મોહપાશમાં હેને બાંધ્યો. ગરબો વેરાઈ ગયો. સૌન્દર્યલીલા વિલીન થઈ. ઇન્દુકુમારને શ્રવણે. પાસે બેઠેલા મંડળમાંથી ચન્દ્રિકા વિશે ચારિત્ર્યભ્રંશના આરોપના શબ્દ પડ્યા; સાંભળીને વિષમ આઘાત થયો; અલ્પાહારમાંથી કશું આરોગ્યું નહિં. ભારતીને તે જણાતાં કાંઇક હેણે ખવડાવ્યું. પછી ત્રણે જણાં રાજેન્દ્રને ઘેર આવ્યાં ઇન્દુકુમાર સોફા ઉપર પડયો પડયો છત તરફ જોયા કરતો હતો. ભારતી ચ્હા લઈને આવી.

"કેમ, શો વિચાર કરોછો ? ઇન્દુભાઈ!" ભારતીએ પૂછ્યું.

ઇન્દુકુમારે ઉત્તર દીધોઃ—“ મ્હારો તો હજીય એ જ મત છે કે એ એક જીવતું સૌન્દર્યસ્વપ્ન છે.”

“હજુ ય !”–પેલો આરોપ સાંભળ્યા પછી.

ભારતીએ પણ સ્ત્રીમંડળમાં એ જ આરોપ સાંભળેલો તે કહ્યું. ભારતી સામાન્ય રીતે હાવી નિન્દા માનતી નહિં પણ આજે હેણે પણ એ વાતમાં સાક્ષી પૂરી, અને ઇન્દુકુમારની શ્રદ્ધા સરી પડી.

ભારતી બોલીઃ “વિશુદ્ધિ ગઇ, પછી હવે શું બાકી !” ઇન્દુકુમાર ‘માથું દુખેછે’ કરીને ચાલ્યો ગયો. રસ્તામાં હેના મનમાં એક જ વિચાર રમ્યા કર્યોઃ ‘સૌન્દર્યનો એ મોહ કે ઉપાસના ?’

“ સરિત શારીર સૌન્દર્યની
દુરાચાર પંકકલુષા બની ”*

એ દુઃખ-અંગારે હેના હૃદયને દગ્ધ કર્યું હતું. એ ખરું, તથાપિ આ ભાવનાપૂજક નાયકનો આત્મા કાંઇક વિલક્ષણ તત્ત્વદર્શન કરવા લાગ્યો;– ચારિત્ર્યનાશ આ વાર્તામાં કાંઇક સૌન્દર્યની અલૌકિક પૂજ્યતાને પ્રતાપે ગૌણ કક્ષામાં રાખ્યો લાગેછે. સૌન્દર્યની સર્વકલુષતાનિરપેક્ષ ભાવના ચારિત્ર્યભ્રંશથી અસ્પૃષ્ટ રહી કેવળ પૂજાનો વિષય બનેછે. યદ્યપિ રા. લલિતમોહન આપણને કહેછેઃ “હજુ એ ચન્દ્રિકાને એક અનુપમ સ્વપ્ન કહેછે, છતાં ચારિત્ર્ય વિનાની ચન્દ્રિકા તરફ એના હૈયામાં માનની લાગણી નથી જન્મ પામતી તે નથી જ જન્મ પામતી,” તથાપિ એઓ ભારતીની પાસે એ જ ઇન્દુકુમારને કહેવડાવેછે કેઃ “ સૌન્દર્ય પાપ અને પુણ્યથી અપરિમિત છે. જે ભાવનાથી સૌન્દર્યને જુવો તેવાં તેનાં દર્શન.” અને આ સૂચનાને પરિણામે ઇન્દુકુમાર ટગટગ જોઈ રહેછે, હડપચીએ ડાબો હાથ દઈ, ઘડીભર હેના સામું જોઈ રહેછે, માથું ધુણાવેછે અને એક અનેરું સ્મિત હેના હોઠે વિલસી રહેછે.–આ પરિણામમાં, આ ચિત્રમાં, હું એમ જ જોઉંછું કે ચન્દ્રિકા તરફ માનની વૃત્તિ ભલે ના ઉત્પન્ન થતી હોય, તથાપિ એ ચારિત્ર્યભ્રંશની પાર રહેલા, એ કલુષતાથી અકલુષિત રહેલા, નિર્વિકલ્પ સૂક્ષ્મસૌન્દર્યસ્વપ્ન તરફ તો મોહ નહિં,

---

* ‘હૃદયવીણા’, બે સ્વપ્નદર્શન, કડી ૪૫.

મોહ જોડે તો સ્થૂલ સૌન્દર્ય શૃંખલિત રહે, માટે મોહ નહિં પણ ઉપાસના–પૂજાવૃત્તિ જ અડગ હતી. "સૂક્ષ્મ સૌન્દર્યનું પૂજન" *નામના કાવ્યમાં સ્થૂલ સૌન્દર્યપૂજાના પ્રતિનિધિ ચાતકની કક્ષામાં નહિં, પણ સૂક્ષ્મસૌન્દર્યપૂજાના ભક્ત§ ચંડોળની કક્ષા,—ઇન્દુકુમારની હું માનુંછું. Artistic Admiration અને Moral Condemnation અહિં દેદીપ્યમાન ચારિત્ર્યભ્રંશ તરફ સહચારથી પ્રવર્તેછે.

| નાસિકરોડ<br>તા. ૧લી. નોવ્હેમ્બર ૧૯૨૫ | } | નરસિંહરાવ ભોળાનાથ. |
|---|---|---|

---

* "વસન્તરજત મહોત્સવ સ્મારક ગ્રન્થ"માંનું મ્હારું કાવ્ય જુવો.

§ આ ઉલ્લેખન બરાબર સમજાય તે માટે એ કાવ્ય ઊતારવું ઇષ્ટ ગણ્યુંછું:

સૂક્ષ્મસૌન્દર્યનું પૂજન:

(પૃથ્વી છન્દ)

સુશીતલ જલે ભરી નવ હું ચાચતો વાદળી,
ભલે તૃષિત ચાતકો તહિં ભમે, અને રૂહે લળી;
નહિં નહિં જ પ્રેમ એ, નહિં જ એહ પૂજા ખરી,
તૃષાર્તજન.–સ્વાર્થ એ, કયમ રુચે મ્હને એ જરી? ૧
ન ચાહું જલબિન્દુડાં, વિમલ મોતી જેવાં ભલે
ધરે ચમક કારમી; મુજ મને અતિસ્થૂલ એ.
હું તો નયનમાં ઝીલું ગગનરંગ સન્ધ્યાભ્રના,
અને મધુર રંગની મૃદુ ઉષા તણા હાસ્યના; ૨
અને અનુપ સૂક્ષ્મ એ મધુર મૂર્તિ સૌન્દર્યની
ઉરે મુજ વિરાજતી સુખદ કે'વી રૂહેતી બની!
કરાઙ્ગુલિ વડે કદી અડકવા ન ઇચ્છા ધરું,
રખે જ જડ સ્પર્શથી મધુરતા હું હેની હરું! ૩
જુઓ! ગગનમાં પ્હણે સતત ગાન ગાતું ચઢે,
ઉષાચરણમાં ધરે મધુર ગીત, ચંડોળ એ;
અલક્ષ્ય રવમાધુરી ગગનરંગ સંગે ભળે,
અભેદસુખ સાધતી અનુપ એમ પૂજા ધરે. ૪
વિહંગમ જ એ તણો સતત સાધું આનન્દથી
અમોલ સહચાર. ને કરું હું અર્ઘ્ય પૂજાવિધિ;
અમૂલ્ય મુજ પૂજનો વિરલ સૂક્ષ્મ સૌન્દર્યનાં
થજો સફળ ના થજો, ફળ તણી નથી કામના. ૫

# અનુક્રમણિકા

વિજયાદશમીનું પૂજન પુરૂં થયું અને વિજયનાં તોરણો ચઢયાં.

આશ્વિનની ધન્યતિથિ શરદ્પૂર્ણિમાને હજુ થોડા દિવસની વાર હતી. રાત્રી ઘણે ભાગે નિર્મળી જતી. વરસાદના છાંટા અપવાદ રૂપ જ હતા. ચંદ્રની કલા દિનપ્રતિદિન ખીલ્યે જતી હતી.

શરદ્પૂર્ણિમાનો ચંદ્ર બધી પૂર્ણિમાથી અધિક ખીલે છે. જગતની ચંદ્રવદનીઓમાં મીનાક્ષીના વદનચંદ્રની કલા દિનપ્રતિદિન અનુપમ ખીલ્યે જતી હતી.

મીનાક્ષી વિજયાદશમીને બીજે દિવસે સ્હવારે બીજાં આહ્નિક પુરાં કરી વેણી મહીં ફૂલડાં ગૂંથી રહી હતી. એના દિવાનખાનામાં મૂકેલા આયના સામે ઉભી રહી હતી. અને ધીમે રહીને માથેથી સાળુનો છેડો ઉતાર્યો. સુકુમાર ને સુંદર ખભાંથી લટકતો અલૌકિક શોભા અર્પતો એ છેડો પડી રહ્યો; અને વેણી ગૂંથવા માંડી. એના લાવણ્યમાંથી કવિતા ઝરતી.

એજ ખંડના બીજે ખૂણે મીનાક્ષીના મોટાભાઈ એક આરામ ખુરસીમાં પડયે પડયે વર્તમાનપત્ર વાંચી રહ્યા હતા.

એમણે ઉચું જોયું અને મીનાક્ષીને જોઈ. મીનાક્ષીને એ પોતે ત્યાં છે એ ખબર ન હશે નહિ તો આમ એ ઉભી ન રહે એ તરત સમજાયું.

મીનાક્ષીએ વેણીમાં ફૂલડાં ગૂંથી દઈ માથે ઓઢયું અને આયનામાં જોતાં જોતાં એના હોઠ પરથી સ્મિત સરી પડયું. જરાક અંગ ટટાર

થયાં, હાથમાં હાથ ભરાવી દીલપર લટકતા ઝૂલતા રહેવા દીધાં અને હ્રદયના ભાવ નયને તરવરી રહ્યા.

એનું પ્રતિબિંબ જોતાં એણે નિઃશ્વાસ મૂક્યો.

મીનાક્ષીના ભાઇએ આ બધો એક ક્ષણમાં થતો ફેરફાર જોયો અને એકદમ ' દેવી ' કહીને બૂમ પાડી.

મીનાક્ષી ચમકીને પાછી ફરી. એના ગાલે લજ્જાની છોળો અથડાઈ. તે નીચું જોઈ ગઈ અને ત્યાંથી ચાલી ગઈ.

જતાં જતાં "ભાભી, ત્હમને બોલાવે છે." બારણામાં ભાભી મળ્યાં એટલે ગણગણી.

ફુલાંદેવી બીજી ક્ષણે દાખલ થઈ.

"કેમ, શું કામ છે?" આવતાંજ પૂછ્યું.

મીનાક્ષી બહાર નીકળી થોડે દૂર અવાક્ ઉભી રહી.

"દેવી! મીનુ મ્હોટી થઈ."

બહાર ઉભેલી મીનાક્ષીએ સાંભળ્યું.

"હા, તેનું અત્યારે શું, નિરાંતે વિચારી જોજો." એટલું બોલી ફુલાંદેવી ચાલી ગઈ.

મીનાક્ષીના ભાઈ વિચારમાં પડી રહ્યા.

જતાં જતાં અવાક્ નિશ્ચેતન ઉભેલી મીનાક્ષીએ ભાભીને નજીક આવતાં જોયાં; પણ એનાથી ત્યાંથી ન ખસાયું. એ ત્યાંને ત્યાંજ ઉભી રહી. પવનના તોફાનમાં વેલી ઝૂડાઈ રહે તેમ હ્રદયની ગડમથલમાં એ કંપી રહી.

એનાં ભાભી એની પાસે આવ્યાં અને અટક્યાં. "કેમ મીનાક્ષીબ્હેન, અમારી વાત સાંભળી ગયાં કે?" કહી ધીમે રહીને એના ગાલપર લપડાક લગાવી.

એ લાડ એને બહુ ગમ્યાં.

(૨)

અને પછી શું થયું! શરદ્ પૂર્ણિમાની રજની એને બહુ ગમી. જ્યાં ત્યાં એને પૂર્ણતા દેખાઈ. રાસમાં એને ઘણી મઝા પડી.

ઉજળો નારંગી રંગનો સાળુ અને તેવીજ ખુલતી બાંયની ચોળી પહેરી અને ગરબે રમવા નીકળી ત્યારે બહુજ સુંદર લાગી. સહુ કોઈએ એની કપડા પહેરવાની ઢબમાં વિશેષ સંભાળ જોઈ.

સહીયરોએ એ ફેરફાર જોયો. હસીને આવકાર દીધો. કોઈએ જરા નયન નચવ્યાં. કોઇએ 'કેમ! છે કંઈ વધામણી' એવા પ્રશ્નથી અભિનન્દી.

મીનાક્ષી તે વખતે સ્વપ્નાંજ જોતી હતી, ભાઈએ ભાભીને શું કહ્યું અને એનું શું થશે એજ એના વિચારો—એજ એના અન્તરેથી ઉઠતો હંમેશનો પ્રશ્ન.

સહુ કોઈને નવિનતા ગમે છે, નવિન જીવનના તરંગો એના હૃદયને હલાવતા.

હિંદુબાળા—એને મન લગ્ન એટલે જીવનનો યજ્ઞ અને એ પોતે એ યજ્ઞની આહુતિ.

ભવિષ્યનું સુખી જીવન એ એ યજ્ઞનું ફલાગમ.

લાડભર્યાં મનભાવતાં ઘણા સ્વપ્નો જોતી. પતિપ્રેમ અને અન્યોન્ય ઉરરસનો વિનિમય—એ સહુ એની કલ્પનાને બહુજ આનંદ આપતાં.

ઘડીભર એ ઠાવકી થતી. બીજી ઘડીએ એના ઉરઉલ્લાસ મહાસાગરની તરંગમાલાની માફક ઉછળતા, એને ભીંજવી દેતા.

એના શરીરમાં ય ફેરફાર થયો, એના ભાવ પણ બદલાયા, એની ચાલમાં ઉમંગ હતો, એના બોલવામાં વાત્સલ્યતાની મીઠાસ અને હૃદય-સુખનાં દિગ્દર્શન થતાં.

મીનાક્ષી જરા પહેલાં કરતાં વિશેષ મળતાવડી થવા મથતી. સ્હેજ ડ્હાપણથી ધીમે ધીમે બોલ તોળીને બોલતી.

એનો હૃદયપલટો સહુ કોઇના ધ્યાન બહાર ન રહેતો. જરાક દુનીયા જોઈ હોય એવાં તરતજ એની મનોદશા સમજી જતાં.

( ૩ )

મીનાક્ષીને લગભગ પંદર પુરા થયાં હશે એવું એને જોનારને સહજ લાગતું. શરીરે એકવડી હતી. બહુ ઉંચી ય નહિ બહુ નીચી પણ નહિ. ન્હાનું સરખું સુપ્રમાણ મ્હોઢું ભમરની વચ્ચેની કાજળની આડથી અને ઝીણાં સૌભાગ્યચંદ્રકથી દીપી ઉઠતું.

રંગ ઉજળો હતો. જેના ઉપર સૂર્યનાં કિરણ રમતાં હોય એવા બરફના કકડા જેવો એનો વર્ણ હતો.

જોતાં એને જોયાજ કરવાનું મન થયા કરે એવી એ હતી.

બહુજ ઓછાં આભુષણો રાખતી, પરંતુ મધુર આકૃતિને લીધે એની શોભામાં કોઇપણ જાતની મણા રહેતી નહિ.

એની આંખમાં અનિવાર્ય બુદ્ધિચાતુર્ય ચમકતું. આગળ પડતાં લમણાનો ભાગ અને ત્રાંસી ભમરો એનો લલિતકલાનો શોખ સૂચવતાં.

એનો ન્હાનકડો ઓષ્ઠસંપુટ એને ઘણીજ મોહક બનાવતો—એ એની વિશુદ્ધિ સૂચવતો. એની લચી પડતી વેણી ઘણીજ મજેની લાગતી. એ એની વિલાસભાવના સૂચવતી.

જનસમાજમાં અથડાતાં કવચિતજ જોવામાં આવે એવી એ હતી. એને જોતાં કદી કોઈ ધરાતુંજ નહિં. પ્રભુની પ્રભુતા અને અનુપમ કૃતિનાં દર્શન, એકજ સ્થળે થતાં

ન્હાનપણથીજ એને બહુ લાડથી ઉછરેલી એમ એને જોતાં સહજ લાગતું. ચિત્રકલા એને બહુજ ગમતી. એ રસિક હતી. કાંઇક કલ્પના વિવશ પણ કહી શકાય. અને સાથે સાથે એને બુદ્ધિવાદ બહુ ગમતો.

એ નિર્દોષતા ભરી હતી. ન્હાના બાળક જેવીજ લાગતી.

વસન્તનાં આગમન કોકિલાના કૂજનથી જગત જાણે છે, યૌવન ને પ્રેમની મસ્તીની કોયલનો કંઠ હજુ એના જીવનમાં ધીરે ધીરે ઉઘડતો જતો હતો.

કંઈક સમજે; કંઈક વળી ન સમજે; ગૂંચવાય એટલે મનમાં ઉકેલ લાવવા મથે, ન જડે એટલે મૂઝાય. ઘડી પછી એની જન્મજનિત નિર્દોષતા એને બધુંય ભૂલવી દે; એવી એની મનોદશા હતી.

અને તે દિવસ પછીજ એનામાં ફેરફાર થવા લાગ્યા.

સૃષ્ટિમાંથી અને એની પેલી પારથી બુદ્ધિથી પર એવા કંઈક અગમ્ય સ્થાનમાંથી એને સંદેશા મળતા અને એની બુદ્ધિ પરિપાક પામતી. એનું ચાતુર્ય વધતું જતું હતું.

પરંતુ હજુય બટમોગરાની અર્ધ ખીલેલ કળી જેવી દિસતી હતી. પુરેપુરી ખીલતાં હજુ વાર હતી. સુવાસ હજુ આછી આછી પમરતી.

(૪)

અને પછી મીનાક્ષી વસન્તમાં એના ભાઈની સાથે કુમસ ગઈ.

એ ૠતુરાજના રળિયામણાં દિવસ એને બહુ ગમતા. એ એની ચિત્રકલામાં પ્રવૃત્ત રહેતી. સ્હવારે હંમેશ કંઈને કંઈ ચીતરતી. બપોરે કોયલના ટહુકાર સાંભળતી; સન્ધ્યાની ઘેન ભરી મીઠી લહેરમાં હીંડોળે હીંચકા ખાતી અને રાત્રે વિચારતી.

સુધીન્દ્રકુમાર તે વખતે એડવોકેટની પરીક્ષા માટે અભ્યાસ કરતો હતો. પાસેના બંગલામાં એ રહેતો. આખો દિવસ બંગલાના ગોખમાં બેસીને એ વાંચતો. મીનાક્ષી હીંડોળે બેસતી ત્યારે એને વાંચતો જોઈ શકતી.

સાંજે કોઈ દિવસ એ બંગલાના માળ પરથી નીચે ઉતરતો. ઉતરીને આજુબાજુના બગીચામાં જરા લટાર મારતો. બહાર ફરવા જતાં મીનાક્ષીએ એને કદી જોયો નહતો.

સુધીન્દ્રકુમાર લગભગ ચોવીસેક વર્ષનો દેખાતો. શરીરનો રંગ કાંઈક ઉજળો હતો. છતાં અનેરી અજબ પ્રકારની શ્યામ છાયા છવાઈ રહેતી. એની કાળી વિશાળ ભમરો, એના રાજવી નાકની દાંડી પર મળી જતી.

બહુ ઉંચું નહીં બહુ નીચુંય નહીં પરંતુ સુપ્રમાણ શરીર ઠીક ખીલ્યું હતું. જોતાં જોવું ગમે એવું એ હતું. નીચા નમી જતા ખભેથી એના

હાથ સરી જતાં. એ મરોડમાં વિલાસ હતો. એના હોઠનો વાંક પણ એની વિલાસપ્રકૃતિ સૂચવતો.

એને બહુ લાંબા વાળ રાખવાનો મોહ હતો. એના વાળ રેશમ જેવા સુંવાળા હતા.

ન્હાને ન્હાને પગલે બહુ ઝડપ કંઈ અજબ મોહીનીભરી ચાલે એ ચાલતો.

એના અવાજમાં અનિવાર્ય પ્રતિભા હતી.

પુસ્તકોના થોથાં ઉથલાવતાં કદી કદી એ કોઈક કડી લલકારતો.

એ સંગીતનો પ્રતિધ્વનિ દૂર દૂરથી આવી મીનાક્ષીના કાનમાં અથડાતો.

મીનાક્ષી ડુમસ આવી તે પહેલાંનો એ ત્યાં રહેતો હતો. મીનાક્ષી આવી ત્યારથી એને કાંઈક ખલેલ પહોંચી હોય એવું તો સ્પષ્ટ દેખાતું.

ચોપડી લઈને એ બેસતો. ચોપડી સામું જોતો, અક્ષરને જોતો. આંખ વાંચી શકતી પણ મન ગ્રહણ ન કરતું.

બે ચાર દિવસ વીતી ગયાં. માળીને, નોકરને, દૂધવાળીને સહુ કોઈને એણે પૂછ્યું. 'પેલા બંગલે કોણ રહે છે?" એજ એનો પ્રશ્ન હતો.

મનને પૂછતો એ કોણ હશે?

આંગળામાં આંગળા ભરાવી અમળાવતો, ભવાં ચ્હડાવતો, આમ તેમ કંઈક અધિરાઈથી અને મનની મૂંઝવણને લીધે આંટા મારતો. પાછો ફરી, ચોપડી હાથમાં લઈ અથાગ મહેનત કરી બધું ભૂલી જવા મહેનત કરતો.

એક દિવસે સાંજે મીનાક્ષી હીંડોળે હીંચી રહી હતી. સુધીન્દ્ર રવેશમાં બેસી પુસ્તકના પાનાં ઉથલાવતો હતો.

અંધારૂં કંઈક થવા આવ્યું હતું. ગામનાં ઢોર ગામ તરફ પાછાં ફરતાં હતાં. પાના ઉથલાવવાનું બંધ રાખી સુધીન્દ્ર ટોળાંને જોઈ રહ્યો. એમાં એને કવિતા જડી. અંગ્રેજી સાહિત્યની ગ્રામ્યજીવનની કવિતાઓની સુંદરમાં સુંદર પંક્તિ યાદ કરતો ગયો ને મનમાં ગણગણ્યો.

એવામાં એક ગાય મીનાક્ષીના બંગલાની અંદર દાખલ થઇ ગઇ. બગીચાને વેડફી નાખવાનું શરૂ કર્યું. મીનાક્ષીએ તે જોયું અને હાંકી કાઢવા ઉઠી. હરાયાં ઢોર જેવી એ ગાય નજ હઠી. મીનાક્ષીએ જરા પાસે આવીને પથરો ફેંક્યો. પથરો ફેંકતા ફેંકતા એનો હાથ અચકાઈ ગયો.

પણ ગાય ચોંકી અને આમ તેમ સ્વછંદે કૂદવા મંડી. મીનાક્ષી ગભરાઈ ગઈ અને ઓટલે ચઢી ગઈ. ગાય એની પાછળ આવી અને પહેલે પગથીએ આગલા પગ મૂકી ઉભી રહી. મીનાક્ષીને જોઈ રહી.

સુધીન્દ્રે આ બધું જોયું ને તરતજ દોડી આવ્યો. ધીમે રહીને ગાયને હાંકી કાઢી. ગાયના રખેવાળને બે બોલ કહ્યા અને કંઇક હિંમત આવવાથી ઓટલાને છેલ્લે પગથીએ ઉતરીને ઉભેલી મીનાક્ષી કને પાછો આવ્યો.

" જોઈ ઢોરની અવળચંડી જાત " સુધીન્દ્ર આટલું બોલી એના સામું જોતો ઉભો.

મીનાક્ષીને કાંઇક ક્ષોભ થયો. એ શરમાઇ ગઇ, એનું મોઢું લાલ લાલ થઈ ગયું.

આવા અતિથિને શું કહે! કહેવું કાંઈ સૂઝયું નહિં, એટલે ભાભીને બૂમ પાડી.

ભાભી આવ્યાં એટલે અથથી ઇતિ સુધીનો ઇતિહાસ કહ્યો સુધીન્દ્ર ચુપચુપ ઉભોજ રહ્યો હતો, એને શું કહેવું–શું કરવું કશુંય સૂઝયું નહિં.

મીનાક્ષીના ભાભીએ પછીથી એનો ઉપકાર માન્યો. "માફ કરજો, ત્હમને બહુ તકલીફ પડી." દુનીયાદારી અને ડહાપણ બોલી રહ્યાં.

અને પછી સુધીન્દ્ર ધીમે ધીમે પગલે મંદ શ્વાસે પાછો ફર્યો. મીનાક્ષીને એનાં ભાભી જોઈ રહ્યાં. પાછા ફરી જોવું એવું કંઇક એને થયું. ચમ્પલમાં કાંકરો ભરાયો હોય એ નિમિત્તે કાંકરો કાઢતાં પાછું ફરી એકવાર જોઈ લીધું.

અને પછી એકદમ ઝડપથી બંગલામાં ચાલ્યો ગયો.

મીનાક્ષી નિશ્ચેતન અવાક્ બની એને જોઈ રહી. એનાં ભાભી પણ એને જોઈ રહ્યાં અને પછી સુધીન્દ્ર અદશ્ય થઈ ગયો છતાંય એ તરફ રહેલી મીનાક્ષીને જોઈ એ સ્હેજ હસ્યાં.

મીનાક્ષી પાછી ફરી અને જોયું.

"ભાભી કેમ હસ્યાં" કંઈક અજબ લાગણીઓના આવેગમાં ભાભીની સ્હોડમાં લપાતાં લપાતાં એ ગણગણી.

સમજાવી સમજાવીને ય થાકી પણ જવાબ એને નજ મળ્યો કે ભાભી કેમ હસ્યાં ?

(૫)

થોડા દિવસ પછી મીનાક્ષીની જન્મતિથિ આવી. ભાઈને બ્હેન પર બહુજ હેત હતું, એટલે બ્હેનની જન્મતિથિ હંમેશ ઉજવાતી. આ ફેરી પણ ઉજવવી એવું નક્કી થયું.

કોને કોને નિમંત્રણ કરવું તે નક્કી થતાં સુધીન્દ્રનું નામ દેવાયું તે મીનાક્ષીને બહુ ગમ્યું. એને જરા એમ થયું "કેવું સરસ નામ!".

સુધીન્દ્રની ઓળખાણ મીનાક્ષીના ભાઈને એક મિત્ર તરફથી મળી હતી. પિતાના એક મિત્રનો પુત્ર થતો હતો એવું નીકળ્યું અને બંનેએ મિત્રભાવે રહેવું જોઈએ એવું બંનેને થયું.

સુધીન્દ્રના મ્હોઢેથી એનો બીજો વૃત્તાંત જાણ્યો એની રસવૃત્તિઓ જોઈ, એના ભવિષ્યના જીવનની મહત્વાકાંક્ષા અને આદર્શ જાણ્યા.

ચોકમાં બધાં જમવા બેઠા હતા. રસોડામાં રહ્યે રહ્યે મીનાક્ષીએ સાંભળ્યું. ઠીક લાગ્યું.

અને પછીથી સૌ મહેમાનો ગયાં મીનાક્ષીના ભાઈએ એને આગ્રહથી બેસાડી રાખ્યો, "તહમારે શી ઉતાવળ છે. અહીં પાસેને પાસે જવું છે તેમાં કેટલી ધાડ!" એ શબ્દોને લીધે સુધીન્દ્ર બેઠો. બેસવું પડ્યું.

મીનાક્ષી અને એનાં ભાભી કામથી પરવારી આવ્યાં અને ત્યાં બેઠાં. એટલામાં ટપાલ આવી. ટપાલમાં મીનાક્ષીને બે ત્રણ સુંદર ભેટ મળી.

બધા એ સુંદર વસ્તુઓ જોતા હતાં. સુધીન્દ્ર માત્ર વિચારમાં પડી ગયો હોય એમ દેખાયું.

"કુમસ તો કંઈ સારૂં નહિં" મીનાક્ષી તરફ જોતાં ગણગણ્યો. આજે એમને શું ભેટ આપી શકું! "અહીં તો કશું મળવાનુંજ નહીં" મીનાક્ષીના ભાઈને ભાભીને ઉદ્દેશી એ બોલ્યો.

મીનાક્ષીનાં ભાભીએ વાત ઉડાવી દીધી "શી જરૂર છે!"

સાંઝે તે દિવસે સુધીન્દ્ર ફરવા નીકળ્યો મીનાક્ષી અને તેના ભાઈને ભાભી તો ક્યારનાં ય નીકળી ચૂક્યાં હતાં. નીકળતાં નીકળતાં સુધીન્દ્રે એક મઝાનું ખીલેલું સફેદ–પીળું ગુલાબ તોડી લીધું અને હાથમાં લઈને નીકળી પડ્યો.

સમુદ્ર કિનારે મીનાક્ષી એનાં ભાભી ને ભાઈને ફરતાં જોયા; સ્વાભાવિક રીતે મીનાક્ષી બંનેની પછાડી પછાડી ચાલતી હતી.

પવનના સપાટામાં કપડાં ઉડતાં તેને સામાં કરતાં પાછું ફરીને જોયું. દૂરથી આવતો સુધીન્દ્ર એણે જોયો.

ક્રમે કરીને મીનાક્ષી પછાડી પડી ગઈ. વાતમાં ને વાતમાં ભાઈ–ભાભીનું કાંઈ ધ્યાન રહ્યું નહિં. એ બંને આગળ ચાલી ગયાં. અને એમજ માનતાં હતાં કે મીનાક્ષી પાછળ ચાલીજ આવે છે.

મીનાક્ષી ધીમે ધીમે ચાલ્યા કરતી હતી; થોડી થોડી વારે પાછું ફરી જોતી.

થોડી વારમાં સુધીન્દ્ર નજીક આવી પહોંચ્યો.

"લ્યો કાંઈ નહિં તો આ ગુલાબ. કેવું સરસ છે!" ઉછળતા શ્વાસે એ બોલી ગયો.

મીનાક્ષીએ ફુલ લીધું; લઇને જોયું. "બહુજ મઝાનું છે" એટલું ગણગણી અને ઉંચે જોયું. એના વદને લાલી છવાઈ ગઈ.

"ચાલો હવે હું જાઉં છું" કહી એણે ચાલવા માંડ્યું. સુધીન્દ્ર ત્યાં બેસી ગયો અને એને જતી જોઈ રહ્યો.

પશ્ચિમના સૂર્યના કુમળાં રાતાં કિરણોના સુરમ્ય તેજમાં એને જતી જોઈ રહ્યો હતો. થોડે દૂર જઈ છેડો ખસેડી ગુલાબ મીનાક્ષીએ વેણીમાં ખોસ્યું.

મીનાક્ષી એને બહુજ સુંદર લાગી.

સૂર્ય અસ્ત થયો; અંધારૂ થઈ ગયું. મોડે સુધી રેતી પર સુધીન્દ્ર પડી રહ્યો. આખરે નવેક વાગે રવડતો રઝળતો, બેદરકારી ભરી રીતે પાછો ફર્યો; ઘર આવી તરત સુઈ ગયો.

તે રાત્રે મીનાક્ષીએ પાસેના બંગલામાં દીવો થવાની બહુજ વાટ જોઈ. પણ દીવો નજ થયો.

કંઈક કચવાતી, ખિન્ન થયેલી, નિરાશ થઈ પછીથી એ સૂઈ ગઈ.

( ૬ )

અને પછીથી શું થયું ! બીજેજ દિવસે કંઈક તારથી સમાચાર મળ્યા અને સુધીન્દ્ર એકાએક ડુમસ છોડીને ચાલ્યો ગયો.

મીનાક્ષીએ બીજે દિવસે વેણીમાંથી પેલું ગુલાબ કાઢી પોતાનાં પ્રિયતમ પુસ્તકના પ્રિયમાં પ્રિય પાને મૂક્યું. જતે દિવસે ગુલાબ સૂકાઈ ગયું. સ્થુળ ગુલાબની સુવાસ તો અનન્તતામાં પથરાઈ ગઈ. પરંતુ મીનાક્ષીના એ જીવનમાં કંઈક અનિવાર્ય અજબ સુગંધી ભરી રહ્યું.

મીનાક્ષી,' એના ભાઇ ને ભાભી પછીથી ડુમસથી પાછાં ફર્યાં અને દિનોની ઘટમાળ ફરી રહી.

થોડે દિવસે સુધીન્દ્રના પિતાના અવસાનનાં દુ:ખદાયક સમાચાર મળ્યા.

મીનાક્ષીના ભાઇએ આશ્વાસનનો પત્ર લખ્યો.

મીનાક્ષી અને ફુલાંદેવી બંને સમાચાર જાણી ઘણાં દિલગીર થયાં છે, એવું પણ લખ્યું.

છાનીમાની પત્ર વાંચી આવેલી મીનાક્ષી ભાભી આગળ કંઈક ઉત્સાહમાંને ઉત્સાહમાં " લખ્યું તો સારૂ થયું." એવું લવી ગઈ.

મીનાક્ષીના ભાઇએ એ વાત રાતે જાણી.

" દેવી ! મીનુ બહુ મોટી થઈ હો, " એટલા શબ્દો એના મ્હોડેથી નીકળી પડ્યા.

( ૭ )

પછીના આશ્વિન મહિને સુધીન્દ્રકુમાર એડવોકેટની પરીક્ષામાં પાસ થવાના સમાચાર વર્તમાનપત્રમાંથી મીનાક્ષી અને ફૂલાંદેવીએ જાણ્યા.

અભિનંદન અપાયાં. સુધીન્દ્રને મિજબાની આપવાનું ઠર્યું, અને નિમંત્રણ ફરી વળ્યાં.

બીજે દિવસે સહવારે લગભગ નવ વાગતાં સુધીન્દ્રકુમાર ધીમે પગલે આવ્યો.

ગૃહને આંગણે અનુપમ દીપી ઉઠતી ગૃહવાડીમાંજ મીનાક્ષી એને મળી. મીનાક્ષી ફુલો વીણતી હતી.

સુધીન્દ્રે એને જોઇ. ધીમે ધીમે એ નજીક આવ્યો. કંઇક બોલું એવા ભાવ એના મ્હોડા પર હતા. પરંતુ કંઇક અજાણ લાગતું હતું.

" કેમ શું કરો છો ! " મીનાક્ષી કહેવું કે શું કહેવું એ કાંઈ સમજણ નહિ પડવાથી એણે પુરૂષની જાતિજન્ય પ્રગલ્ભતાથી પૂછ્યું.

" કંઈ નહિ. તમારે માટે હાર કરવા ફુલ વીણું છું. "

" કેમ માળી નથી કે તહમારે વીણવાં પડયાં !" કંઇક ઝંખવાતાં એણે પૂછ્યું.

"છે...પણ...માળી બરાબર ફુલ નથી વીણતો. એના વીણેલાં તમને પસંદ નહિં આવશે."

મીનાક્ષીના ભાઈ ઓટલેજ ઉભા હતા. એમની નજર પડી અને એમણે બુમ પાડી.

" મીનુ, ચાલ ફુલ વીણવાં રહેવા દે, હવે ઘરમાં આવતા રહો. '!

બંને ધીમે ધીમે ચાલતાં બંગલા તરફ આવ્યાં. મીનાક્ષીના ભાઇને એ યુગલ ગમ્યું.

અને પછીથી સહુ જમ્યાં.

બપોરે ભાભી સૂઇ ગયાં. સુધીન્દ્ર અને એના ભાઈ દિવાનખાનામ. બેસી કંઈ ધીમી ધીમી વાતો કરી રહ્યા હતાં. મીનાક્ષી બીચારી એકલી પડી. એને બીલકુલ ગોઠયું નહિં.

શું કરે ! એનું હૈયું ઉછળતું. શરીરની શીરાઓમાં લોહી એકદમ ઝડપભેર વહેતું. અંગે અંગમાં ઉલ્લાસ હતો. દરેક હાવભાવમા મૃદુતા હતી. એને સારી બપોર નજ ગમ્યું.

અને સાંજે સુધીન્દ્રકુમાર ગયો. જતાં સહુની રજા લીધી.—મીનાક્ષીના ભાઈએ ભાભીએ અને એણે પણ કહ્યું "આવજો."

મીનાક્ષીએ "આવજો" કહ્યું ત્યારે એનાં ભાભીએ મુખ મલકાવ્યું.

ભાઈ દરવાજા સુધી સુધીન્દ્રને મૂકવા ગયા. એટલે મીનાક્ષી ભાભીને કોટે વળગી જીદ લઈ બેઠી.

"બોલો કહો તમે કેમ હસ્યાં !"

મીનાક્ષીને જવાબ મળ્યો કે:—

"આવજો કહ્યું તે હવે આવશે તમને લેવા સમજ્યાંને !"

મીનાક્ષીને શું કરવું તે સૂઝ્યું નહીં. ગુસ્સે થવું, ખુશી થવું, ભાભી સાથે રીઝાવું ને અબોલા લેવા કે શું કરવું તે એને નજ સમજાયું.

એના મ્હોડા પર રમ્ય સુરખી છવાઈ રહી. એની આંખમાં તેજ પ્રગટયાં. હૈયે આનંદની હેલી આવી. માત્ર એના શબ્દો હૈયેથી ઉઠી હૈયેજ શમ્યા.

અને પછીથી શુભ મુહૂર્ત અને ધન્યપળે સુધીન્દ્રકુમાર અને મીનાક્ષી પરણ્યાં.

( ૮ )

માનસ સ્વભાવની નવિનતાની ભૂખ ને અપેક્ષા કંઈજ અજબ છે.

મીનાક્ષી પણ એ પ્રવાહમાં તણાઈ.

એને સારી દુનીયા નવિન જણાતી. ન્હાની સુનેરી માછલી જેવી

અનુભવના અગાધ જળમાં જાણે ડુબકી ક્યાં ન મારતી હોય તેવી એ નવિનતાની શોધમાં તણાતી.

એ પરણીને સુધીન્દ્રની થઈ. સુધીન્દ્રની સત્તાનો–માલિકીનો દાબ એણે અનુભવ્યો.

નવિન રહેણી કરણી, જુદા જુદા સંસ્કાર અને આચાર વિચારની અસર એના પર થવા લાગી.

કંઈક અનુકુળ લાગ્યું, બીજું પ્રતિકુળ લાગ્યું કંઈક ચલાવી લેવા જેવું લાગ્યું અને કંઇક મૂર્ખાઈભર્યું લાગ્યું.

પરણી તે પહેલાં સુધીન્દ્રકુમાર અને એનાં પરિણીત જીવનનાં સ્વપ્નાં ઘડવામાંજ એનું જીવન જતું. પરણ્યા પછી એ સ્વપ્નાનાં મ્હેલ તૂટી પડયા એને કંઇક જુદુંજ લાગ્યું.

ગાઢ પરિચય અને સતત સંસર્ગથી એણે સુધીન્દ્રકુમારના, વિચારના દૃષ્ટિબિન્દુઓ જોયાં. એમના જીવનના જુહુના બંગલાના એ દિવસો અજબ હતા. એકદમ જુદીજ સંસ્કૃતિવાળા કુટુંબમાં એ ભળી ગઈ. પતિને અનુકુળ થવામાંજ એણે પોતાનું સુખ માન્યું. સ્વતંત્ર વિચારને વ્યક્તિત્વના તરંગો એણે જતા કર્યાં.

સુધીન્દ્ર ધંધે વળગ્યો. મહત્વાકાંક્ષા એ એનું જીવન હતું. એને મોટા થવાની ઉમેદ હતી. લક્ષ્મીનો એને અજબ મોહ હતો–ઉપાસક હતો. જીવનના ઉષ:કાળમાં સહુ કોઈ ભાવનાપ્રધાન હોય છે, એમ એ ભાવનામહીંજ જીવતો. એની કલ્પનાની પાંખો વડે ભાવનાના સુખસામ્રાજ્યમાં વિચરતો.

ખ્વાબનો જોનાર હતો. સ્વપ્નાં જોવામાંજ એના જીવનનું સુખ સાંપડતું.

ધંધાની શરૂઆતના દિવસોમાં એને વખત મળતો અને મીનાક્ષીને રીઝવતો.

પરંતુ એ મંતવ્યો ને મજાુંલ ભાવનાઓનો એ ઉત્ક્રાંતિ સમય હતો.

હૃદય પલટાની સંક્રાંતિદશા હતી. ધીમે ધીમે સુધીન્દ્ર સંસારના ચાકમાં ચડાઇને દિવસે દિવસે બદલાતો ગયો.

પરણ્યા તેવામાં કોઈ પણ ચાંદની રાત જુહુના બંગલાના બગીચામાં, ખુરસી ફેશનને હીંચકે હીંચ્યા વગરની ન ગઈ હશે. કંઈ કંઈ હૃદયની સુતેલી લાગણીઓ જગાડતી વાતો થતી. સ્મૃતિઓને મૃદુ સ્પર્શથી જગાડતી. કુમસ યાદ આવતું. પેલી ગાય સાંભરતી. પેલાં ગુલાબની વાત કરતાં મીનાક્ષીના હૈયામાં કંઈ કહ્યું ન જાય એવું થઈ જતું.

અને સુધીન્દ્રકુમાર મીનાક્ષીના ભાઈએ લખેલ કાગળમાં મીનાક્ષીએ મોકલેલો સંદેશો વાંચી શું શું થયું'તું તે કહેતો. એ કાગળ એના કકડે કકડા થઈ ગયા ત્યાં સુધી રાખી મૂકયો હતો, વિગેરે જુના સ્મરણો યાદ કરતાં, હસતાં, નયનમાં તોફાન રમી રહેતાં.

એવી એવી અનેક મીઠી મઝુંલ ભાવભરી વાતો કરતાં કરતાં મોડી રાત્રે એક એકની સ્હોડમાં લપાતાં લપાતાં ઘરમાં જતાં.

એમના એ જીવનના વિનોદ ઘણાં હતાં.

મીનાક્ષી ઘણી ફેરી ચીતરતી અને એ પોતાને ચીતરાવવા બેસતો. મીનાક્ષીને હંમેશ એની સાથે રહેવુંજ ગમતું. યૌવન ઉછાળા મારતું. અંતરની ઉર્મિઓથી હૃદય ચગડોળે ચ્હડતું અને એ ઉર્મિએ દોરાતાં.

ચંડોળની માફક વિહગમાં ઉડનારાં હતાં. નવીન પાંખે પંખાળા થયેલાં પક્ષીઓ જેવાં હતાં. કલ્લોલ કરતાં ઉર્મિઓથી દોરાતાં અપૂર્વ અપારચિત આનંદનાં એમના ઉરથી પડછન્દ ઉઠતા.

પ્રેમ સારસ સારસીમાં જઈ વસ્યો છે એવી કવિજનની કલ્પનાને ખોટી પાડતાં હોયને એવાં, એમને જોયેજ થાય કે નહિં, હજુ માનવીનાં હૃદય પ્રેમવિહોણું નથી થયા. માનવકુળની મહત્તાના ચંદ્રને સ્વાર્થનો રાહુ હજુ ઘેરી નથી વળ્યો, હજુય પૃથ્વી પર પ્રેમના અમી નથી સૂકાયાં. સુખ દુઃખથી ભરેલી સૃષ્ટિ હજુય પ્રભુનીજ કૃતિ છે. પ્રભુતાનાં દર્શન હજુ થાય છે એવો ખ્યાલ એમને જોતાં કંઇક થતો.

એ બેનું જીવનઃ—સાગરના તરંગોના જલાસકર જેવું. સાગર ઉછળી સિકરો ફેંકે, સિકરો ઉડી પાછા પડી સાગરમાં ભળે. .પુષ્પ અને સુવાસના જેવું–પુષ્પ અને સુવાસના જુદી નથી એમ એ જુદા છતાં એક હતાં. બંને એક બીજાના શ્વાસને ઉછ્‌વાસ હતા.

બે નયન છતાં એક દૃષ્ટિ, તેમ બે દેહ છતાં એકજ એકજ અવિભક્ત આત્મા બન્યાં હતાં.

વાદળને વીજળી જેવાં જુદા છતાં એક; વીજળી ઝળકે અને વાદળ મહીં સમાઇ જાય. રાગને વ્યંજના જેવાં; જુદા છતાં એકજ હતાં.

એમનું એ કાળનું જીવન. અનેક સ્વરોથી ઉઠતા અનુપમ સંગીતના એક અનહદ ( infinite ) નાદ જેવું હતું. એમાં મધુરતા હતી. મીઠાશ હતી. હૃદયનું સંગીત એકજ સુર પૂરતું.

( ૯ )

બુદ્ધિના ઉપાસકના સહવાસથી મીનાક્ષી પણ બુદ્ધિની પૂજક બની. બુદ્ધિચાતૂર્ય એને બહુ ગમતું. બાળપણથી બુદ્ધિનો વિકાસ થયો હતો. અને બુદ્ધિવિલાસ એને અજબ આનંદ અર્પતો.

દુનીયા ડાહ્યાઓ કહે છે કે પ્રકૃતિની મૂર્તિ સ્ત્રી વિચારને પ્રાધાન્ય આપે તો જરૂર પસ્તાય. ઉર્મિ, અંતરની લાગણીઓને વશ થઇ વર્તે તો ડહાપણ ભર્યું આચરણ થાય. એ જગત જુનું સત્ય જાણે જુઠું પાડવા જન્મી ન હોય તેમ તે હંમેશ બુદ્ધિપ્રધાન થવા મથતી. સમાજમાં ફરતાં ઉર્મિના ઉછાળાથી વર્તતી સ્ત્રીઓને જોઇ એ ખભાં મચકોડતી, માથું હલાવતી ને હસતી.

સુધીન્દ્રકુમારનો વિકાસ એ વખતે બહુજ ઝડપથી થયો, ધંધામાં મુશ્ગુલ થતો ગયો. મીનાક્ષીને રીઝવવાનો વખત મળતો નહિ. મોડો સાંજે ધંધેથી પાછો ફરતો, મોડી રાત સુધી બીજા દિવસનું કામ કરતો.

બંગલાના એક ખુણાપરના ખંડમાં એ બેસતો. પુષ્કળ ચોપડીઓના ઢગલા વચ્ચે કાગળોનાં પથારા પાથરીને ટેબલ પર માથું નાંખીને વાંચતો અત રાત્રાના પહોર વીત્યે જતા

મીનાક્ષી ઘર કામથી પરવારી આમ તેમ ફરતી અને કંટાળતી. સુધીન્દ્ર વાંચતો હોય ત્યાં સુધી આવતી; બારણા પરના ચકના ઓથા પછાડી ઉભી રહી એને જોતી. બહુજ કામમાં ગૂંથાયલો જોઇને એ પાછી ચાલી જતી.

ઘણી ફેરી એને થતું 'બળયું આવું શું! કોઈ દિવસ નિરાંત નહીં એવું તે કેવું કામ કે મ્હને બોલાવવાનો વખત પણ મળતો નથી.'

પછીથી કંટાળતી, અહીં તહીં ફરતી અને થોડીવારે પાછી આવતી. કાગળના ઢગલામાં દટાઈજ ગયો હોય તેવા સુધીન્દ્રને એ ઘણીજ ચૂપકીથી જોઈ રહેતી.

સુધીન્દ્રના સ્વચ્છંદે પવનથી ઉડી રહેતા વાળ તરફ એ જોઈ રહેતી. વાળ ઉડી ઉડી આંખ પર આવતા. એ ચ્હીડવાતો અને વાળને ઉંચા કરતો. મીનાક્ષી એ બધું ગુપચુપ જોતી–પછીથી ચાલી જતી.

ઘણી ફેરી હમણાં વાંચી રહેશે, હમણાં આવશે, એમ વાટ જોતી. મોડી રાત સુધી પલંગપર બેસી રહેતી. બારીની બહાર જોઈ રહેતી. અજબ લાગણીઓ થતી એ અનુભવતી. કંઇ થાય છે પણ શું થાય છે એ એનું હૃદય ન સમજી ન શકતું.

કંટાળીને થાકીને સૂઇ જતી. સહવારે એ ઉઠતી ત્યારે ઘણીય ફેરી મોડી રાતે કંટાળીને ઓફીસના સોફા પર કાગળો છાતી પર રાખીને સુધીન્દ્રને નિદ્રાવશ જોતી.

મીનાક્ષીને એ દિવસો મહીં પુષ્કળ વખત મળતો અને એ ઘણું વાંચતી. બુદ્ધિને–તર્કને ગમે તેવાં પુસ્તકો એને પ્રિય થઈ પડતાં.

પુરૂષ અને સ્ત્રીનાં લગ્ન એમાં કાંઈપણ પવિત્રતા હોઈ શકે કે કેમ એ પ્રશ્ન એને ઘણોજ ગમ્યો. જેટલાં પુસ્તકો એને મળ્યાં તેટલાં એણે વાંચ્યાં. ધીમે ધીમે એના વિચારમાં અજબ પલટો આવ્યો.

એને એમજ લાગવા માંડયું કે સમાજ પુરૂષનો બનાવેલો છે. સમાજના નિયમ પુરૂષના હાથે ઘડાયલા છે. પુરૂષને ફાવતાજ નિયમો સ્વાભાવિક રીતે ઘડાયા છે. સ્ત્રીને પુરૂષેજ હલકી સ્થિતિમાં મૂકી છે.

એનો વિકાસ પુરૂષેજ અટકાવ્યો છે. એની સ્વતંત્રતા અને માનસિક અભ્યુદયનો વિનાશ પુરૂષેજ કર્યો છે. સ્ત્રીની અધોગતિ કરનાર પુરૂષજ છે.

ટંકા દૃષ્ટિબિન્દુથી અલ્પમતિની માફક જોનાર સ્ત્રી થઈ તેને માટે પુરૂષજ જવાબદાર છે. પોતાની માલીકી, સત્તા, દાબ બેસાડવા સ્ત્રીનો વિકાસ થતો અટકાવ્યો છે.

પતિ ભક્તિનું પૂછડું વળગાડી પતિને પ્રભુ માનવાની ધાર્મિક ભાવનાની ગુલામીની બેડી જકડાવી દીધી છે.

શા માટે સહુ વાતમાં પુરૂષને છૂટ અને સ્ત્રીને નહી; શા માટે પતિને પત્ની પ્રભુ તરિકે પૂજે ! અને ઉલટું કેમ નહીં ! સ્ત્રીને કહેવું કે પતિના અવસાન પછી જીવન પર્યંત પતિ સ્મરણ રાખી જીવવું અને શા માટે પુરૂષને સ્ત્રી મરવાનીજ વાટ જોવાની અને એક મરે બીજી તૈયાર !

સ્ત્રી સમાજની માનસિક અવદશાનાં કારણુ એ શોધતી. સ્ત્રીએ પતિને પ્રભુ માનવાની ભાવના શા માટે સ્વીકારી ! શું મનની ગુલામી દશા એટલે સુધી પહોંચી કે જે પુરૂષે કહ્યું તે સ્ત્રીએ સ્વીકાર્યું !

અજબ વેદના કરનાર, અંતરને હલાવી મૂકનાર પ્રશ્નપરંપરા એના મગજને ઘુમવતી; અને કયું ખરૂં કયું ખોટું એ શોધવું ઘણીય ફેરી મુશ્કેલ થઈ પડતું. કયે માર્ગે જતાં સુખી થવાશે એનો ઉત્તર એને જડતો નહીં.

એ માનસિક સ્થિતિમાં એને એમ થતું કે પોતે કોની ! સુધીન્દ્રને પરણી તેથી તેના પર સુધીન્દ્રના શા હક ! એનું શરીર કોનું ! પોતાનુંજ કે સુધીન્દ્રનું ! તન મન બંને સુધીન્દ્રનાજ ગણાતાં હોય તો એ શું ગુલામી નહીં !

શા માટે એની નજીવી ન્હાનામાં ન્હાની ઈચ્છા અને આજ્ઞાને વશ થવાનું ! શું એ સુધીન્દ્રનો હક ! પરણી એટલે શરીરને મન સાંગોપાંગ સુધીન્દ્રને સોંપવાનાં !

સુધીન્દ્રની સાથે શો સંબંધ હતો તે વિચારતી અને શું બાકી રહ્યું હતું તે યાદ કરવા મથતી.

સાથે હરવાં ફરવાનું ગયું, બગીચાની ચાંદની રાતની લહેઝત ગઇ. સમાગમ રહ્યો નહીં, સુધીન્દ્ર વ્યવસાયમાંથી કદી ય પરવારતોજ નહીં.

એને શું થાય છે તે પૂછવાની, એના કોડ પુરા કરવાની સુધીન્દ્રને ફૂરસદ નથી. કપડાં માગે છે તો મળે છે. ઘરમાં રહેવાનું મળે છે. જે ખાવાની ઇચ્છા થાય તો તેની ખોટ નથી. સાહ્યબી છે. જગત જેને સુખ અને સમૃદ્ધિ કહે છે, જેને માટે સારૂ જગત ઘેલું થાય છે, જે સુખની મોહ નિદ્રા પર સારી જનતા સુતી છે એ બધું એનું છે. અને એ બધા માટે સુધીન્દ્ર શાની અપેક્ષા રાખે છે—એનું ઘર સાચવવાની, પિતા થવાની, અને એના શરીર પર એની એકલાની માલિકીની.

એને એમ થતું શા માટે શરીરને સુધીન્દ્રની ઇચ્છામાં આવે ત્યારે સોંપવું ! નહીંજ.

જગત જેને ઉચ્છૃંખલ વિચાર કહેતું આવ્યું છે તેવા વિચાર વમળમાં એણે ડુબકી ખાધી.

પરંતુ વખત જેમ જતો ગયો તેમ તેમ એને એમ થતું ગયું કે એના શરીર પર સુધીન્દ્રનો હક શાનો ! શા માટે એણે એની જાત સોંપવી !

( ૧૦ )

વખત જતાં સર્વ જાતનાં સંબંધના બન્ધનો તૂટી ગયા.

મીનાક્ષીને સુધીન્દ્રના દાબ અને સત્તા સાલવા લાગ્યાં. એને પુરૂષની જોહુકમી એમાં દેખાઇ.

સુધીન્દ્ર વ્યવસાયમાં વધારે ને વધારે પડતો ગયો અને મીનાક્ષી નિરાશ્રય એકલતામાં શોષાઈ મરતી હશે એમ એને ખ્યાલ નજ આવ્યો. કામ વધે અને પોતે ધંધામાં રોકાઈ રહે એમાં એને પોતાના વર્તનમાં રહેલી ન્યાયબુદ્ધિ જણાઈ.

ન્યાયમંદિરોમાં આખો દિવસ ગાળતો. સાંઝે મિત્રના મંડળોમાં ધંધાર્થે ફરતો; મોડી રાત્રે ઘેર પાછો ફરતો. અને પાછો કામે વળગતો.

મીનાક્ષી શું કરે છે એ જાણવાની એને જતે દહાડે ઇચ્છા પણ ન રહી.

મીનાક્ષીને સ્ત્રી પુરૂષના લગ્નમાં માત્ર પશુતાજ જણાઈ; ધીમે ધીમે પોતાની અધોગતિ જણાઈ. પતિ ઇચ્છાને આધીન શરીર રાખવું એમાં એને પાપવૃત્તિ જણાઈ. એની લાગણીઓ ઉશ્કેરાતી ગઇ.

એને સુધીન્દ્રથી દૂરને દૂર રહેવું ગમતું થયું. એ આઘેજ રહેવા મહેનત કરતી; સંભાળ રાખતી. કાંઈને કાંઈ નિમિત્ત કાઢી પોતાનો નિશ્ચય જાળવતી.

(૧૧)

દિવાલો તૂટે તો સાંધી શકાય, હૃદયગ્રંથીના ગાંઠ વછૂટે તો તો મર્યેજ છૂટકો. મીનાક્ષીને સુધીન્દ્રથી દૂર ફરવું એમાં એની સ્વતંત્રતા દેખાઈ, પોતાની ફરજ સમજાઈ, પોતાની આત્મ ભાવનાની ઉન્નતિ જણાઈ.

એને એમ ન લાગ્યું કે એનું સુધીન્દ્ર પરનું હેત ઓછું થતું જતું હતું.

મનને જે ગમે ત્હેની પાસે રહેવાની અતિ તીવ્ર ઇચ્છા થાય એ મનુષ્ય સ્વભાવ છે. જેના તરફ અણગમો થાય તે નજરથી દૂર થાય એજ માણસને રૂચે. ન ગમતી વસ્તુ પાસે રાખવા કોઈ પણ ન ઇચ્છે.

પ્રાણીમાત્રનો પ્રકૃતિજન્ય સ્વભાવ છે. પશુ પણ સ્નેહ સ્પર્શથીજ સૂચવે છે. જીભથી ચાટે છે. પૂછડી હલાવે છે. એવા અનેક ચાળાથી સ્નેહ દાખવે છે. સરજનહારની અનુપમ કૃતિથી–માનવીથી–સ્નેહને સંગતિ છૂટાં પાડી શકાતાં નથી.

સ્નેહી સાથે રહેવાજ માનવી તલસે છે. એને એજ વાંછના છે. એને માટેજ એનું જીવન છે.

વિયોગમાં સ્નેહની સાચી મીઠાશ કવિઓએ માની હશે, જનતાએ સ્વીકારી હશે, સહુ કોઈની બુદ્ધિને એ રૂચી હશે, પરંતુ માનસશાસ્ત્રના અભ્યાસી જાણે છે, અનુભવે છે કે જે વસ્તુ માત્ર માનવીના અંતરમાં આનંદની લાગણી જગાડે છે, તેની સતત સંગતિ એને ગમે છે.

જેનાથી એને સુખ થાય છે, એના આત્માને કંઈક અજબ આનંદ મળે છે, તે વસ્તુથી વિખુટા પડવું એને ગમતું નથી. પડે છે તો એ દુઃખી થાય છે.

કલ્પનાને આદર્શની સૃષ્ટિ મહીં વિચરનારા મહાત્માઓ, કવિઓ કે યુગપ્રવર્તકો ભલે કહે કે શબના સ્નેહ કોઈને જન્મ્યા છે! સ્નેહ દેહનો નહીં પણ દેહીનોજ હોય છે. દુનીયાનો અનુભવ પુકરી પુકારીને કહે છે કે 'ઓ વ્યોમવિહારીઓ જાગો! એ ભ્રમ છે. જુદાં છતાં દેહને દેહી એકજ છે. દેહના પ્રેમ નથી હોતા પરંતુ દેહ વિનાના દેહીના પ્રેમ પણ બુદ્ધિગ્રાહ્ય નથી.

માણસ મરે છે. દિન ચાર ત્હેની સ્મૃતિને નયનસલીલની સ્નેહ અંજલિઓ ત્હેના સંબંધીઓ અર્પે છે. સમય જાય છે અને સાથે સાથે એ સ્નેહની અંજલિઓને ય સૂકવતો જાય છે.

ગત સ્નેહનાં સ્મરણાં કાળના પગથાર પરથી ભૂંસાઈ જાય છે. સ્નેહ શત્રુતામાં વિકૃતિ પામતો નથી. પરંતુ માનવી એ સ્નેહને ભૂલી જાય છે. એની વાંછના નથી કરતો.

સ્નેહના બંધનો ધીમે ધીમે શિથિલ થતાં જાય છે. અને પછી વિસ્મરણનાં ઝાંખા પડ બાઝવા માંડે છે. પછી બધું ભૂતકાળમયજ થાય છે "એક દિવસ હતું." એજ સ્મરણ અવશેષ રહે છે.

પ્રિય વાંચનાર! મીનાક્ષી મનુષ્ય મટી નહોતી ગઈ. એ બન્ધનો એનાથી તોડી ફેંકી દેવાય એમ હતુંજ નહીં. સુધીન્દ્રથી અળગા રહેવા મથતાં ધીમે ધીમે એને સુધીન્દ્રની સંગતિની જરૂર રહી નહીં. સંગતિ જતાં હૃદયનો ઉષ્માભર્યો સ્નેહ કાંઈક ટાઢો પડ્યો. પ્રિયતમ મટી નાથ થયો; સ્નેહી મટી સ્વામી થયો.

મીનાક્ષીએ પોતાને રૂચતો વ્યવસાય શોધી લીધો. સૃષ્ટિમાં વિચરતી થઈ. સામાજીક હીલચાલોમાં એણે પોતાનું જીવન જોડી દીધું અને આ સભા અને પેલું મંડળ, આ નિબંધ અને પેલું વ્યાખ્યાન એવી એવી પ્રવૃત્તિઓ એને ઘેરી વળી.

એનો બુદ્ધિવિકાસ સહજ ઘણો થયો. ચાલુ વાંચનથી એના દરેક વિષય પરના વિચારો એ બદલતી ગઈ. એની બુદ્ધિ પકવ થતી ગઈ.

સ્વતંત્ર વિચાર કરવાની શક્તિઓ ખીલી. સમાજમાં પ્રતિષ્ઠા મેળવવાની મહત્વાકાંક્ષા જાગી. સમાજના ભાગ્યવિધાતા થવા એનું હૈયું ઉછળ્યું.

વિધિના કાંઈ અજબ લેખથી સુધીન્દ્ર અને એ એક મકાનમાં રહેવા સરજાયાં હોય એમ એને લાગ્યા કરતું; જગત એને સુધીન્દ્રની પરિણીતા તરીકે ઓળખતું અને સુધીન્દ્ર એનું પોષણ કરતો.

( ૧૨ )

પ્રિય વાંચનાર ! વર્ષો વીતી ગયાં, અને એકજ પ્રણાલિકામાં સ્નેહની જરૂર વિનાનું, હૃદયની ઉષ્મા વિનાનું, એક બીજાની જરૂર વિનાનું જીવન વહ્યું ગયું.

સુધીન્દ્રનું જુવાનીના જોમથી ઉછળતું લોહી કંઈક ટાઢું પડ્યું. વિચારની પ્રણાલિકા બંધાઈ. જીવનના ગત દિનોનો એ વિચાર કરતો અનુભવથી ઘડાતો જતો હતો. એકજ વ્યવસાયમાં પ્રવૃત એનું જીવન ફેરવાયું. લક્ષ્મી મળી. સત્તા અને પ્રતિષ્ઠા જામી. મહત્વાકાંક્ષા કંઈક અંશે પૂરી થતી લાગી. અને એના જીવનના સંચાલક સુત્રોમાં કાંઈક અનિવાર્ય ફેરફાર થતો એણે પારખ્યો. મીઠાં મંજુલ સ્મરણો ભર્યાં ગતકાળના દિવસો યાદ કરી એ હસતો. અનુભવથી ઘડાયેલો સુધીન્દ્ર એ અનુભવ વિનાના દિવસો યાદ કરતાં અજબ આનંદ પામતો.

જે મેળવવા મથ્યો તે મળ્યું. મોટો થયો. મહત્તા મળી. જગત જીત્યો હોય એમ વિજેતાના પુર દમામથી એ સૃષ્ટિને જોઈ રહેતો.

એ જમાનામાં એને પુત્રવાંછના જન્મી. જીવનનાં પાણી વળતાં થાય, શરીર વૃદ્ધ થાય, તેના આધારભૂત દમ્પતી યજ્ઞની પૂર્ણાહુતિ બાકી રહી.

એને એમ લાગવા માંડ્યું કે મીનાક્ષી તરફ એણે ધંધાની ધમાલમાંથી પાછું ફરી કદી જોયું નહીં, એની દરકાર પણ ન કરી.

એ એને જ્યારથી સમજાયું ત્યારથી મીનાક્ષીના પરિવર્તનનાં એક એક સિમાચિન્હો એના મન આગળ ખડાં થયાં. કેમ એને એકલતા સાલી, એ દિવસો મહીં મીનાક્ષી કેમ દુઃખી થઈ, વૃક્ષ વિનાની વેલી જેવી એ એકલતાના વાવાઝોડામાં કેવી ઝુડાઈ રહી, પછીથી એનો હૃદય પલટો થયો અને એ ફરી. એ બધું એની કલ્પના સજીવ કરતી.

મીનાક્ષીને એની તમા રહી નહી. એણે એના સહચારની પરવા કરી નહી અને પોતાની વૃત્તિને રૂચતી પ્રવૃત્તિઓ તરફ વળી એ ભાન એને થયું.

જાણી બુઝીને એનાથી દૂર રહેવા મથતી, મીનાક્ષીના પ્રયત્નો એને સાંભર્યાં, તે વખતે એને કાંઈક એવું લાગ્યું હતું પરંતુ એને નહોતું સમજાયું. અને પછીથી એ ભૂલી ગયો હતો.

એ જીવનના વર્ષો એની આંખ આગળ તરી રહેવા લાગ્યાં.

એણે મીનાક્ષીને કહેવું ધાર્યું પણ કહેવું કંઈક અતડું લાગ્યું. મીનાક્ષી શું ધારશે એવો વિચાર કર્યો.

કહું, હમણાં કહું એવું થયું અને કહેતો એ રહી ગયો.

તેવામાં એક દિવસ મીનાક્ષી રાત્રે લગભગ દશ વાગે ઘેર પાછી ફરી.

જુહુના બંગલાના ઝરૂખામાં એક આરામ ખુરસી પર કંઈક ઉદ્વિગ્ન મને સુધીન્દ્ર બેઠો હતો. આજે એણે કામ પડતું મેલ્યું હતું. કામથી કંટાળ્યો હતો. રજા શરૂ થવાની હતી એટલે કામ કરવાની ઈચ્છાય ન્હોતી.

વિશ્રાંતિના આગામી દિવસોની કલ્પના ને સ્વપ્નમાં ઘડતો હતો. એમાં એને બહુજ ગમ્મત પડતી.

મીનાક્ષીની ઘરમાંથી ગેરહાજરી એને એ દિવસે ખાસ કરીને નજ ગમી. નોકરને–બ્રાહ્મણને બે ત્રણ ફેરી પૂછી જોયું. ગાડીની તપાસ કરી તો ગાડી પાછી ઘેર આવી ન હતી. કંઈક આશાજનક સ્વપ્નમાં અને ઉદ્વિગ્ન મનની સ્થિતિ એવી એ વિષમ પરિસ્થિતિ અનુભવતો એ પડયો હતો.

એના દિવાનખાનાની ઘડીઆળમાં નવના ટકોરા વાગી ગયા. એણે એ ટકોરા ગણ્યા. કંઈક અજબ ગ્લાનિ છવાઈ રહી. થોડીવારે ઉઠયો અને આમ તેમ ફરવા મંડયો.

કંટાળી પાછો ખુરસી પર પડયો. ઘડીઆળ હાથ પરથી ઉતારી સામેના નાના ટેબલ પર મૂકી એના સામું જોઈ રહ્યો. મીનીટે મીનીટ એને બહુ વસમી લાગી.

એની આંખ ઘેરાવા લાગી. દશની લગભગ થઇ અને મીનાક્ષી કેમ ન આવી! એને ફીકર થવા લાગી.

એને પહેલાં કદી એવું થયું હોય એવું સાંભરતું નહીં પણ તે દિવસે તો થયું. મીનાક્ષી શા માટે આટલી બધી રાત સુધી ન આવી હશે ! એવું શું કામ હશે ! આટલું બધું મોડું થાય તે સારૂં નહીં.

એવા કંઈ કંઈ ખ્યાલ એક પછી એક વીજળીની ત્વરાથી આવીને ગયા.

વિષમ વસ્તુસ્થિતિ અને કાંઈક અનિવાર્ય માનસિક સ્થિતિ એ બે દશામાં એના અંતરમાં કંઈ ને કંઈ ફેરફાર થતા ગયા.

આખરે મીનાક્ષીને લઈને આવતી ગાડીનો દૂરથી આવતો અવાજ સંભળાયો. પૈંડાનો મંદ પણ કર્કશ અવાજ રાત્રીની નિરવ શાંતિ ભેદીને એના કાને આવી અથડાયો. એણે ઉંચું જોયું અને થોડીવારે દરવાજો ખુલ્યો અને ગાડી દાખલ થઈ.

મીનાક્ષી અંદરથી ઉતરી. ઉતરીને બંગલાનાં પગથીયાં ચ્હડતાં એણે સુધીન્દ્રને જોયો. એના મ્હોડા પર આનંદની છાયા હતી તે એકદમ પલટાઈ ગઈ. એને કાંઇક નવિન લાગ્યું.

ભૂંડા ભાવિમાં શું શું હશે એ વિચાર એના મગજમાં તરવરી ઉઠયો. કંઈક સમજણ ન પડે એવી કંપારી આવી પરંતુ બીજી ક્ષણે એ સ્વસ્થ થઈ ગઇ. ધીમે ધીમે પણ ગંભીરતાથી પગથીયાં ચ્હડી.

સુધીન્દ્રની નજર એના પરજ હતી.

"મીનાક્ષી, આટલું મોડું થાય તે નહીં સારૂં" સુધીન્દ્રનો અવાજ સંભળાયો.

'કેટલું બધું મોડું થયું! મ્હને ગમતુંય નથી.' થોડીવારે એ ગણગણ્યો.

મીનાક્ષી ચમકી, સુધીન્દ્રની આંખમાં પશુતા ચળકતી હતી કે નહીં તેની ખાત્રી કરવા એણે મીંટ માંડી.

અને એ એકદમ બંગલામાં ચાલી ગઈ.

સુધીન્દ્ર ઉઠયો. મીનાક્ષીની પાછળ જવા ઇચ્છયું પણ ઠીક ન લાગ્યું એટલે ખુરસી પર પાછો પડયો.

થોડીક વારમાં કપડાં બદલી મીનાક્ષી બ્હાર આવી. એ આવી ત્યારે સુધીન્દ્રની આંખ જરા મળી હતી.

એ સામેના સોફા પર આડી પડી અને સુધીન્દ્રને જોઈ રહી.

થોડીવારે એ હસી. હસવાના અવાજથી સુધીન્દ્રની આંખ ઉઘડી.

"મીનુ, કેટલી બધી રાત ગઈ. બહુ મોડું થયું નહીં? પણ મીનુ તું કેમ હસી!"

"હું કેમ હસી! પુરૂષ કેટલા બધા સ્વાર્થી છે તે પર હસી" એટલું બોલી મીનાક્ષીએ હોઠ કરડયા.

"મીનુ, તું ભૂલ કરે છે. પુરૂષ બહુજ ઉદાર હોય છે." કંઈક બચાવ કરતો હોય એમ સુધીન્દ્રે કહ્યું.

"છટ–પુરૂષ અને પશુ બંને સરેખા!" અજબ દોરથી મીનાક્ષી લવી ગઇ.

"મીનુ, તું શું કહે છે ત્હેની મને બીલકુલ સમજણ નથી પડતી."

મીનાક્ષી ખડખડાટ હસી.

"શા માટે સમજણ પડે." અક્ષરે અક્ષર પર ભાર મૂકતી મૂકતી મીનાક્ષી બોલી ગઈ.

"મીનુ, તું મ્હને અન્યાય કરે છે. મીનુ માનશે! સાચું કહું છું મ્હેં ત્હને વાસનાથી કદી ભજી નથી." અજબ મૃદુતા અને વિશુદ્ધિભરી નજરથી એના સામું જોઈ રહ્યો. ભવાં ચઢાવ્યાં; માથું હલાવ્યું અને પછીથી હાથ ધસ્યા.

મીનાક્ષી કંઈક ચમકી, સાવધ થઈ, કદી ન જોયલો ફેરફાર થતો એણે સુધીન્દ્રની મુખમુદ્રા પર નિહાળ્યો.

એને લાગ્યું, કદાચ સુધીન્દ્રની પરીક્ષામાં પોતે છેતરાઈ પણ ગઈ હોય.

"મીનુ, તું મ્હને પરણીને ન સુખી થઈ. તું કંઈ કંઈ આશાભરી હતી. ત્હારી બધી આશા ધૂળમાં મળી. ત્હારા હૃદયના કંઈ કંઈ તરંગો ઉઠીને અંતરમાં શમ્યા હશે."

મીનાક્ષી ચુપ ચુપ સાંભળ્યાજ કરતી હતી. આંતરિક વ્યથા એને થતી હોય એમ એની મુખમુદ્રા પરથી સ્પષ્ટજ દેખાતું.

"મીનુ, હું આજ થોડા વખતથી જોતો થયો છું કે મ્હારાથી ત્હને સંતોષ નથી. મ્હારાથી દૂરજ રહેવું ત્હને ઉચિત લાગ્યું છે."

હૃદયના ચૂરેચૂરા થઈ જતા હોય તેમ એક એક અક્ષર એના હોઠથી નીકળ્યો.

મીનાક્ષી નીચું જોઇ રહી એને ઉંચું જોવું ઠીક ન લાગ્યું.

"મીનુ, ત્હને એજ ઠીક લાગ્યું છે તો ત્હને દુ:ખી કરવા નથી માંગતો. જા, મ્હારૂં ત્હને વચન છે. ત્હારી ઇચ્છાની આડે હું નહીં આવું."

'વ્હાલા'—મીનાક્ષીના હોઠથી એટલો એકજ શબ્દ નીકળી પડયો. એના સામું જોઈ રહી આંખો સજળ થઈ.

"પણ મીનુ, ત્હારૂં હૃદય કેમ પલટયું!"

"એ હું પોતેય નથી કહી શકતી" ઘોઘરા અવાજથી બેસી ગયેલા કંઠે એ બોલી.

"હશે મીનુ, જેમ હોય તેમ. ત્હને સુખ થતું હોય તેજ કરવું ઉચિત. ભલે મ્હારી ઇચ્છા ન પાર પડે!"

"ત્હમારી શું ઇચ્છા છે?" એકદમ ઝડપથી લવી ગઈ અને એના સામું જોઈ રહી.

"મીનુ, જો ખોટો ખ્યાલ ન બાંધતી. એમાં પશુતા નથી પણ આપણી યૌવનની ભરતીના જળ પુરેપુરાં ભરાયાં હવે ઓટ થવાનો, આપણે ઘેર એકાદ સંતતિ...........

સુધીન્દ્ર અટકી ગયો. ઘડી ભર ગુપચુપ મીનાક્ષી સામું જોતો ઉભો રહ્યો, મીનાક્ષીનો હાથ પોતાના હાથમાં લીધો.

મીનાક્ષી એકદમ ઉઠી "હું જાઉં છું."

"મીનુ, જશે! જા જવું હોય તો સુખે જા. ત્હને એમજ ઠીક લાગતું હોય તો ભલે" એના હાથ છોડતાં ગણગણ્યો.

મીનાક્ષી ઉભી થઈ રહી.

"પણ મીનુ, યાદ કર, આપણે બંને ન્હાનાં હતાં ત્યારે કેવાં હતાં! આજે કેવાં થયાં. ત્હને મ્હારાથી જરાય દૂર ખસવું ન્હોતું ગમતું. ત્યારે તું કેવી સુખી હતી. મ્હને કેટલો આનંદ હતો ત્હને શો ઉમંગ હતો. શા શા ઉલ્લાસ હત.."

"આપણા જીવનમાં આનંદની હેલા આવતી."

"હવે તું કેવી થઈ ગઈ! મ્હારાથી દૂરને દૂર થવામાં ત્હને શું ફાયદો થયો! જો ત્હારૂં હૈયું ત્હારૂં નથી રહ્યું!"

"ન્હાતાં ભૂલી ગઈ. મીનુ ન્હાવું અને ન્હવાવું એ બે તો મનુષ્ય જીવનના અનુપમ લ્હાવા છે. એમાંજ સુખ છે. અને મીનુ, જે વસ્તુને ફેંકી દે તેને કેમ ચાહી શકાય! ગાંડી તું ભૂલ કરે છે."

"જો, ઈશ્વરે ત્હને બુદ્ધિ આપી છે. વિચારી જો મીનુ, સ્થુળ વસ્તુનો સ્નેહ નામે મોહ નથી."

સુધીન્દ્ર બોલી રહ્યો. જરા શ્વાસ ખાવા થોભ્યો. દૂર જોઈ રહ્યો હતો.

મીનાક્ષી ત્યાંથી ચાલી ગઈ. સુધીન્દ્ર ખુરસી પર ધબ લઈને પડ્યો.

મીનાક્ષી ઉઠીને બંગલામાં ગઈ. અંદર જઈ પલંગ પર પડી. સુંવાળા રેશમ જેવા તકીયાની અંદર મ્હોડું સંતાડી દીધું.

કંઈ સમજણ ન પડી એટલે રડી. રડવાનું કારણ ન સમજાયું: રડવુંજ ઠીક લાગ્યું એટલે રડી.

અને પછી એની આંખ મળી ગઈ.

બીજે દિવસથી એને બહુજ અતડું લાગતું. હરતાં ફરતાં સુધીન્દ્ર અને એની નજર મળતી ત્યારે એને ક્ષોભ થતો. ધીમે ધીમે કાંઇને કાંઇ નિમિત્ત કાઢી સુધીન્દ્ર જોડે વાત કરવા એની પાસે જતી, પણ ન બોલાતું.

મીનાક્ષીમાં ધીમે ધીમે ફેરફાર થવા માંડ્યો. એણે ઘણા વિચાર કરી જોયા. વિચારની પ્રણાલિકા બદલાઈ. એને લાગ્યું કે સુધીન્દ્રે કાંઈ કહ્યું હતું તે ઠીકજ કહ્યું હતું.

ત્યાર પછી હંમેશ એના હૃદયમાં થતું, શું સુધીન્દ્ર એને પાછી સત્કારશે—ભૂલ માફ કરશે?

પણ સુધીન્દ્ર એટલો બધો ક્રૂર તો ન હોય; પહેલાં કેવો વહુઘેલો હતો, હવે પાછો એવો ન થાય? શું કરૂં તો પહેલાં જેવા ચહાતા થાય; આ એના અહોનિશ વિચાર.

પ્રિય વાંચનાર! વખતે ધીમે ધીમે મીનાક્ષીનું હૃદય સુધીન્દ્ર તરફ વળાવ્યું. જે હૃદયને ન્હાવાનીજ ટેવ પડેલી તે હૃદય એ પ્રણાલિકામાં પડતાં ન્હાતું ન ભૂલી શક્યું.

સુધીન્દ્રે એને સત્કારી. જેને હૃદય રીઝવવા તલસી રહ્યું હતું ત્હેને વિના સંકોચે સ્વીકારી.

દિવાનાં દીલનાં દર્દ વખત વીત્યે જાદુભરી દવાઇથી મટયાં.

અને પછીથી પંદર વીસ મહિને મીનાક્ષીને પારણું ઝુલાવવાનો અવસર આવ્યો. પ્રેમના ઝરણાં સ્વાર્થી મટી નિઃસ્વાર્થી થયાં. દમ્પતી સ્નેહ અપત્ય સ્નેહમાં પુનર્જન્મ પામી પુનિત થયો. જીવનના ઉદ્દેશ બદલાયા, આદર્શો બદલાયા; હૃદય પલટયું, જીવનજ્યોત વિશુદ્ધ પ્રેમે ઝળકી રહી.

મીનાક્ષી કહે છે કે દેહ ને દેહી જુદાં છતાં એકજ છે. બેના નામ નિર્દેશ ભિન્ન છતાં એક વગર બીજાનું પ્રયોજન નથી. દેહ વગર દેહી પર પ્રેમ રખાતો નથી. વસ્તુ વિનાના પડછાયા હોતા નથી.

કાલે ખીલી પુષ્પ થનાર મનોહર રમણિય કલિકા મહીં વસતી નિગૂઢ સુવાસનાં જેવો સ્થળ ને કાળથી અતીત પ્રેમ કદી વિશ્વમાં વસતો હશે. પરંતુ સ્થુળ સમાગમ વિના એ જીવનના ચૈતન્યની ચિનગારી જવાલા રૂપે પ્રગટ નથી થતી. મીનાક્ષી કહે છે કે દેહ વિનાના દેહીને માટે રાનનાં વૃક્ષો મહીં રહેલા દાવાનલની માફક પ્રેમ રહેતો હશે. પરંતુ એક બીજાના ઘર્ષણ વગર વૃક્ષો મહીં દાવાનલ પ્રગટ નથી થતો, તેમ દેહ વિનાના દેહી માટે પ્રેમની દિવ્ય જ્યોત નથી પ્રગટતી.

---

પ્રિય વાંચનાર, આજ પંદર વર્ષે મ્હારી ભાવનાઓ તરફ જોઈ રહી છું.

સુખ સાધન, અને સંપત્તિ મહીં રાચી રહી છું. મ્હને કાંઇ વિશાદનું કારણ નથી. છતાંય અંતર ને અગમ્યમાં ઉડવાનું મન થયાં કરે છે. સંપૂર્ણ સાહ્યબીમાં રહ્યા છતાંય મ્હારા હૃદયમાં શાંતિ નથી રેલી રહી.

હું ચૌદેક વર્ષની હોઇશ. બાલ્યાવસ્થા વહી ગઈ હતી. બચપણના ખેલતાં કૂદતાં વહી ગયેલાં દિવસો હરઘડી યાદ આવતાં એ નિર્દોષ જીવન સાંભરી એ દશાનાં વિલક્ષણ જીવન માટે ખેદ થતો. બે ત્રણ વર્ષો પહેલાં હરકોઈ સાથે રમતી. ગાંડીઘેલી વાતો કરતી. તરેહ તરેહના પ્રશ્નો પૂછી શકતી. એ નિર્દોષ આનંદ હૈયે વહ્યાં કરતો. એ સહુ ગયું અને સ્વભાવમાં કાંઈક ગાંભીર્ય આવતું જતું હતું. પરંતુ યુવાનાં અજબ તોફાન વિલસતાં જતાં હતાં.

કૂદંતી, દોડતી, ઠાવકાઇથી ચાલતી થઈ ગઈ. માથેથી વસ્ત્ર સરી સ્થાનભ્રષ્ટ ન થાય તેની સંભાળ રાખતી. મોટે સાદે વાત ન થઈ શકતી ધીમું ધીમું ખપ જેટલું બોલતાંય ખંચાતી.

એવામાં જ હું ન્હાતીધોતી થઈ. કુમારિકાનાં વસ્ત્રો તજી દીધાં ને મુગ્ધાનાં સજ્યાં.

હા, તે દિવસ મ્હને બરાબર યાદ છે. એ ચીપટીઓ વાળી ફરતો સાળુ પહેર્યો ત્યારે મ્હારૂં હૈયું નાચી ઉઠયું હતું. હૃદયના ભાવો બદલાતા જતા લાગ્યા હતા. અત્યારે કદાચ એમ લાગે કે કલ્પના હશે પરંતુ તે વખતે તો જુદુંજ લાગતું.

તે ઉંમરે ય મ્હને મ્હારા ભણતરનું અભિમાન હતું. સરખી ઉંમરની બીજી છોકરીઓ કરતાં મ્હારામાં કંઈક વિશિષ્ટતા છે તેનું મ્હને ભાન થયું હતું.

બધી છોકરીઓ બહુ બહુ તો ૭ ચોપડીઓ ભણતી. ઘણીખરી તો ચાર ભણે એટલે બહુ ભણી એમ સમજતી. ભરતાં ગૂંથતાં શીખવાનું ચૂકતી નહીં. એ ન આવડે, ઘરનાં બારીબારણાં તોરણ ચકવડે શણગારતાં ન આવડે, તે સ્ત્રી નહીં એવી માન્યતા સહુ કોઈની હતી.

મ્હારાં સદ્‌ભાગ્ય કાંઈક વિશેષ હતાં સંસ્કારી માબાપને પેટે પડી હતી એટલે મ્હારાં ઘણાં જતન થયાં હતાં.

સાત ચોપડીથી હું આગળ વધી. અંગ્રેજી સાહિત્યમાં ય મ્હારી પ્રગતિ થઈ હતી. સંગીત ને ચિત્રકળાનો ય આછો આછો શોખ લાગ્યો હતો.

દુનીયાડાહ્યાં કહેતાં કે જીંદગીમાં આનંદ સાથે ઉપયોગમાં આવનાર સર્વે સાધનો સહિત સંસારજીવનને આંગણે આવી ઉભી છું.

કલ્પનાની પાંખે હું ઉડતી. જીવનનાં સ્વપ્નમાં જોતી. ભાવનાને પંથે વિચરતી. મ્હને કેવું જીવન ગમે તેના મનોરથો ઘડતી. તરંગો મહીં ઝોલાં ખાતી અને અંતરના ઉલ્લાસ મહીં રાચતી.

મ્હારે સહચાર માત્ર સાહિત્યની ચિરંજીવ સૃષ્ટિમાં હતો: ધરતી પર ફરતી હતી તો ય મ્હારો આત્મા તો એ દિવ્ય સૃષ્ટિમાં જ ભમતો. મ્હારાં દરેક પ્રિય પાત્રોને મ્હારામાં પ્રતિબિમ્બિત થયેલાં હું જોતી. એકના જેવાં તોફાન અને જીવનના ઉલ્લાસ ગમતા; બીજાનું ગૂમાન ગમતું; તો કોઈની મૃદુતા મ્હને પ્રિય થઈ પડતી.

એ મ્હારાં પ્રિય પાત્રોનાં સુખે હું સુખી થતી, દુઃખે દુઃખી થતી.

દુનીયા જેને અનુભવ વિનાની કહે તેવી હું હતી. લોકો અમરંગી કહે તેવી હું હતી. મ્હારૂં જગત જુદું હતું. દુનીયામાં મ્હારૂં સ્થાન નહોતું.

૨.

એ પછી મ્હારા અંગનો વિકાસ શરૂ થયો. નાજુક અને ઘાટીલાં અંગો નિમિષ માત્રમાં ખીલી પરિપૂર્ણતા પામ્યા હોય એમ લાગતું. કોઈ ખુશ્નુમા સહવારે આકાશને નારંગી કરી દેતાં કોમલ રંગો મ્હારા વદનમંડળે જરી જરીમાં છવાતાં.

તે વખતે મ્હારી માતાને મ્હારા તરફ ઘણી ફેરી જોઈ રહેતાં જોતી. મ્હને જોઈ એ કાંઈ વિચારમાં પડી જતાં એવું મ્હને ભાન થયેલું. મ્હને સમજ નહીં પડેલી.

હજુ હું બાલક જ હતી. લગ્ન એટલે શું એ મ્હને ન્હોતું સમજાતું. સંસાર શી વસ્તુ છે તેનું મ્હને ભાન થયું ન હતું. એ અજ્ઞાનનો અંધકાર ધીમે ધીમે દૂર થતો જતો હતો.

દરેક સ્ત્રીએ પરણવું જ જોઈએ એ વિચાર મ્હારા મગજમાં કોણ જાણે કેવી રીતે દાખલ થઈ ગયો. મ્હારૂં મન બંડ કરતું. 'હમણાં શું ખોટું છે' એવી દલીલ અંતરથી ઉઠતી. પરંતુ લગ્નનો વિચાર કાંઈક અનુપમ સુખ અર્પતો, એ વિચાર આપોઆપ થઈ જતો.

શા માટે પરણવું જોઈએ એ પ્રશ્નનો ઉકેલ હું ન્હોતી સમજતી.

આપણા સમાજનું બંધારણ જ એવું છે. આપણી સામાજીક સંસ્કૃતિ જ એવી છે કે ધીમે ધીમે મ્હને બધું સમજાતું ગયું. ઘણી વાત મ્હારૂં બાલકહૃદય નહીં કબુલ કરતું.

પરંતુ દૈવપર આધાર રાખવાની આપણી સંસ્કૃતિ મ્હને ય નડી. 'સહુ સારૂં થશે'ની માન્યતાએ આજે મ્હને જુદી જ સૃષ્ટિમાં મૂકી દીધી.

એક દિવસ મ્હારા પિતાને મ્હારી માતાને કહેતાં સાંભળ્યા. "સરોજને ઘાટડીએ મંગળ છે એટલે ના પાડી." એ શબ્દો મ્હારે માટે સાંભળવાના નહતાં છતાં અકસ્માત થઈ ગયો. અને એ શબ્દો મ્હારા કાનપર પડી ગયા.

મ્હને આછી સમજ પડી, મ્હારા વિવાહની વાત હશે એ વિચાર મ્હારા મગજમાં તરવરી ઉઠયો. હું લુગડું પહેરતી થઈ ત્યારથી અમારા કોઈ કોઈ સગા સંબંધીઓ અમને મળવા આવતાં તે મ્હારા વિવાહની વાત કરતાં તે મ્હેં સાંભળેલું.

ધીમે ધીમે મ્હારો વિકાસ થતો ગયો. પંદર વર્ષની કુમળી વયે હું ઘણું નહીં જાણવાનું જાણતી થઈ ગઈ.

આપણા સમાજનું વાતાવરણ કુમળાં બાળકોને પુખ્ત ઉમ્મરનાં સ્ત્રીપુરૂષો જેવાં બનાવી દેવાની ભઠ્ઠિ જેવું છે. બાળક મટી આપણે પ્રૌઢ બની જઈએ છીએ. એ અત્યારે હું જોઈ શકી છું.

એ સામાજીક વાતાવરણની ભક્તિની ઝાળ મ્હનેય લાગી. હું પણ એ કાચી ઉમ્મરે ઘણું સમજતી થઈ ગઈ. બાલિકા મટી જોતજોતામાં સ્ત્રી બની ગઈ.

મ્હનેય લગ્નના કોડ થવા લાગ્યા.

પ્રિય વાંચનાર, તે વખતે હું શાકુન્તલ નાટક વાંચતી હતી, ખાસ કરીને શાકુન્તલના ચોથા અંકના પ્રસંગો મ્હને ઘણાં ગમતા. શકુન્તલાના સાસરે જવાના પ્રસંગો મ્હારા કલ્પનાપટપર ખડાં થતાં મ્હને મ્હારૂં શું થશે તેનાય વિચારો આવતા. રમ્ય મંજુલ કલ્પનાઓ વડે મ્હારા આત્માને રીઝવતી.

કણ્વઋષિના આશ્રમમાં મોહનમંત્ર મુગ્ધ શકુન્તલાનું ચિત્રણ મ્હને બહુ જ ગમતું. મ્હારૂં અંતર એ પ્રસંગ યાદ કરતે ઉછાળા મારતું. મ્હને મ્હારો દુષ્યન્ત કેવો મળશે એ વિચાર કરવામાં અજબ આનંદ આવતો. એ કલ્પના આછી આછી હતી. મંજુલ ભાવનાને સાકાર સ્વરૂપ ન આપી શકતી.

ઘણી ફેરી હૈયે થતું કે મ્હને મ્હારો મનગમતો દુષ્યન્ત શોધ્યો જડશે.

હું કંઈ વાંચતી એટલે એ સૃષ્ટિમાં જીવતી. જામદગ્નેયનું આખ્યાન વાંચ્યું ત્યારે તેમના જેવા પતિની વાંછના જન્મી. મ્હારા અભિમન્યુની ઉત્તરા થવા મન લલચાયું. મ્હારા શિવની ઉમા થવાના કોડ થતા. ઉમાની તપશ્ચર્યા ને ઉત્તરાની વીરતા મ્હને બહુજ ગમતી.

હું તરંગો મહીંજ જીવતી.

તેવામાં મ્હારા માતપિતા બહુ ઉદાસ ફરતાં. અને હું સમજતી કે એ બધું મ્હારે અંગે જ છે. મ્હારે લાયક એમની નજરે પતિ જડતો નહીં તેથી અહોનિશ બંને ચિંતાતુર ફરતાં.

મ્હારા કોડ છલકાતાં પૂરે એવો પતિ તો સારી સૃષ્ટિમાંય શોધ્યો નથી જડવાનો એમ કહેવા હૈયું તલસતું. મ્હારાથી એક અક્ષર પણ બોલાતો નહીં.

હું મનમાં બહુ દુઃખી થઈ. મંઝાઈ પણ ક્યાં દીલ ઠાલવતું તે સૂઝયું નહીં. મનની વાત મનમાં જ સમાવી રાખવી એમાં જ ડહાપણ દેખાયું.

પણ પછીથી અંતરમાં દાવાનલ પ્રગટ્યો. અંગેઅંગ લપટાતું યૌવન મ્હને મૂંઝવતું, ગંગળાવતું, રીબવતું. જોતજોતામાં નિર્દોષ કન્યકા મટી શ્યામા થઈ ગઈ.

જરાક કામમાંથી નવરા પડતાં કે પુસ્તકો વાંચતાં વાંચતાં ક્ષણભર પણ આંખ મીંચાતી કે ભાવનાએ ઘડેલો પતિ આંખ આગળ ખડો થતો. ઘણાં સ્વપ્નાં જોતી. સાચું કહું તો એ દિવસો સ્વપ્નાં જોવામાં જ જતા. અને હું ભાવનાની સોને મઢેલી સર્વાંગ સુંદર સૃષ્ટિ મહીં જ જીવતી.

આંખ મીંચી જરા પડી રહેતી ત્યારે ઘણીય ફેરી સીનેમાના ચિત્રપટપર પડતાં ચિત્રોની માફક કલ્પનાપટપર અવનવાં ચિત્રો આલેખાયલાં જોતી. એ ચિત્રો જોવાનું મ્હને ઘણું પ્રિય થઈ પડ્યું હતું.

આંખે ઉડી વળગે એવો એક યુવાન પોતાની રિસાયલી પ્રિય જીવન-સહચરીને ચિત્રફલકપર આલેખતો જોતી. તેની પાછળ આવી ઉભેલી જરા મારી મનાઇ આવેલી પ્રિયતમા આંખ દાબી રહી હોય તેવું ચિત્ર જોતી હોઉં એવો ભાસ થતો. એ ચિત્રની પ્રિયતમા હું જ હોઉં એવી ભ્રમણા થતી.

વળી બીજું ચિત્ર જોતી. શિતળ શાંતિદા પૂર્ણિમાની જ્યોત્સ્નામાં બેઠી બેઠી એક યુવતી દીલરૂબા વગાડે છે અને ધીમું ધીમું ગાય છે. એ લલનાના અંકે માથું મૂકી સુતેલ કોઇક નબીરો સાંભળતાં સાંભળતાં લહરીમાં ગાતી સુંદરીના હોઠ પર પોતાના હોઠ ચાંપી દે છે અને સંગીત અસ્ફૂટ થઈ જાય છે અને સ્મિતનાં મરકલડાં પડી રહે છે.

એવાં અનેક ચિત્રો હું જોતી. જુદા જુદા અનુભવના રંગે રંગાતી. ઘણીય ફેરી ભ્રમણાથી ભૂલેલી હું ચિત્રની યુવતીને દીધેલ ચુમ્બન મ્હને દીધાં હોય તેમ માની ભીનાં થયેલા હોઠ લૂછવા જતી અને લજવાતી.

હું ક્ષણભર વિહ્વળ બની જતી. શોકસાગરમાં ડૂબી જતી. હૈયાસુની બની જતી.

મ્હારે તો નરી રસિકતા ને વિલસતી યુવા જોઈતી હતી. મ્હને તો જીવનનાં તોફાન અને ઉલ્લાસના અભિલાષ હતા.

નિશ્ચિત હયાત પુરૂષપર દીલ ચ્હોટયું હોત તો ઠીક હતું પરંતુ આ ભાવનાઓ થી હું મૂંઝતી.

સરખી ઉમ્મરની સહચરીઓનાં મંડળમાં મ્હારી સ્થિતિ બહુ જ કફોડી થતી. એમાંની ઘણીખરી તો પરણી ગયેલી, અને નવવધૂ તરિકેના અનુપમ સુખની લહેજતનો અનુભવ પામેલી. પતિ સહવાસ અને સમાગમ પામેલી, કોડીલા કંથની કામિની થઈ ચૂકેલી સખીઓમાં હું સર્વથી જુદી પડતી.

સહુ પોતાના અનુભવ અને સુખની વાતો કરતાં. સહુ કોઈ પોતાના પતિના અનેકાનેક સ્મરણો યાદ કરી હૃદયને ભીંજવતી અને આનંદ અનુભવતી. મ્હારે બધું મૂંગે મ્હોડે સાંભળવાનું જ હતું. મ્હારૂં હૈયું ખિન્ન થતું.

કોઈ કોઈ તો મ્હને હું અવિવાહિત શા માટે રહી તેનો સીધો પ્રશ્ન જ પૂછતાં. એ સવાલ મ્હને ગભરાવી દેતો હું બહુ જ અકળાતી. પણ મ્હને કયાંય દિલાસો મળતો નહીં.

ઘણી ફેરી સારી રાત ઘડીભર આંખ મીંચાયા વગર જતી. જરા આંખ મળતી તો સ્વપ્નામાંય એ ને એ ઝંખના થયાં કરતી. હંમેશ મ્હારૂં મન વિચારમાં પ્રવૃત્ત રહેતું. કોઈ પરખી ન જાય તેટલા માટે મ્હારે સતત્ પ્રયત્ન કરવો પડતો.

ચંદની રાતે ઘણી ફેરી પથારીમાંથી ઉઠી બારીએ ઉભી રહેતી. ચંદ્રને નિરખ્યાં કરતી. ચંદ્રને દોષ દેતી. થાકી જતાં આમતેમ ફરતી. ચાંદનીમાં અનુપમ દીપી નીકળતાં અંગો તરફ ક્ષણભર દૃષ્ટિ નાંખતી. યૌવનના કેફથી ઘેરાયલાં મદભર નયને જોઈ રહેતી. ખીલતાં જતાં સૌંદર્યને નીરખી નિઃશ્વાસ મૂકતી. વળી આંગળામાં આંગળા ભરાવી, હાથ નીચા નાંખી ઋતુ વગર ખીલવા માટે પ્રત્યેક અંગને શાપ દેતી. વળી ચંદ્ર અને શરીર નીરખી મોટે સાદે રડી પડતી. કોઈ સાંભળશે એ વિચારે પાછી સાવધ થતી. આખરે થાકેલું શરીર નિદ્રાવશ થતું.

યૌવનનો ઉકળાટ, અંતરની ચિંતા અને હૃદયશૂન્યતાએ મ્હને જોત-જોતામાં હતી નહતી કરી મૂકી. દયામણું મ્હોં, આંસુ સારી ઝીણી થયેલી આંખો, સૂકાયેલા હોઠ જોઈ મ્હારી માતા હંમેશ શોચ કરતી.

## ૩.

પછીથી મ્હારો ઉદ્ધાર થયો એમ દુનીયાએ માન્યું. પ્રિય વાંચનાર, ચૌદથી માંડીને સોળ સુધીના મ્હારાં બે વર્ષો બહુ જ દુઃખદ ગયાં. સોળમે

વર્ષે મ્હારા માબાપ સારા પતિની આશા છોડી દઈ મ્હને એક બીજા વર સાથે પરણાવી છૂટ્યા. કન્યાદાનના ઋણમાંથી મુક્ત થયાં. હું પરણી તે પહેલાં મ્હારી વાસના મરી ગઈ હતી. થોડોક વખત ઘેલછા રહ્યા પછી દુ:ખની લાગણીની ભ્રાંતિ સિવાય મ્હને બાલપણના કોડ રહ્યા ન હતા. વાસના જાગી પણ તૃપ્તિ નહી મળવાથી સમાઈ ગઈ. વાસનાએ મરતાં મરતાં મ્હારા શરીરને નમાલું કરી દીધું. મ્હારા જીવનની ચિંતા મ્હારા માબાપને ગભરાવી મૂકવા બસ હતી.

મ્હારા પતિ વિદ્વાન હતા. શ્રી અને સરસ્વતી એમને એકી સાથે ફળ્યાં હતાં. દુનીયાનું ડહાપણ હતું. અનુભવ હતો. જ્ઞાતિમા પ્રતિષ્ઠા સારી હતી. કૂળ ઉંચું ગણાતું. શરીરસંપત્તિ પણ ઠીક હતી. પહેલી પત્નીથી એમને કાંઈ સંતતિ ન હતી.

પ્રિય વાંચનાર, માબાપ બીજું શું જુવે ! અને મ્હને ય શું સમજ ! હું તો સ્વપ્નમાં જ જોતી હતી. ભાવના મહીં જ જીવતી હતી. શું થતું તેનું મ્હને ભાન રહ્યું નહીં, માબાપની ઇચ્છાની સામે થવાની ટેવ નો'તી. એમની ઇચ્છા સામું થવાનો ખ્યાલ પણ નો'તો આવ્યો.

પછીથી હું પરણી ગઈ. તે પ્રસંગની શી ભવ્યતા તેનો આજે ખ્યાલ આવે છે. તે ઘડીએ તો શૂન્ય હૃદયની હતી. શું થઈ રહ્યું છે તેનું ભાન ન હતું. આજ એની મહત્તા સમજી શકાય છે.

પરણ્યા પછી થોડે દહાડે મ્હને સાસરે વળાવી હશે. મ્હને એ પ્રસંગે કાંઈ કવિતા ન જડી. વર્ષો જતાં મ્હારા વિચાર, અભિરૂચિ, અણગમો અમુક પ્રણાલિકામાં વહતાં થઈ ગયાં હતાં.

એટલે મ્હને હર્ષ પણ ન થયો. શોક પણ ન થયો. મ્હેં મ્હારા પતિને જોયા ત્યારથી જ અણગમો થયો હતો. એનાં કારણ હજુ સુધી હું નથી શોધી શકી. એ અણગમો કેમે કરી હજુ સુધી નથી ગયો. ભૂલવા મથું છું તો ય નથી ભૂલાતું. હૈયે ઉમળકો નથી આવતો તે નથી જ આવતો.

સાસરે આવી ત્યારે મ્હારી ભાવનાઓને સખ્ત આઘાત થયો. મ્હારા પતિનો મ્હારો અનુભવ પૈસા કમાનાર એક યંત્ર એવો કંઈક થયો. પૈસા

કમાવામાં એમને ખૂબ ગમ્મત પડતી. એમના કહેવાથી એ હું સમજી શકી હતી. મ્હારી એક ભાવના એમનામાં ફળિભૂત થતી ન જડી.

મ્હારા હૃદયસાગરમાં એમના પ્રભાવથી ક્યાંય પણ ઉર્મી જાગી નહી. મ્હારી લાગણીઓને આઘાત થયો હતો. એ આઘાતની અસર હજી ય ગઇ નથી. જીવનભર જાય એમ લાગતું નથી.

એમના ભારેખમ ફુંડાળા શરીરથી મ્હને તો સુગ ચડી. કુટુંબસુખ શું એ એમને મન તો માત્ર કોઇ ઘર સાચવનાર હોય એમાં જ સમાઇ જતું. સહવારથી સાંઝ સુધી પૈસા પેદા કરવાના કામ સિવાય એમને બીજું કાંઇ રૂચતું નહી. ઘર તરફ વળી કદી જોતા જ નહીં. મ્હને કાંઇક લાગણી હશે, મ્હને કંઇ કંઇ જાતના શોખ થતા હશે, મ્હારે હૈડે કોડ થતા હશે, મ્હને બુદ્ધિવૈભવના વિલાસની લાલસા હશે, એમની સંગતિ માટે હું તલસતી હોઇશ એવા એવા વિચાર કદિ એમને હેરાન કરતા જ નહીં. એમને દાસી જોઇતી હતી. મ્હને પરણ્યા એટલે જોઇતી વસ્તુ મળી ગઇ હતી. એમને તો વિલાસની પુતળી જોઇતી હતી. પત્ની એટલે એક રમકડું એમ સમજતા.

મ્હારા પતિને સંતતિની લાલસા ઘણી હતી. મ્હારા શરીર પરનો એમને એમનો અધિકાર જોઇતો હતો. હૃદયની ગડમથલ હવે આજે યાદ કર્યે શો ફાયદો ?

જેમાં પશુતા જોઈ, જ્યાં મ્હારૂં પતન થતું જણાયું તે માર્ગ મ્હારે મ્હારી મરજી વિરુદ્ધ સ્વીકારવો પડ્યો. શરીર સોંપી દીધું. સોંપવું પડ્યું. મ્હારી સાંસ્કારિક અસ્મિતાનો વિનાશ થયો. મ્હારી માનવતા સરી પડી. મ્હારા ભણતરનું અભિમાન ઓસરી ગયું. મ્હારી ભાવનાઓ ભાંગી પડી. મ્હારી અધોગતિ પુરેપુરી થઈ એવું મ્હને ભાન થયું.

મ્હારા પતિ એક સાધારણ મનુષ્ય જેવાજ હતા.

એમની મનોદશા આજે હું સમજી શકું છું. ન્હાનપણમાં પરણેલા. સંસ્કૃતિની અસર એમના પર કાંઈ પણ થાય તે પહેલાં એ બન્ધનો એમને ગળે વળગેલાં. સમાજે એમનામાં ય પશુતા બહુ વહેલી જગાડેલી.

જે ઉંમરે નિર્દોષતા જોઇએ તે ઉંમરે એમનો માનસિક વિકાસ પુરેપુરો થઇ ગયેલો અને પશુતા જન્મેલી.

વાસનાનો જન્મ થયો અને તરત જ એ પોષી શક્યા. પછી વાસના મહીં જ જીવ્યા.

લક્ષ્મીનો મોહ જાગ્યો ત્યારથી ભાવના બધી ઓસરી ગઈ. પૈસા શા માટે ન કમાવા એજ એમની મનોદશા થઈ ગઈ. એટલે ભાવનામય જીવન ગયું, માત્ર વ્યવહારૂ જીવન થઈ ગયું.

શરીરની ભૂખ અને દેહની વાંછના—એમને પોષાય તો બધું ય મળી જાય એવી એમની સમજ થઈ ગઈ. એમને એટલુંજ જોઈતું હતું અને એટલું મળે એટલે બધું હતું એવું એમની બુદ્ધિએ સ્વીકાર્યું હતું.

એમના પ્રત્યેક વિષયના વિચાર ચોક્કસ થઈ ગયેલા. એમની ટેવો પડી ગયેલી. એ બદલાય એવું હતું જ નહીં.

યુવાન દમ્પતીયુગલ જેમ એક બીજાને અનુકૂળ અને અનુગુણ થઈ જાય તેવું અમારે બંને એવું ન હતું.

મ્હારા અંગેઅંગમાં યુવા ઉછળી રહી હતી. વિચારની સ્વતંત્રતા અને ભાવના ને આદર્શ મ્હારા જીવનને વીંટી વળતા. મ્હારા જીવનમાં જોમ હતું. એમનું જીવન શાંત તળાવ જેવું હતું. ત્યાં તરંગો ન હતાં. ત્યાં ઓટ ભરતી ન હતાં. માત્ર ગાઢ પ્રશાંતતા રેલાઈ રહેતી.

એ મ્હને સત્કારી ન શક્યા. હું એમને ન અભિનન્દી શકી. અમારો મેળ ન ખાધો. મ્હારી રગેરગમાં જીવન હતું. એમનાં અંગેઅંગમાં શિથિલતા હતી.

એમને શરીર સોંપતું ન રૂચ્યું. પરંતુ હિંદુ સંસ્કૃતિ અને સમાજનાં વાતાવરણે મ્હને ગભરાવી દીધી.

થોડોક વખત અંતરની ગડમથલ થઈ. મુંઝવણનો પાર ન રહ્યો. હવે શો રસ્તો! પરણ્યા પછી હવે શું થાય! એ ભૂલ મ્હને સમજાઈ.

કંઈક ગૂઢ ગડમથલ અંતરમાં થઈ રહી. બુદ્ધિ હાથતાળી દઈ નાસી ગઈ. અને ભાવિની એક ભંડી પળે મ્હેં શરીર સોંપી દીધું; મ્હારે સોંપી દેવું પડ્યું.

પછીથી દરેક હિંદુ સ્ત્રીની જે દશા થાય છે તે મ્હારી ય થઈ. પાંચ વર્ષના ગાળામાં મ્હને ત્રણ છોકરાં થયાં. સહુ કોઇ હિંદુ અબલાની દશા થાય છે તેવી મ્હારી ય થઈ.

એમનાં વૃદ્ધ થતાં જતાં જ્ઞાનતંતુઓએ મ્હારા જીવનથી ભરેલી રગેરગ મહીંથી જીવન ચૂસી લીધું. યુવાનીના પુર બહારના સમયમાં મ્હારાં શરીર પર વૃદ્ધાવસ્થાનાં ચિન્હો દેખાવાં લાગ્યાં. હું સત્તર અને એ સાડત્રીસ–બીજું શું થાય !

જીવનનું જોમ ગયું; ભાવનાઓ ગઇ એટલે જીવનનો રસ ગયો. અનાયાસે જે આવ્યું તે વેઠી લેવાની વૃત્તિ સબળ થતી ગઈ. અને આજ જીવતી રહી છું.

પ્રિય વાંચનાર, આજે પંદર વરસે હું પુરેપુરી જાગી છું. મ્હારી અધમતા મ્હને નિરંતર સાલે છે. અંતરમાં આશા નથી, જીવનમાં ઉત્સાહ નથી, શરીરમાં ચૈતન્ય નથી, પ્રાણચેતના શિથિલ થઈ ગયેલી લાગે છે.

જિંદગીમાં રસ નથી ભાવનાઓના ઉચ્ચ શિખરોપરથી થયેલું મ્હારૂં અધઃપતન હું જોઈ રહી છું. જીવનમાં જ્યાં ત્યાં નિરાશા જ જોઉં છું. જીવતી છતાં હું મરેલી છું.

કેવા એક પતિની સંગતિમાં જીવનની રસલ્હાણુ લૂંટવાની અભિલાષા રાખી હતી ! એ પરિણિત જિંદગીનાં કેવાં કેવાં સ્વપ્નાં ઘડ્યાં હતાં ! ક્યાં એ જીવન ! ક્યાં એ સ્વપ્નાં ! બધાં ક્યાં શમી ગયાં ! એ પ્રશ્ન આજે ગૂંગળાવી રહ્યો છે.

ભાવનાને જતી કરી અને વાસનામાં ડુબી ગઈ. બધું ય ગુમાવ્યું. પતિનો સહવાસ નથી ગમતો. પ્રિય વ્યવસાયોમાં દીલ નથી ચ્હોટતું. પુસ્તકો નથી ગમતાં. દીલરૂબા પર આંગળી નથી ફરતી. ચિતરવા પીંછી નથી ઉપડતી.

માત્ર પશુ જેવા જીવન પર અનિવાર્ય તિરસ્કાર અને પશુ મટી મનુષ્ય નથી થવાતું તે માટે નિરાશા—એ વિષમ પરિસ્થિતિ મહીં અંતરની ઉન્હી હાય સિવાય બીજું શું મળે!

મ્હારાં પ્રિય પણ નિર્માલ્ય બાલુડાંને જોઉં છું ત્યારે મ્હને મ્હારી ભાવનાઓ યાદ આવે છે. મનુષ્ય મટી પશુ થઇ છું એ સમજાય છે. એ અધ:પતન યાદ કરે આંખનાં આંસુ ખૂટી જાય છે પણ હૃદયનું રૂદન નથી ખૂટતું. હૃદય એક જ પ્રશ્નનો ઉત્તર માગે છે કે, મ્હારૂં જીવન કોણે ધૂળમાં મેળવ્યું?

દૂરથી દૂરથી અગમ્યમાંથી ઉત્તર મળે છે કે 'ભાવનાના ભૂત.'

મૃણાલિનીનાં લગ્ન વસંતોત્સવે થવાનાં હતાં. સમય નજીક આવતો જતો હતો.

મૃણાલિની લગભગ સત્તરેક વર્ષની થઈ હશે. યૌવનના સમીરથી ત્હેની સુહાગી દેહલતા ઝૂકી રહી હતી. અંગેઅંગમાં વિલાસભાવના જાગી હતી.

એ સુંદર હતી. એકવાર જોયા પછી જીગરમાં એનું સૌન્દર્ય ખૂંચી રહે એવી એ હતી. શરીર સૌન્દર્યની સાથે સાથે હૃદયસૌન્દર્ય પુર જોશમાં ઉભરાતું.

એના વિવાહ થયા પછી એને દૂરથી એના ભાવિ પતિને નિહાળવાનો સમય મળતો. સખીઓની મીઠી મજાક ખમતાં ખમતાં એણે એના પતિ વિષે ઘણું સાંભળ્યું હતું.

તેનો ભાવિ પતિ એક સુશિક્ષિત યુવક હતો. સંપત્તિસુખ પણ હતું. એનું કાંતિવાન મ્હોડું, મધુર હોઠેથી લસી પડતું વિરલ હાસ્ય, સહુ કોઈને આકર્ષતું. એને જોતાં સહસા એનાં નયન ખેંચાતા. એ યૌવનના પૂરમાં તણાતો હતો.

મુગ્ધાના મનોહર મંજુલ ભાવોથી ઘડાયલી શિનિશચન્દ્રની રમ્યમૂર્તિ મૃણાલિનીના હૃદયમાં રમી રહેતી.

એ વિવાહિત સ્થિતિમાંયે હિંદુ સંસ્કૃતિને છાજતું પતિને સ્વાર્પણ કરી ચૂકી. એનું જગત પતિ, અને એનું ભાવિય પતિ, એજ એની મનોદશા અને જીવનસૂત્ર.

મૃણાલિની એક સાધારણ કુટુંબની કન્યા હતી. તેનાં માતપિતાની આર્થિક સ્થિતિ જોઈએ તેવી સારી ન હતી. છતાંય કન્યારત્નને ઉત્તમ

રીતે પાળી પોષીને મ્હોટું કર્યું હતું. શિતિશને ન્હાનપણથી રમાડેલો, અને મ્હોં આગળ ઉછેરેલો એટલે એમની નજર એના પર ઠરે એ સ્વાભાવિક હતું. શિતિશ બી. એ. થયો એટલે મૃણાલિનીનાં એની સાથે વેવિશાળ કર્યાં.

મૃણાલિનીએ વિવાહિત સ્થિતિમાં કાંઈ કાંઈ આશાઓ બાંધી હતી. પતિસુખની એની કલ્પનાઓ અજબ હતી. હિંદુ જીવનમાં સ્ત્રીનું સ્થાન પુરૂષને રીઝવવાનું છે. તે સ્થાન લેવાથી સુખની સમાધિ લાધશે, એવા એના મનોરથ હતા.

કેટલીક આશાઓ તો એવી હતી કે તેનાં સ્થૂળ સ્વરૂપ પણ ન આપી શકાય. માત્ર એના મનમાં અમુક પ્રકારની અનિર્વર્ણનિય ઝંખના રહેતી. એ ઝંખના મૂર્તિમંત થશે એમ એ ઇચ્છતી.

( ૨ )

આખરે એનાં લગ્ન નજીક આવી લાગ્યાં. હિંદુશાસ્ત્રના નિયમાનુસાર કન્યાદાન દેવાયું.

જતે દહાડે એને સાસરે પણ વળાવી.

નવવધૂ તરિકે મળતાં માનથી, અને એના તરફ બતાવેલી મમતાથી એ ઘણી ખુશી થઈ. ડાહી અને કુલીન મૃણાલિની સહુ કોઈને રાજી રાખવા મથતી.

થોડા દિવસ થઈ ગયા. નવિન વસ્તુસ્થિતિ જુની થઈ ગઈ. શિતિશને મૃણાલિની ગમતી. નવિનતા હતી એટલે ઘડીભર ઠીક લાગી. થોડોક વખત તો પતિસુખ ઠીક મળ્યું. ગૃહરાણીને પદે એને સ્થાપવામાં આવી. જતે દહાડે એ પુત્રની માતા થઈ. શ્વસુરપક્ષ ને સ્ત્રીસમાજમાં એનાં માન વધ્યાં. ભાઈનાં ભાગ્ય ઉજ્જવળાં કર્યાં એટલે ભાભીનાં માન વધ્યાં.

પતિપરનો સ્નેહ પુત્ર તરફ ઢળ્યો. મૃણાલિની હંમેશ બચ્ચુના જ વિચાર કરતી. એને પ્રત્યેક વાતે સુખી રાખવા મથતી. એની સંભાળ લેવામાં એનો વખત ચાલ્યો જતો.

મુગ્ધા મૃણાલિનીના પુર જોશમાં વહેતા તોફાની પ્રેમના પૂર માતૃ-સ્નેહની પ્રશાંત સરિતામાં વહેવા લાગ્યાં. ઉન્માદ ગયો, તોફાન શમ્યાં, વિલાસ ઓછો થયો.

શિતિશ ઘણું ભણેલો એટલે કવિઓની સરજેલી અનુપમ સૃષ્ટિમાં ભ્રમણ કરનારો, દુનીયામાં રસ લૂંટવાજ જન્મ્યો ન હોય એવો એ હતો. મૃણાલિનીમાં વિલાસ અને તોફાન શમ્યાં એટલે એનો તેનાપરનો મોહ દૂર થયો.

મૃણાલિની ઓછું ભણેલી, થોડું સમજનારી, રસહીન લાગવા માંડી. હૃદયનાં બન્ધનો શિથિલ થવા લાગ્યાં. મૃણાલિની એને કાંઈ પણ સુખ આપી શકે એમ નથી એમ એની માન્યતા થવા માંડી.

ધીરે ધીરે એ એનાથી દૂર રહેવા લાગ્યો. બચુના વિશુદ્ધ પ્રેમની રેલમાં નાહી રહેલી મૃણાલિની એ ન જોઈ શકી કે ન સમજી શકી. એ તો પોતાના ધ્યાનમાંજ રહી. સુખની સમાધિમાંથી ન જાગી.

શિતિશ યુવાન હતો, આંખે ઉડી વળગે એવાં એનાં સ્વરૂપ ને શરીર હતાં રસિક દીલનો, શોખીન વિલાસી સ્વભાવનો હતો. કલ્પનાએ ઉડતો.

એની બેદરકારી અને બેપરવાઈ મોહ પમાડે એવાં હતાં.

( ૩ )

આવા દિવસો વીતી જતા વતા તેવામાં એક અણચિંતવ્યો પ્રસંગ બન્યો. મૃણાલિની માતૃપ્રેમની સમાધિમાં પડી હતી. શિતિશ રસિકતા શોધી રહ્યો હતો. સૌદામિની એમને ઘેર રહેવા આવી.

સૌદામિની શિતિશના એક મિત્ર અને દૂરના સગાની પત્ની થતી હતી. સૌદામિનીનો પતિ વિદેશ જતો હોવાથી શિતિશને ત્યાં મોકલી આપી હતી. એના સિવાય બિચારી સૌદામિનીને કાંઈ રહેવાનું સ્થાન ન હતું. એટલે એના સંરક્ષણનું કામ શિતિશને માથે આવી પડયું.

"કેમ ભાભી કેમ છો! ખુશીમાં તો ખરાં ને?" એ બોલથી મૃણાલિનીને રીઝવતી સૌદામિની શિતિશના ઘરમાં દાખલ થઈ.

મૃણાલિની–સ્ત્રીસ્વભાવને અનુકૂળ મીઠા શબ્દોથી મોહિત થઈ. પોતાની સગી બ્હેન જેવી સૌદામિનીને ગણી, એનો પતિ પરદેશ ગયો છે એટલે કોઈ પણ રીતે એને મનમાં ઓછું ન આવે એમ કરવા મથતી.

સૌદામિની બચુને રમાડી મૃણાલિનીને રીઝવતી.

શિતિશ અને સૌદામિનીને કાંઇ પરિચય ન હતો છતાંય એ વાચાળ સ્વભાવનો રહ્યો, એટલે શરમાતી, લજવાતી, ઉપકારના ભારથી દબાતી, સૌદામિનીને થોડા દિવસમાં બોલતી કરી દીધી. ધીમે ધીમે સંકોચ પણ દૂર થયો.

મૃણાલિનીએ સૌદામિની અને શિતિશ વચ્ચે વધતો જતો પરિચય પારખ્યો. પરંતુ પતિપર પૂર્ણ વિશ્વાસ રાખવાની સંસ્કૃતિમાં મચી રહેલી મૃણાલિનીએ ઘડીભર શંકાની દૃષ્ટિ સુદ્ધાં ન કરી.

એ બેને વાત કરતાં જોતી તો–હશે, એના પતિનો પત્ર આવ્યો હશે, એ વાત કહેતી હશે, એમ ધારી મન વાળતી. નરી સરલતાની મૂર્તિ બીજું શું ધારે!

( ૪ )

કુદરતની વિલક્ષણતા ઓર ચીજ છે. હુતાશનીને દિવસે બચ્ચુને તેડીને મૃણાલિની બ્હાર ગઈ હતી. ઘર સૌદામિનીને સોંપ્યું હતું.

રાત્રે પાછી ફરી ત્યારે પતિની શૈય્યા બિછાવતાં માથાના ફૂલની વેણી મળી. પોતાના અંબોડાપર હાથ ગયો. પોતાની વેણી સહીસલામત લાગી. એવી બે વેણી પોતે સહવારે ગૂંથી હતી. એક પોતાને અંબોડે બાંધી હતી, બીજી આગ્રહ કરીને ના કહેતી સૌદામિનીને પોતેજ બાંધી હતી.

વેણી હાથમાં લઈ વિચારમાં પડી ગઈ. તે સમયે ચુપચુપ ચાલી ગઈ.

તપાસ કરતાં સમજાયું કે પોતાના બહાર ગયા પછી શિતિશ ઘેર આવ્યો હતો. અને નોકરડીના કહેવા પ્રમાણે શેઠ અને સૌદામિનીબ્હેન શયનમંદિરમાં વાતો કરતાં બેઠાં હતાં, ત્યાં એ ન્હા લઈ ગઈ હતી.

મૃણાલિનીનું અંતર કપાઈ ગયું. 'જેને પોતાની બ્હેન જેવી ગણી તે આવી દુષ્ટ!' એ વિચારે એનું કુમળું મગજ ઘુમી રહ્યું.

પતિના આ કૃત્યથી મૃણાલિની ગભરાઈ ગઈ. સૌદામિની તરફ એની લાગણી આપોઆપ બદલાઈ. એનું અંતર વેર પુકારી રહ્યું.

પતિને શું કરે! એ શું કરી શકે!

બીજે દિવસે સહવારથી એને માલમ પડ્યું કે સૌદામિની હવે એના સામું જોઈ શકતી નહતી. સૌદામિનીનું કલંકિત હૃદય વિશુદ્ધિના

આગળ કંપી ઉઠતું. દરરોજની સ્નેહાળ વાતો તે દિવસથી ઉડી ગઈ અને અંગાર વરસાવતી મૃણાલિનીની આંખો જ્યારે એની આંખો સાથે મળતી ત્યારે એને ગભરાવી મૂકતી.

ફરતાં ફરતાં શિતિશનાં નયન સૌદામિનીપર પડતાં ત્યારે એનાં નયન નાચી ઉઠતાં મૃણાલિનીએ જોયાં. એની રગેરગમાં વિકૃત પ્રેમનું વિષ વ્યાપ્યું. એનો આત્મા સળગી ઉઠયો. વિશુદ્ધિને હંમેશ આગળ કરનાર હિંદુ સંસાર વિશુદ્ધિ સ્ત્રી પાસેજ માગી રહ્યો છે એમ એને થયું. પુરૂષની સ્વછંદ વૃત્તિને કોઈ પૂછતુંય નથી એમ એને થયું. પણ શું કરે!

કંઈક ભયંકર આચરણ આચરવા તૈયાર થનાર વ્યક્તિ કાંઈ ન કરી શકે ત્યારે તેની જેવી મનોદશા થાય તેવી મૃણાલિનીની દશા થઈ. તેના હૃદયમાં માત્ર 'એ પતિને શું કરે!' એટલા શબ્દોનો પ્રતિધ્વનિ ઉઠતો.

સૌદામિનીનું શું કરવું! સહવાર પડે અને એનું મ્હોડું કેમ જોવાય એમ એને થયા કરતું. કોઈ પણ કારણે એને તો દૂર કરવી જ જોઈએ, એમ એને થતું.

સારે નસીએ ત્રીજે દિવસે સૌદામિનીના પતિનો તેના આગમનનો તાર આવ્યો. બપોરે સૌદામિની જશે એમ જાણી મૃણાલિનીને કાંઈક શાંતિ વળી.

( ૫ )

જતી વેળા સૌદામિની મૃણાલિનીની રજા લેવા આવી. "ભાભી, બોલ્યું ચાલ્યું માફ કરજો" એટલું બોલી સૌદામિની અટકી.

મૃણાલિનીને મ્હોટું કામ આવી પડ્યું. માફ કરવાનું અને તે વળી કોને–પોતાનું પતિસુખ લૂંટી લેનારને! પોતાનો સંસાર ધૂળમાં મેળવનારને!

એને એકદમ વેણી સાંભરી. સાચવીને કબાટમાં મૂકી રાખી હતી.

એ દોડી અને વેણી લઈ આવી સૌદામિનીના હાથમાં મૂકી.

સૌદામિની આભી જ બની ગઈ. તે રાત્રે સુતી વખતે ત્હેને માથાની વેણી સાંભરી હતી. અને ત્હેને એમ શંકા રહ્યા કરતી હતી કે વેણી શિતિશચંદ્રના પલંગ પર રહી ગઈ હશે. તે આખરે સત્ય ઠરી. મૃણાલિની બધું જાણી ગઈ એમ એને ભાન થયું.

હજાર ભાવો બદલાયા. અંતર કંપી ઉઠયું. શું કરવું તે સૂઝયું નહીં.

રોષભરી આંખે મૃણાલિની સૌદામિનીના સામું જોયા કરતી હતી. ઘડીભર પૃથ્વીપર નિહાળી સૌદામિનીએ માથું ઉંચું કરી મૃણાલિનીના સામું જોયું અને લવી ગઈ: " માફ કરજો ભાભી, એમાં મારો વાંક નથી. શિતિશભાઈનો વાંક બહુ છે જો ! "

ભાઈ કહેનારીના ભાઈ સાથેના સંબંધ પર વિચાર કરતી મૃણાલિની જમાનાની ખૂબી જોઈ રહી.

સૌદામિની ગળગળી થઈ ગઈ. મૃણાલિનીના પગે બાઝી પડી, અને હૃદય ખાલી કરતી લવી રહી.

" થોડાક દિવસ પહેલાં મ્હારા ભાઈ, હું બચુને તેડીને ફરતી હતી ત્યાં બચુને તેડવા આવ્યા. બચુને તેડવા એમના લંબાવેલા હાથ મ્હારા શરીરના અડક્યા. બચુ રઢે ચડયો અને નજ ગયો એટલે એમના હાથ મ્હારા શરીર પર ઘણીવાર રહ્યા તેનું પરિણામ વિપરીત આવ્યું. મ્હારો નિગ્રહ ગયો અને પરમ દિવસે એમણે એકાંતનો લાભ લીધો. મ્હારૂં એમના આગળ શું ગજું ! મ્હારો દિવસ ઉતરતો. બીજું શું ! હાય પ્રભુ ! હવે મ્હારા પતિને હું મ્હારૂં કાળું મ્હોડું શી રીતે બતાવીશ ! ".

સૌદામિની દીલ છુટું મૂકી રડી પડી. હૈયું રડી હલકું પડયું પણ હૃદયનું કલંક ના ગયું.

પછીથી મૃણાલિનીએ ક્ષમા આપી અને સૌદામિની ગઈ.

( ૬ )

પ્રિય વાંચનાર, પછી મૃણાલિની અને શિતિશનું જીવન કેવું ગયું હશે ! હિંદુ સંસ્કૃતિનો મૃણાલિનીના લોહીથી લખેલો એ મુદ્રાલેખ છે.

મૃણાલિની અને શિતિશ એ બેનો સંબંધ વિચિત્ર થઈ પડયો. એનો સંસાર અળખામણો થઈ પડયો. જીવનનો આનંદ અને રસિકતા સર્વે ચાલ્યાં ગયાં.

સુશીલ મૃણાલિની પતિ સમક્ષ તેના વર્તન વિષે એક પણ શબ્દ ઉચ્ચારતી નહીં. ઉચ્ચારે શો ફાયદો ! કદાચ કહેવા જાય તો નફામાં બેચાર સપાક મળી જાય !

શિતિશને એ પોતે ખરાબ છે, એનું વર્તન નિન્દ્ય છે, એમ કહેવાથી શો ફાયદો! ઉલટું એનું મગજ વિફરે. હૃદયના તાર તૂટે તે વિવાદથી કે દલીલથી સંધાય ખરા! અને એને કહી બતાવવાથી બે અંતર એક કદી ન થાય!

એથી ઉલટું થયું હોત—મૃણાલિની સ્વચ્છંદચારિણી થઈ હોત, ને શિતિશને ખબર પડી હોત તો એને યમસદનમાં મોકલી દેત. કાઢી મૂકત. મારતે, પશુ પર પણ ગુજારતાં કમકમાં ઉપજે એટલો જુલમ એ ગુજારતે.

પણ બિચારી મૃણાલિની શું કરે! એના દીલના દર્દની–દુઃખની દાદ ફરિયાદ શાની!

મૃણાલિનીને તો અતિશય ખેદ થયાં કરતો. પતિ પોતાને ચ્હાતો નથી એમ એને લાગતું. અને એ વિચારે જોતજોતામાં મૃણાલિનીને હતી ન હતી કરી દીધી.

પતિને નિરખતાં આખા અંગમાં કંપારી આવતી. પોતાનામાં એવી શી ખામી છે કે જેને લીધે તેના પતિના મનપરથી પોતે ઉતરી ગઈ છે, પોતે તેના પતિને શા કારણથી સંતોષ નથી આપી શકતી, એવા એવા વિચાર એના કુમળા મગજપર બહુ માઠી અસર કરી રહ્યાં.

અંતરની વ્યથાને લઈને, માનસિક પ્રત્યાઘાતથી એના એકેએક જ્ઞાનતંતુ શિથિલ થવા લાગ્યા અને ધીમે ધીમે એનું શરીર પણ લેવાતું ગયું.

તેનો સ્ત્રીસ્વભાવ પ્રાધાન્ય ભોગવી રહ્યો. ઈર્ષા અને અવિશ્વાસની દૃષ્ટિથી પોતાના પતિને હવે જોવા લાગી. શિતિશચંદ્રનું કોઈ પણ ઠેકાણે જવાનું, રાત્રે મોડા આવવાનું, ઇત્યાદિ પ્રત્યેક વર્તન પર શંકાની નજરથી જોતી. અનેક તરેહ તરેહના પ્રશ્નો શિતિશને એ પૂછતી. તેના ઉપર આવતા કાગળોપર વહેમ પડતો, તેની તપાસ રાખતી.

શિતિશની સમક્ષ એકાંતમાં ઉભી હોય ત્યારે ય એનું હૈયું ઉમળકાથી ઉછળતું નહીં. એનું વર્તન તે સમયે પણ યંત્રવત્ થઈ જતું. એકે ઉર્મી થતી નહીં.

કદી એને થતું કે શિતિશની વિલાસભાવના સંતોષાતાં એ સુધરશે. પરંતુ એનાથી એમ નજ થતું. શરીર જ પાછું પડતું. ગમે તેવું લાડકું

લાડકું બોલી એને રીઝવવાની ઇચ્છાથી એની પાસે જઈ ઉભી રહેતી, પણ એને જોતાંજ એનું મ્હોડું સીવાઈ જતું.

મૃણાલિનીને શિતિશને કાંઇ પણ કહેવું ઠીક ન જ લાગ્યું. અંતરનો દાવાનલ વધતોજ ગયો. મનનો આધિ વધ્યો અને ધીમે ધીમે એ પથારીવશ થઈ ગઈ.

( ૯ )

શિતિશને મૃણાલિનીના વર્તનની વિચિત્રતા માલમ પડી હતી. એને લાગ્યું હતું કે એની સ્નેહ-સાંકળનાં બંધનો ઢીલાં પડ્યાં હતાં. એમાં એને પોતાના વર્તન માટે કારણો જડ્યાં. એનો ભ્રમર જેવો જીવ જાગ્યો જ નહીં; અને એણે પાછું ફરી જોયું જ નહીં.

એક ફેરી વિપથગામી થયા પછી એની હિંમત વધી. સંપત્તિ, સાધન અને યુવાની ત્રણે એને સહાય કરી રહ્યાં. એનો શોખ વધતો જ ગયો.

વાસના સંતોષવાથી વધે એમ એના જીવનમાંય થયું. વાસના જાતે બુરી ચીજ નથી, પરંતુ વાસનાને જે સંસ્કૃતિએ ઉછેરવામાં આવે તેવું રૂપ એ લે.

શિતિશે વાસનાને ઉંધે માર્ગે દોરી, અને એ વાસના એને માટે અસહ્ય થઇ પડી. વાસના એની શિરતાજ થઈ. વાસનાએ દોર્યો તેમ એ દોરવાયો. બુદ્ધિ વિસારે પડી, જ્ઞાનસૂત્રો અર્થવિહીન લાગ્યાં, મસ્તી મહીં એણે સ્વર્ગનું સુખ માણ્યું.

ગરીબ બિચારી મૃણાલિની, દિનપ્રતિદિન રીબાતી ગઇ. અંતરમાં મૂઝાતી. પણ કુટુંબની વાત કહે પણ કોને? એ હૃદય ખોલવાનું સ્થાન પણ ન હતું. પિયર હોત તો સહીયર મળતે, પણ એને કાંઇ પણ રસ્તો જડતો ન હતો.

સુશીલ ને કુલીન મૃણાલિનીને સ્વેચ્છાવિહારનો માર્ગ સુઝતો ય નહીં. તે એ માર્ગે જાય એ અશક્યજ હતું. એના મનમાં ખ્યાલ પણ નો'તો ઉદ્દભવ્યો. કલ્પનામાંય એના હૈયામાં પાપ વસતું ન હતું.

એના દુઃખનો અંત ન હતો. ધીરજની પરિસીમા આવી રહી હતી.

એ માંદી પડી. પથારીવશ થઇ એટલે શિતિશને સુખ થઈ ગયું. એ શું કરે છે તે કોઇ તપાસ કરનાર રહ્યું નહીં. એ એને પડી રહેવા દેતો. પોતાને ધંધાર્થે બ્હાર જવાનું છે એ નિમિત્ત આગળ કરી મૃણાલિનીની સંભાળ એક ભાડુતી નર્સના હાથમાં સોંપી હતી. એ દિવસમાં એકાદ ફેરી આંટો મારી જતો. અને ત્યાર પછી નર્સ મારફતે સંદેશા મંગાવવાનો ડોળ કરતો.

દિવસે દિવસે મૃણાલિની નબળી પડતી ગઈ. એનાથી પથારીમાંથી જરાય ઉઠાતું નહીં. ન્હાના બચ્ચુને સ્હોડમાં લઇ એના સામું આંખ થાકી જાય ત્યાં સુધી તે જોયાં કરતી. નિર્દોષ બચ્ચુનું મીઠું મલપતું મુખારવિંદ જોઈને એ આનંદ પામતી.

"મ્હારા બાલુડા, ત્હારા બાપ જેવો ના થઈશ." એવું કંઈક લવતી.

નાચતો, કૂદતો, હસતો બચ્ચુ માતાની સ્હોડમાં સૂતા સૂતા માતાનું મ્હોં જોઇ રહેતો. માતાનું મ્લાન વદન નીરખતાં ન્હાનો બચ્ચુ પણ શાંત થઇ જતો. તેના કુમળા મ્હોડા પર એક પ્રકારનું ગાંભીર્ય પ્રસરી રહેતું. શાંત ચિત્ત, એકી ટસે પોતાની માતાને નીરખી લેતો.

મૃણાલિની પોતાના દુઃખમાં દિલાસો આપનાર એક બચ્ચુજ છે એમ માનતી. એને ઉંચકી લેતી અને એના ગુલાબી ગાલો ચુંબનોથી ભરી દેતી, અને પછી આંખમાંથી અશ્રુ વહી જતાં.

મનના આધિની સાથે જતે દહાડે શરીરનો વ્યાધિ પણ શરૂ થયો. એને ધીમે ધીમે તાવ આવવા માંડયો. સર્વ કોઇ એને જોવા આવતું ત્હેને લાગતું કે મૃણાલિની આ દુનીયાની થોડા દિવસની મહેમાન છે.

હ્રદયનું શલ્ય અને શિતિશની બેદરકારી એને બહુ સાલતી. એના અંતરના ચૂરેચૂરા થઈ જતા. એ પ્રભુ પાસે મોત જ માંગતી. એને ાગતું કે મોત નજીક જ આવે છે.

(૯)

સૌદામિની તે વખતે બહુજ દુઃખી અવસ્થામાં આવી પડી હતી. પોતાથી થયેલી ભૂલની ક્ષમા યાચતાં તેના પતિએ ત્હેને તરછોડી કાઢી હતી. ત્હેના ઉદરનિર્વાહની કાંઈક તજવીજ કરી કેટલોક વખત થયાં એ ક્યાંક ચાલ્યો ગયો હતો. લોકો કહેતા હતા કે એ તો સાધુ થઈ ગયો છે.

સૌદામિની પાપનાં પ્રાયશ્ચિત ભોગવી રહી હતી. સૌદામિની ઘણી વખતે મન સાથે મૃણાલિનીને મળવા સંકલ્પ કરતી, પણ તે અમલમાં એનાથી ન જ મૂકાયલો. પોતાના પાપનું જન્મસ્થાન જોવાની એનામાં હવે હિંમત રહી નહતી.

મૃણાલિની બહુ માંદી છે, મૃત્યુશૈય્યાપર સૂતી છે એમ જ્યારે એણે સાંભળ્યું ત્યારે જેમ તેમ કરી તેની પાસે જવાનો નિશ્ચય કરી ત્યાં આવી.

સૌદામિનીને નિરખતાં મૃણાલિનીને જુની વાત પાછી એકદમ યાદ આવી. એનાં નેત્રો એકદમ લાલચોળ થઈ ગયાં.

સૌદામિની આવી છે એમ જાણી શિતિશ પણ મૃણાલિનીની શૈય્યા આગળ આવીને ઉભો રહ્યો. સૌદામિનીને લોલુપતાથી જોઈ રહ્યો.

સૌદામિની અને શિતિશ બંનેને સાથે ઉભેલાં જોઈ એ અકળાઈ ગઈ. પોતાના મૃત્યુ સમયે પણ એ પાપી મ્હોડાં જોવાનો અવસર આવ્યો જાણી એ રડી પડી.

રોગથી પીડિત શરીર બહુજ નબળું થઈ રહ્યું હતું. મૃત્યુ નજીક આવતું જોઈ મૃણાલિની પ્રભુનો પાડ માની રહી હતી. મૃત્યુ એ એને મન સહુ દુઃખનો અંત હતો.

એ શાંતિમાં આમ ભંગ પડયો; હૃદયની શાંતિ ગઈ, અને એ રડી પડી. આંખમાંથી આંસુની ધારા ચાલી.

મૃણાલિનીને મોટે સાદે રડતી સાંભળીને ન્હાનો બચુ દોડી આવ્યો અને માતાને વળગી પડયો.

"જાવ, ત્હમારાં મ્હોડાં અહીંથી કાળાં કરો." ઘાંટો પાડી મૃણાલિની બોલી, અને મ્હોડું ઢાંકી દીધું.

અને બીજીજ ક્ષણે પથારીપર ઢળી પડી. ન્હાનો બચ્ચુ "બા બા." કરતો રહી ગયો. ત્હેની બા સદાને માટે ગઈ.

શિતિશ સ્વતંત્ર—નિરંકુશ થયો.

પ્રિય વાંચનાર, મૃણાલિનીના જેવું જીવન હિંદુસંસારમાં ત્હને ઘણે ઠેકાણે શોધ્યું જડશે. ઘણીએ મૃણાલિનીઓ ત્હારી નજરે ચ્હડી હશે. વિપથગામી પતિને એવી આર્ય મહિલાઓ શું કરે! આર્ય સંસારમાં એનો શો ઉપાય! માત્ર રૂદન—હૈયાફાટ રૂદન અને અન્તે મૃત્યુ! ત્હારૂં હ્રદય જો એમનાં દુઃખથી દ્રવે તો, ત્હારાં નયન ભલે ભીંજાય. સહ્રદય વ્યક્તિઓના આંસુની મીઠી લ્હાણ હિંદુસમાજની મૃણાલિનીઓને માટે બસ છે.

---

તે ન્હાનો હતો. દિવસો ગયા ને તે મોટો થતો ગયો. હજુ ઘણો મોટો ય થયો ન હતો. ન્હાનો પણ કહેવાય નહિ. જીવનની સહવાર વીતી ગઈ હતી. પરંતુ હજુ જીવનના મધ્યાહ્નનો સૂર્ય તપતો ન હતો. ઉગ્રતા કરતાં કોમળતા હજુ વિશેષ વિલસતી.

અને એક વિલક્ષણ પ્રસંગ ત્હેના જીવનમાં આવ્યો. ત્હેને પળે પળે લાગવા માંડયું કે સહુ સ્નેહીઓ છતાં દુનિયામાં પોતે એકલા ને ભૂલા પડેલા વટેમાર્ગુની માફક સ્વછંદે ફરે છે. આટઆટલા ત્હેને વીંટી વળતાં છતાં આવી વિલક્ષણ નિરાશ્રય એકલતામાં શોપાઈ મરવાનું શું એ ત્હેને ન સમજાતું.

પ્રિયમાં પ્રિય પુસ્તકો વાંચતો. ઉત્તમમાં ઉત્તમ કવિતાના કલ્પના સામ્રાજ્યમાં વિચરતો, વિનોદને માટે તલસતો, પરંતુ જ્યાં જ્યાં એની નજર ઠરતી ત્યાં ત્યાં એ નિરાશાજ જોતો. વ્યવસાયમાં એનું ચિત્ત ચોંટતુંજ નહિ. ચ્હોંટે તોય ઘડી બે ઘડીમાં એને કંટાળો આવતો. આ સહુ કોના સારૂ એમ એને થતું. અને એ નિશ્વાસ મૂકતો.

કોઈ અનુભવી કહેશે કે એનો આત્મા કોઈ હૃદયની સહાનુભૂતિ–સહૃદયતા–વાંછી રહ્યો છે. ગમે તેમ હો પણ એની દશા કાંઈક અજબગજ થઇ હતી. દૃશ્યમાં અંધકાર પ્રવર્તતો હતો.

( ૨ )

એક દિવસ એના ગામના નદીકિનારે ઉભો હતો. સંધ્યા સમયે પાછા ફરતાં પક્ષીઓનો જળમાં ચંચુપાત નિહાળી રહ્યો હતો. સૂર્ય દિવસના પરિતાપથી ખિન્ન થયેલો ઘડી બે ઘડી સૃષ્ટિનું અનુપમ સૌંદર્ય નિરખવા અટકયો હતો.

ઓવારે કોઈ કોઈ પાણી ભરી રહ્યાં હતાં. એક કુમારિકાનો ઘડો પાણીમાં મૂકતાં હાથમાંથી છૂટી ગયો. વહેણ પ્રબળ હતું એટલે જરા ઘડો આઘો ગયો.

ઓવારે પાણી ભરવામાં અજાણ દિસતી હતી. ગભરાતી ગભરાતી પાણી ભરતી હતી. ત્યાં ઘડો છૂટી ગયો.

પંદર પુરાં ભાગ્યેજ થયાં હશે. ઓવારા પર એની સાથે આવેલો એનો ન્હાનો ભાઇ બેઠો હતો. અને એ પાણી ભરી રહી હતી. ભાઈ અને બ્હેન ઘણાંજ આકર્ષક દિસતાં હતાં.

શું કરે! ઘડીમાં બ્હાવરી, બ્હીલી પડી ગઈ. એક ધીમી ચીસ પડાઈ ગઈ.

એ સહેજ દૂર ઉભો હતો. એ વિલક્ષણ વસ્તુસ્થિતિ કળી ગયો. એક પળ એ જોઈ રહ્યો. ભગવાન સવિતાનારાયણનાં રાતાં થતાં કિરણના આભાસમાં અહીંતહીં નારંગી ને નવરંગી દૃષ્ટિમર્યાદા ઉપરની દૂરની ચિત્ર-રેખાના પુરોભાગમાં નવાંકુર ફૂટેલ નવપલ્લવિતા, સન્ધ્યાના શીળા સમીરમાં ઝૂલી રહેલી માધવી લતા જેવી તે કુમારિકાને જોઇ રહ્યો.

ઘડીભર વિરલ ચિત્રકારને પણ કલ્પનાની વિહારવાટિકામાં ભ્રમણ કરવા હડસેલી દે એવું સુંદર ચિત્ર નિહાળતાં એના હૈયાના તાર કંપી ઉઠ્યા. એનો રણકાર હંમેશ એના જીવનની સ્મૃતિ રાખવા યોગ્ય ધન્ય પળોમાં ઉઠતો. એનાં અજબ આંદોલનો એને ઘડીભર સૃષ્ટિ વિસરાવતાં.

એ પળ ગઇ ન ગઈ અને એ ત્યાં દોડી પુહોંચ્યો. પાણીના સપાટીને સમાન્તરે આડો પડ્યો. હાથ લંબાવી લાકડી ઘડામાં ભરાવી ઘડો કાંઠે આણ્યો.

ઓવારા પર સહુ કોઇએ એનો ઉપકાર માન્યો.

એને ઘડો લાવી હાથમાં આપ્યો. કુમારિકાએ લીધો. લેતાં કીકી સહજ ઉંચી ગઈ, નયન સહજ ત્રાંસાં થયાં, અને ઉપકાર માનવા એ મીઠું હસી.

( ૩ )

ઘણા દિવસો ત્યાર પછી વહી ગયાં. યુગ યુગની ઓળખાણ પળમાં તાજી કેમ ન થઈ હોય તેમ એકબીજાને ગાઢ ઓળખતાં થઈ ગયાં. સ્નેહવીણાના ન્હાના ભાઈએ ઘેર આવી તે દિવસે ઘરમાં બધાને બનેલી બીના કહી.

એની બા તરફથી એના બાપે પણ જાણી. કુલિનને ત્યાં એક દિવસ એમનું જવું થયેલું અને વાતમાં ને વાતમાં સ્નેહવીણાને સહાય કરનાર બીજું કોઈ નહિ પણ કુલિનજ એ સમજાયું. કુલિનના પિતા અને સ્નેહવીણાના પિતા બંને સાથેજ ભણેલા.

કુલિન તે વખતે ભણતો હતો. રજામાં ઘેર આવતો. તે દિવસ પછી કુલિનને સ્નેહવીણાના પિતા પોતાને ઘેર જમવાનું હંમેશ આમંત્રણ આપતા. કુલિન કોઈ કોઈ દિવસ જતો.

સ્નેહવીણાને અહીંતહીં ઘરમાં જતી આવતી એ જોતો. એને જોતાં તે દિવસ યાદ આવતો અને એના હોઠ પરથી સ્મિત સરી પડતું.

સ્નેહવીણા એની વાત કરતાં શરમાતી. કોઈ એની વાત કરે એ એને ગમતું. ઉત્સાહથી એ સાંભળતી. એની સમક્ષ જતાં, ઉભાં રહેતાં ગભરાતી. છાનાં છાનાં એને જોવાનું ચૂકતી નહિ.

(૪)

અને પછી એ બે પરણ્યાં.

કુલિન મોટો થયો—ધંધે વળગ્યો.

મુંબઇમાં ખેતવાડીમાં એક ન્હાની પણ સારી સવડવાળી ઓરડી એણે રાખી. એ નોકરી કરતો. સ્નેહવીણાને એનું ઘર સાચવવા તેડાવી.

તે વખતે સ્નેહવીણાની ઉંમર સત્તરેક વર્ષની થઇ હશે.

સાધારણ રીતે ઠીક ઉંચી પણ એકવડા શરીરની હતી. તે ધીમું બોલતી અને અજબ લહેકાથી ડગલાં ભરતી. એની મીઠી મલપતી કાંતિ જોઈ કુલિન અડધો અડધો થઈ જતો.

એને એકરંગી વસ્રો ઘણાં ગમતાં. અને એ વસ્રોમહીં એનું સૌંદર્ય અજબ દીપી નીકળતું.

એનામાં હજુ રમતિયાળપણું કંઇક આગળ પડતું હતું. ક્વચિતજ એ ઠાવકી લાગતી. ઉલ્લાસ એને સ્વાભાવિક હતો. એની દૃષ્ટિ અજબ નિર્દોષતા ભરી હતી. એ હજુ લાડઘેલી હતી.

મુગ્ધા મટી શ્યામા થઈ હતી. તરૂણી થતાં હજુ જરા વાર હતી. એના અંગ પૂરેપૂરાં ખીલ્યાં હતાં. પરંતુ પરિપાક પામ્યાં ન હતાં.

સંસાર અર્ણવમાં એક લહરી જેવી એની દશા હતી. લહરી અથડાઇ, જલકણ થઇ ઉડી જાય કે સપાટી પરથી સરી વહી જાય. એની જીવનદશા એવી હતી. માબાપની લાડસોહી સોડ પહેલીવહેલીજ છોડી હતી.

કુલિનની ઉમ્મર લગભગ ૨૨—૨૩ વર્ષની હશે. ભણી પાર ઉતર્યો હતો. પણ એને દુનીયા ઝાઝી વીતી ન હતી. એણેય જગત જોયું નહતું. પાઠ્ય પુસ્તકો અને નવલ કથાઓમાંના પાત્રોની રસિક અને કલ્પનામય સૃષ્ટિમાં તે વિચરતો. એ દિવ્યસૃષ્ટિના અનિર્વર્ણનીય સુખો સૃષ્ટિમાં ઉતારવાના એને અભિલાષ હતા.

સ્નેહવીણાને હેતને હિંચોળે હીંચવી ઉર રસના રસપાન કરાવી, આનંદઉદધિના કોઇક અનિર્વર્ણનીય આરે વિહરવા એનું હૈયું તલસતું.

એ આશાભર્યો હતો. અંગમાં જોમ હતું. અવાજમાં ઉત્સાહ હતો. શબ્દે શબ્દમાં આગ્રહ હતો. જગત જીતવાનું એનામાં સામર્થ્ય હતું.

(૫)

સ્નેહવીણા મુંબઈ આવી ત્યારે એ સ્નેહઘેલી થઈ ગઈ. કુલિન સાથે રહેવાનું અને તે પણ મુંબઇમાં એ એને બહુ ગમ્યું. એનું હૈયું વ્હાલથી છલકાતું. અસીમ સ્નેહ અને અનિવાર્ય નિર્દોષતાની છાયા એની કીકીઓમાંથી ઉડતાં—

સ્નેહવીણા પ્રથમ મુંબઈ આવી તે અરસામાં પહેલાંની માફક એક બે દિવસ તો વીશીમાંથી ભાણું કુલિને મંગાવી લીધું અને બંને જમ્યાં. બીજે દિવસે સાંજે નોકરી પરથી કુલિન આવ્યો ત્યારે સ્નેહવીણાને કહ્યું :

"વીણા, કાલથી તું ન રાંધે ! તને એ રસોઇ ઠીક નહિ પડતી હોય."

કુલિને ખરચના સવાલની પરવા ન કરી. પરંતુ સ્નેહવીણાને વીશીનું ભાણું ન ગમે તે વિચારજ એને ગૂંચવતો.

સ્નેહવીણા ના પાડતાં શીખી જ નહતી એટલે હા પાડી. કુલિનના હર્ષનો પાર રહ્યો નહિ. એકદમ બધા સામનની એણે તૈયારી કરી. અનુભવ ન મળે એટલે કાંઇક વિશેષ ખર્ચ પણ થયું.

સ્નેહવીણા રાંધે અને જમાડે અને પછી એ નોકરી પર જાય, એ ગૃહભાવ એને અજબ આનંદ અર્પતો.

બીજે દિવસે સ્નેહવીણા રાંધવાની તૈયારી કરી રહી. એને સહેજસાજ આવડતું. બરાબર શીખેલી નહિ. લાડકવાયી એકની એક છોકરી–માબાપનું પ્રથમ સંતાન–એટલે "બ્હેન બ્હેન" કરી ઉછેરેલી.

ચઢ્યું કે કાચું એ એને બરાબર નહિ સમજાતું.

ગભરાતે ગભરાતે હૈયે કુલિનને ગમશે એમ માની રસોઈ તો કીધી. અને નોકરીએ જવાનો વખત થયો એટલે કુલિન જમવા બેઠો.

શાક કાચું અને ભાત સીજેલો નહિ. રોટલીઓ કોર પરથી કાચી રહેતી. ભાવભર્યું કાચું કાચું પણ એણે ખાધું. સ્હેજ દિલગીર તો થયો.

"વીણા, રોટલી કાચી રહે છે. તું ખાઇશ તો માંદી પડશે". જમીને ઉઠતાં એ બોલ્યો.

"જુઓને મ્હેં ક્યાં રસોઈ કરેલી ! મ્હને ક્યાંથી આવડે !"

"શીખે તો શું ન આવડે." કુલિને સુધાર્યું.

"એ તો મ્હને નહિ આવડે" એ લવી ગઈ. પછી કુલિન નોકરી પર જવા નીકળ્યો ત્યારે એ સામે આવી.

"ક્યાં જાઓ છો ?"

કુલિનને અજબ દુઃખ થયું. એ ન બોલ્યો.

"નોકરી પર."

"ક્યારે પાછા આવશો ?"

"રાત્રે આઠ વાગે" અજબ નિરાશાથી જવાબ કુલિને વાળ્યો.

"મને નહિ ગમે. તમે નહિ જાવ તો નહિ ચાલે !" રમતિયાળ સ્નેહવીણા લવી ગઈ.

"હું અહીં એકલી કેમ રહું !" થોડીવારે એણે પ્રશ્ન કર્યો.

ગમેતેમ સમજાવી કુલિન તે દિવસે તો નોકરી પર ગયો. પણ ત્યાર પછી ઘણી ફેરી નહિ જતો. કોઈ દિવસ જીવને ઠીક નથી લાગતું. કે માથું દુઃખે છે એવી ફરિયાદ એ કરતી; કુલિનને ઘેર રાખતી. એના ખોળા પર માથું મૂકી એના હાથમાં હાથ રાખી કલાકોના કલાકો સૂઇ રહેતી.

વ્હાલસોઈ સ્નેહવીણાને એ બહુ ગમતું. રાંધતાં હજુ એને બરાબર નહિ આવડતું.

કોઈ દિવસ કુલિન એને કહેતો, તો એ લવી જતી. "કોણ જાણે કેમ, પણ મને નથી આવડતું."

બિચારો કુલિન એવે પ્રસંગે ગમ ખાઈ જતો.

લઢતાં, વઢતાં અને પાછાં ભેગાં થતાં. બંનેનો એક બીજા પરનો સ્નેહ અસીમ હતો.

( ૬ )

દિવસો આવ્યા અને ગયા.

ધીમે ધીમે કુલિનના વિચારમાં કંઈક ફેરફાર થવા લાગ્યો.

ઘરમાં એને વ્યવસ્થા જેવી ચીજ જડતી નહિં. સ્નેહવીણાને એ કહેતો ત્યારે જવાબ મળતો કે કુલિન બહાર જાય એટલે એનાથી ઘરમાં ઘડીભર જંપીને રહેવાતું નથી–આખો દિવસ એની વાટ જોવામાં, આ બારી પેલી બારી કરતાં દિવસ પુરો થાય છે–દાદરે સહજ ખખડાટ થાય કે બારણું ખોલી દાદરે જોવા દોડે છે–કામ કરતાં કરતાં હૈયાસુની થઇ જાય છે–કુલિનના વિચાર સિવાય એને બીજું કશું ય ગમતું નથી.

કુલિન બ્હારથી આવે ત્યારે એની પાસે ને પાસે જ બેસી રહેવાનું મન થાય છે. એક ઘડીય કુલિન વગર નથી ચાલતું–નથી રહેવાતું.

કુલિન ઘરમાં હોય ત્યારે ય ઘરનું કામ કરતાં એનું ચિત્ત ચ્હોંટતું જ નહિ. ફરે ફરે ને એ બેઠો હોય ત્યાં આવીને એના દીલ પર પડે.

કુલિન આ બધું જોઈ રહ્યો હતો. પરણ્યા તેવામાંતો પહેલાં બે ચાર મહિના આ બધું એ વિસરી જતો. સ્નેહવીણાનો અસીમ સ્નેહ એને બધું વીસરાવી દેતો. અને એને લાગતું કે વખત બધુંય શીખવશે.

એણે તો ભાવતાં ભોજન પ્રીતેથી જમાડશે એવા કંઈક કંઈક મનોરથો ઘડેલા. વિશ્વકર્માનેય ભૂલવે એવું સુંદર ઘર રાખશે, એવી અપેક્ષાઓ રાખેલી.

પોને મહાન ભાવનાઓને પંથે વિચરશે અને એને પડખે અર્જુનને પડખે ઉભેલા શ્રીકૃષ્ણની માફક ઉભી રહી

**उत्तिष्ठ परंतप युद्धाय कृतनिश्चयः ।**

એ પ્રોત્સાહક શબ્દો સંભળાવશે એવી અભિલાષા રાખેલી.

રણે ચઢવાની કોડિલી ઉત્તરાની માફક વીણા એના અભિમન્યુને અમર નામના મેળવવા પ્રેરશે એવા કોડ થયેલા.

પરંતુ એણે પરણ્યા પછી કંઈક જુદું જ ભાળ્યું.

એનું મન સરખામણી કરવા તરફ દોડી જતું.

પરણ્યા પહેલાં સ્નેહવીણા કેવી હતી! શું ચાલાક અને શું હોંશિયાર લાગતી હતી! પછી શું થઈ ગયું! આવી કેમ થઈ! એ પ્રશ્નપરંપરા એને ગૂંચવતી.

એને કદી એનો સ્નેહ ઓછો થયેલો લાગતો નહિ. એના પર એટલી બધી આધીન થઈ પડી હતી કે એના ટેકા વગર એ સંસારમાં ઉભી રહી શકે એમ હતું જ નહિ. એનાથી જ એ જીવી શકે એવી બની ગઈ હતી. એનું વ્યક્તિત્વ ક્યાં ગયું! એના શા તોફાન હતા! એ બધાં ક્યાં શમી ગયાં! એનાં સ્વમાં ક્યાં ઉડી ગયાં!

એ સહુ કુલિનને ગૂંચવતું.

એને હંમેશ થતું કે હવે એ પોતે એકલો નથી. એને કમાવાનું છે; ઘર ચલાવવાનું છે; ફરજો બજાવવાની છે; વિદ્યાર્થીનું નિરંકુશ જીવન જતું રહ્યું તે એ સમજ્યો હતો.

એને ફરજો હતી. અમુક રીતે એણે રહેવું જોઈએ. અમુક કામ કરે તો એ નાદાનમાં ખપે તે એ સમજી શકતો.

વીણા એને ઘેર રહેવાનું કહે ત્યારે એનાથી ન રહેવાય એનું એને ભાન થયું હતું.

કુલિનની માનસિક સ્થિતિ કાંઈ અજબ હતી. માનવજીવનમાં સહુ કોઇને એવી ઘડીઓ આવે છે. નિરંકુશ સ્વતંત્રતા જતી કરવી પડે છે. તોફાન તજવાં પડે છે. ઠાવકાઈ આવતી જાય છે; અનુભવે ઘડાતો જવાય છે.

કુલિનને ઘણી ફેરી નિરાશા ઉપજતી. નિરાશામાં ઘણી ફેરી એને થતું "સ્નેહવીણાને એવા વિચાર શું ન આવતા હશે! હજુ એ એવી ને એવી કેમ રહી છે!"

ઘણી ફેરી નોકરી પરથી કંટાળી ઘેર આવતો ત્યારે કંઈ ને કંઈ ઉમંગભેર આવતો. ઘરમાં પગ મૂકતાંને વાર નિરાશ થતો. વીણા પણ એના જેવાજ વિચાર કેમ કરતી નથી! વીણા હંમેશ એમ કેમ લાવ્યા કરે છે કે "વ્હાલા, ત્હમારા વગર એકલાં મ્હારાથી ઘરમાં નથી રહી શકાતું."

કુલિનને બહુજ ચિંતા થતી. શા સારૂ સ્નેહવીણા એની અસીમ સ્નેહની સમાધિમાંથી જાગતી નથી એ એને સમજાતું નહિ.

એને જોવું ગમે છે તે વીણાને શા માટે જોવું નથી ગમતું! પહેલાં તો બંનેને એક સરખું ગમતું! હવે એ ફેર કેમ પડયો!

એક ફેરી એકજ જાતની ભાવના, એકજ જાતની રસિકતા, એકજ જાતનો સ્વભાવ હતાં. હવે કેમ જુદાં થયાં?

વીણાને જોઈને એને શા માટે થતું કે વીણા નાદાન છે. અક્કલ ઓછી છે. હવે એની સાથે પોતાની ભાવના ભેળી ન શકશે! એને એવું શા કારણે થતું કે એ બંનેના દૃષ્ટિબિંદુ હવે જુદાં થયાં છે! પરણ્યા ત્યારે બંને અનુગુણ હતાં. હવે વિરોધી કેમ થયાં! એ બધું એને બુદ્ધિથી પર લાગતું.

એની ભાવનાઓમાં, આશાઓમાં, એના મનોરથોમાં વીણા શા માટે ભાગ ન લઈ શકે!

પહેલાં તે બધું હૈયું ખાલી કરતો. પરણ્યા તેવામાં પોતે સુતો અને એની છાતી પર માથું મૂકી વીણા એના અંતરની એકેએક વાત સાંભળી રહેતી. હવે એના દીલના દર્દ જાણવાની અધિકારિણી એને ન લેખતો.

હવે એ એમ સમજતો થયો કે એના અંતરની વ્યથા જાણવાને વીણા લાયક નથી.

ઘરમાં થતા ખરચનું ભાન વીણાને શા માટે ન થતું હશે! એને આટલી ફિકર થાય છે કે મહિનો પુરો થતાં સુધી ગયા મહિનાનો પગાર કેમ ચાલશે! વીણાને એની ફિકર નહિ થતી હોય!

એણે પોતાના બધા ન્હાના ન્હાના શોખ અને મોજનાં સાધનો છોડી દીધાં પરંતુ વીણાને એમાંનું કશુંય ન થતું હોય! કંઈ કંઈ હંમેશ વીણાને જોઈતું જ હોય!

વીણાની નજીવી જેવી ય ઇચ્છા એ કેમ ન પુરી પાડે! અરે એ બનીજ કેમ શકે! એને દીલગીર કેમ થવા દેવાય!

વીણા–એનું–જીવન–એના પ્રાણ–

ન્હાનો હતો. મંદિરે જતો, દેવને પગે લાગતો અને મનમાં ગણગણતો "મને સુખી કરજો" અને દેવની દીધેલી એની વીણા–એને દુભવવી એને મન દેવને દુભાવવા જેવું હતું.

પછી તે દિવસે નદી કિનારે ઓળખાણ થઈ ત્યારે એના મનમાં શું થયું હતું! એણે ઇષ્ટ દેવને નમસ્કાર કરી અંતરથી શું માગ્યું હતું?

"હે પ્રભો, પત્ની આપો તો આવી આપજો." તો પછી એવી એની વીણાને કડવો શુકન કેમ કહેવાય?

( ૭ )

ત્યારબાદ કુલિનમાં કંઈ જુદો જ ફેરફાર થવા લાગ્યો. એને એમ લાગ્યું કે વીણાના અને એનાં જીવનના લક્ષ્યબિન્દુ જુદાં થયાં.

પ્રેમમય અને પ્રેમમાં જીવનારી પ્રેમની પંખિણી એ પિંજરથી બહાર નીકળી ન શકી. સમાજ ન જોઈ શકી. સંસાર ન જોયો, દુનિયાનું ડહાપણ લઈ ન શકી. એ તો એવીને એવી જ નિર્દોષ બુલબુલ સમી પ્રેમની અલખ જગવતી જ રહી.

એણે ન જાણ્યું કે પતિની ભાવના બદલાતી જાય છે. ભાવનાની એકતા પરણ્યા પહેલાંનું જીવન કેવું રમ્ય કરી રહી હતી! તે એકતા એનાથી સરી જતી ન દેખાઈ.

કુલિનને મન ગૃહજીવન શુષ્ક થઈ ગયું. દિવાલો તૂટે, સીમીટ પુરી સાંધી શકાય. જીગર તૂટે એની શી દવા થાય!

ધીમે ધીમે કુલિન વીણા તરફ બેદીલ થયો. એને બુદ્ધિ હંમેશ યાદ દેવાડતી કે સ્નેહવીણાનો સ્નેહ અસીમ છે. ભાવભર્યા શબ્દો બોલવા જતો તોય એની જીભ ઉપડતી નહિ. હેતથી લાડકું બોલવા મથતો તો કડવું બોલાઈ જતું. અંતરે ઉમળકો આવતો પણ શરીર પાછું પડતું.

પહેલાં કામ કરતી કરતી સ્હેજ નવરી પડતાં વીણા આવીને એના દીલ પર પડતી તો પડી રહેવા દેતો. હવે "જો આ ઠીક નથી કરતી–મ્હારે કેટલું કામ છે." કહી ધીમેથી એને દૂર કરતો.

કાંઈ કામ ન હોય તોય હંમેશ એ ઘેર મોડો આવતો. હંમેશ એને ઓફિસમાંથી ઘેર જવાની ઉતાવળ હતી તે હવે સૌથી મોડો ઓફીસનો સિપાઈ બારણાં બંધ કરીને કહે કે "સાહેબ જવાનો વખત થયો." ત્યારે કટાણું મ્હોઢું કરીને ઉઠતો.

પહેલાં દરરોજ સીધો ઘેર આવતો. હવે ધીમે ધીમે ફરતો ફરતો મોડો આવતો. ઘણી ફેરી કોઈ મિત્રને ત્યાં જઈ બેસી રહેતો.

ઘેર આવીને ધમપછાડ કરતો કે મૂંગો મૂંગો બેસી રહેતો. ચૂપચૂપ ખાઈ લેતો. ખાઈને કામે બેસતો કે સૂઈ જતો.

પુસ્તકો વાંચવા, ભાવના ખીલવવી, દીલ બહલાવવું—એનાં એક વખતના પ્રિય વ્યવસાય તરફ એને અણગમો થયો.

એને ઘણીય ફેરી થતું કે આવું જીવન કેમ નભશે! વીણા એનું અંતર જાણશે તો એને કેટલું દુઃખ થશે! પ્રેમઘેલી પ્રમદા પતિને આવો થઈ ગયેલો જાણી કેમ જીવી શકશે! એ વરઘેલી વનિતાનો સ્નેહ સાગર ઉલટશે તો એનો જુવાળ કયે આરે વળશે! એના હૃદયને કેવો આઘાત થશે! એ ઉરસાગરમાં રસછોળ ઉછળશે તો એનાં સીકર કોણ ઝીલશે!

## (૮)

વખત વહેતો ગયો અને અંતરના અંતર વધતા ગયા.

ચાલાક, દુનીયાડાહી, કલ્પનાની અજબ ભૂમિ પર નહિ, પણ પૃથ્વીના પટ પર વિચરે છે એવા ભાનવાળી અનુભવે ઘડાયેલી સખીએ વીણાને પ્રેમસમાધિમાંથી જગાડી. દંપતીની ચિકિત્સા કરી.

વિરલ જોગી સમાધિભંગ થતાં સમાધિ ભંગ કરાવનારનો વિનાશ કરે છે. એનાં લોચન ખૂલતાં એમાંથી નીકળતી જ્વાળા ભસ્મસાત્ કરી દે છે. આ પ્રેમની સમાધિ મહીંથી જાગતાં વીણા જાતે જળી રહી.

એને કહેવામાં આવ્યું કે કુલિન બહુ દુઃખી છે અને એના દુઃખનું કારણ વીણા પોતે છે. કુલિનના આદર્શ પલટાયા. એનું જગત પલટાયું અને એનો પ્રભુ પલટાયો, પરંતુ વીણા ન જાગી. અહોનિશ વહતાં જતાં સાગરના જેવો પ્રેમ એના અંતરમાં ઉછળી રહ્યો હતો. એ અનન્ત સાગરની પાર એ જોઈ ન શકી.

ત્યાર પછી વીણા કુલિનના પ્રત્યેક વર્તનમાં કંઈ ને કંઈ જોઈ શકી. કાંઈક ફેરી નિગૂઢ પરંતુ અનિવાર્ય તિરસ્કારની છાયા જોતી. ઘણી ફેરી એને માઠું ન લાગે એ માટે રાજી રાખવાના કુલિનના પ્રયાસ ઉઘાડા પડતા.

પરિણીત જીવનનાં પહેલા દિવસોના અને અવિવાહિત જીંદગીના સ્વપ્નાં બંને એ યાદ કરતી.

અને લવતી કે "મારો નાથ કેમ બદલાઈ ગયો ?"

કુલિનના શબ્દે શબ્દમાં જ્યાં જુએ ત્યાં કંઈ ને કંઈ ફેરફાર એને લાગ્યો.

કુલિનનું હૃદય વિમુખ થયું તે વિચાર એના કુમળા મગજને અહોનિશ ગૂંચવવા લાગ્યો. એ જ્ઞાનનો વિષદંશ થઈ ગયો; અને ધીમે ધીમે રગેરગમાં વિષ વ્યાપવા માંડયું. એની કોમળ કાયા બળવા માંડી.

કુલિનને શું કહે! શું પૂછે! પોતે શું કરે તો એ સુખી થાય! ઉંચાં થયેલાં મન શી રીતે પાછા વળે!

"એમને શું પૂછું." એમ એને થતું. પૂછવા નિશ્ચય કરતી પણ સવાલ એને હોઠે આવતો જ નહિ. ઘણી ફેરી પ્રશ્ન અંતરના ઉંડાણ મહીંથી ઉઠતો હોઠ સુધી આવતો અને પછી અસ્ફુટ થઈ જતો.

છેક રાત્રીએ નોકરી પરથી મોડો કેમ આવે છે! ખાતી વખત કેમ ગૂપચૂપ ખાઈ લે છે! કામ સિવાય એને બોલાવતો કેમ નથી! એ એની પાસે જાય છે ત્યારે દીલમાં આવકાર કેમ હોતો નથી!

ન્હાના હતાં, પરણ્યાં ન હતાં, તેવામાં કુલિન એના પિતાને ત્યાં આવતો અને જ્યારે એને પૂછ્યું કે 'કુલિન, તું શું થનાર છે!' ત્યારે કેવો જવાબ આપ્યો હતો! શું ઉત્સાહ! શું આગ્રહ! શું પુરૂષાર્થની અભિલાષા! એના શા શા કોડ હતા! એની ભાવના ક્યાં ક્યાં પહોંચી વળતી હતી! એ બધું ક્યાં સરી ગયું! અત્યારે કુલિન નિર્માલ્ય કેમ થયો! એના પતનનું કારણ કોણ! પોતાને એના જીવનની દેવીની સ્થાને જ સ્થાપતો અને હંમેશ 'દેવી' કહીનેજ સંબોધતો—સારા જગતને હાથની હથેલીમાં રમાડવાનું સામર્થ્ય દાખવતો કુલિન—એના હૃદયની આહુતિ એના ચરણે ધરતો તે કુલિન—હવે બીજો થયો!

દીલના પરિવર્તન થયાં અને એ પરિવર્તનનું પ્રમાણ એની દેવી જ. શું એ દેવી મટી પત્થર થઈ ગઈ!

(૯)

દીલના દર્દ સ્નેહીઓની સહાનુભૂતિથીજ વિસરાય છે. એથીજ અંતરને આશ્વાસન મળે છે, જગતમાં જીવ્યું કંઇક આશાભર્યું થાય છે.

પરંતુ સ્નેહવીણાનો હૃદયતંત્રીનો બસુર સુર કયાં શમે! એને આશ્વાસન કયાંથી મળે! કુલિનમય થયેલીના આંસુ કેમ સુકાય! એ કુલિન સિવાય બીજું કોણ લૂછે!

પરંતુ કુલિન સાથે બુદ્ધિવાદમાં શો ફાયદો? એને કેમ કહેવાય? એને થતું કે મનુષ્યના હૃદય વાંચવાની માનવીની મહત્તા હોત તો કેવું સારૂં!

" કુલિન વ્હાલા, ત્હમે કહેશો તેવી થઇશ. ત્હમે કહેશો તે કરીશ " ગયું ભૂલી જાવ. મ્હને ત્હમારી સોડમાં એક ફેરી લ્યો! મ્હારા નાથ ત્હમારી છું. ત્હમે આશા રાખશો તેવી હું થઇશ શિલ્પીના સાધન જેવી હું છું. જેવા ઘાટ ઘડશો તેવી હું ઘડાઇશ." એવું એવું એને થતું.

(૧૦)

પરંતુ વીણા એક અક્ષર પણ ન બોલી શકી.

ધીમે ધીમે વીણાના વર્તનમાંય કુલિનને ખોટું ન લાગે તે માટે લેવાતી સાવચેતીને અંગે ઉદ્ભવેલી કૃત્રિમતા ઉઘાડી પડતાં બંને વચ્ચે સંકોચ વધતો ગયો.

સંકોચ સાથે વિશ્વાસ પણ સરવા લાગ્યો.

જતે દહાડે વીણામાં કંઈ સમજાય નહિ, એવી ઘેલછા આવી.

હૃદયનાથ સ્નેહ વિમુખ થયા એ અનિષ્ટ કલ્પનાએ એને બ્હેબાકળી કરી મૂકી.

શરીર પર મનનાં સામ્રાજ્ય હોય. હવે વીણાનાં શરીર ને મન પુરેપુરાં સ્વતંત્ર થયાં. એનું હૈયું હાથ તાળી દઈ કોણ જાણે એને કયાં લઈ જતું હતું!

પ્રેમી, કવિ અને ચિત્તભ્રમ થયેલ વ્યક્તિ સહુએ સરખાં, સહુને એકજ ધ્યાન—એકજ લત—એકજ વિચાર.

બ્હેબાકળી થતાં શરીરનું ભાન ધીમે ધીમે જવા લાગ્યું. પોતાની હયાતિ ધીમે ધીમે વિસરવા લાગી.

એ હૈયાસુનીના વચના ઠેકાણાં ન રહેતાં. જવાબ આપતાં અટકી જતી. કલ્પનાની ભૂલભુલામણીમાં એ ભૂલી પડતી. વ્યવહાર ને જ્ઞાન ધીમે ધીમે જવાં લાગ્યાં.

( ૧૧ )

અને પછીથી એ પથારીએ પડી.

શરીર અસ્વસ્થ થયું. કલ્પના પ્રબળ થઈ. તાવ ને ઉધરસે ઘર કર્યું. જતે દહાડે ડાકટરે જાહેર કર્યું કે વીણા ક્ષયના દર્દથી પિડાય છે.

કુલિને જાણ્યું ત્યારે એના હૃદયે માનવા ના પાડી. શું હવે વીણા વસન્તની કોકિલા જ હતી ! વસન્ત ગયો ને કોકિલા ઉડી જશે ! એ કુજન બંધ થશે ! એ વિચારે એને કમકમાં આવતાં. માથું હલાવતો. કપાળ કૂટતો.

શું એની જીવનવીણાની તંત્રી તોડી નાખવા એ કારણભૂત થયો ! એનું મગજ ફરવા લાગ્યું. કુલિન ક્ષણભર વીણાના દોષ વિસરી ગયો. એ બધા વિચારો એને નિર્દય લાગ્યા. એ વીણાની સારવાર કરવા મંડયો.

પરંતુ વીણાની તબીયત દિનપ્રતિદિન લથડતી ગઈ.

રોગ દરરોજનો થયો. ઘરનું કામ કોણ કરે ! રાંધે કોણ ! વીણા તો પથારીએ પડેલી. દિવસે દિવસે એનું વદન મ્લાન થતું ગયું. પથારીમાં પડી પડી એ બધું જોયા કરતી. એની આંખમાંથી દીલની બીમારી વરસતી.

કુલિનને કંઈ ને કંઇ કામ કરતો જોઇ બેઠી થવા જતી. "ચાલો ત્હમે રહેવા દો. હું કરી નાખું છું. મંદવાડ તો રોજનો થયો." એમ બબડતી પથારીમાંથી ઉઠવા જતી ને પાછી પડતી.

વીણા એકલા દુધ પર રહેતી. પોતે વીશીમાંથી ભાણું મંગાવતો. ત્રણ ત્રણ ચાર ચાર દિવસે ઓરડીમાંથી કચરા કાઢતો. નોકરી પર જતાં એનું હૈયું ક્યમે ચાલતું નહિ. વીણાને નોકરી પર કોને ભરોસે મૂકીને જાય ! એની સારવાર કોણ કરે ?

નોકરી પરથી રજા માંગી. થોડા દિવસની મળી પણ એ તો પુરી થઈ અને વીણા સારી ન થઈ.

કુલિન કદી બહાર જતો નહિ. આખો દિવસ એના માથા આગળ બેસતો. કરમાતી વીણાને એ જોતો. આંખ ફાડીને જોતો. પછીથી ન જોવાનો હોય એમ જોતો.

કદી કદી વીણાની બ્હેનપણીઓ ઓરડીમાં આવતી. કંઈ કંઈ કામ કરી દેતી. કુલિનને આશ્વાસન આપતી.

વીણાને સમજાવી દવા પાતી. રોગથી કંટાળેલીને કંઈ ને કંઈ રીતે આનંદ આપતી. કામની ફીકર કરશો નહિ. સારૂ થઈ જશે એમ આશ્વાસન આપતી.

( ૧૨ )

દિવસે દિવસે વીણાનો રોગ અસાધ્ય થઈ ગયો.

કુલિનને નોકરી પરથી વધુ રજા ન મળી. નોકરી પર દાખલ થવું અથવા નોકરી છોડી દેવી એવો છેલ્લો હુકમ મળ્યો.

શેઠને કાંઈ દયા વસી નહિ.

વીણાની તબીયત બેહાલ હતી. એની પથારી પાસેથી ખસાય તેમ ન હતું.

કુલિન નોકરી છોડી હિસાબ પેટે બાકી નીકળતા પૈસા લઈ નીકળ્યો. રસ્તામાંથી વીણા માટે ખાવાનું લઈ ઘર તરફ વળ્યો.

રસ્તામાં વીશીના પૈસા ચૂકવ્યા. અને સાંજે દુધવાળો પણ પૈસા લઈ ગયો, વળી બાકી હતું તેમાંથી ઓરડીવાળો ભાડું પણ ઉઘરાવી લઈ ગયો.

બીજે દિવસે એની પાસે ફક્ત પોણા બે આના રહ્યા. વીણાનું જીવન–એનું જીવન હવે કેમ નભશે એ વિચારે એને ઘેલો બનાવી મૂક્યો.

કોની પાસે પૈસા મંગાય ? માતપિતા તો ક્યારનાંય મરી પરવાર્યા હતાં. સગાંસંબંધીઓ પાસે હાથ ધરે !

વિશ્વવિદ્યાલયનો સ્નાતક–આર્ય સંસ્કૃતિનો આધાર સ્તંભ–ભાવષ્યનો જગત ઉદ્ધારક–હાથ ધરે ! સ્વમાન જાય, ભણતર પર ધૂળ પડે. કોઇનો કડવો સૂકન સાંભળતા એનું હૈયું ચિરાઈ જાય.

વીણાનું માથું ખોળામાં લઈ એના કપાળ પર હાથ ફેરવતો ફેરવતો વિચાર કરતો હતો. આંખ મીંચી વીણા પડી રહી હતી. આજ એની તબીયત રોજ કરતાં કંઈક ઠીક લાગતી હતી. એણે કપડાં બદલ્યાં હતાં. વાળ ઠીક કર્યા હતા. ઘણા દિવસની માંદી એટલે નાહી નો'તી એટલે મ્હોડું ધોયું, હાથ પગ ધોયા, કંકાવટી મંગાવી કપાળે ચાંલ્લો કર્યો. રોજ કરતાં કંઈક વધુ સ્વસ્થ થઈ પડી હતી.

કુલિનના નયન કંઈક વિચારે સજળ થયાં. હૈયે હાય નાંખી. વીણાએ આંખ ઉઘાડી અને એનાં નયન ભીનાં જોતાં—શું થયું ? ક્યાંથી જોર આવ્યું–પણ પથારીમાંથી ઉછળી કુલિનને કોટે વળગી.

"વ્હાલા, શું થયું મ્હને નહિ કહો !" એ લવી ગઈ.

" કંઈ નહિ, વીણા, ત્હને જોઈ રહ્યો છું. તું કેવી સુકાઈ ગઈ છે !" કુલિને જવાબ આપ્યો.

"હશે, મ્હારૂં નસીબ ! ત્હમારા જેવા પતિને પરણીને રહેતાં ન જ આવડયું. એ શિક્ષા બરાબર છે." વીણાએ અંતર ઉઘાડયું.

"વીણા, વીણા, હું ત્હને ન સુખી કરી શક્યો." કુલિને આશ્વાસન દીધું.

"ના મ્હારા નાથ, એમ નહિ. હું ત્હમને સુખી ન કરી શકી. ત્હમારે પગલે હું ન ચાલી શકી. બહુય મથું છું પણ ત્હમને જોઈએ એવાં મ્હારાથી નથી થવાતું. મ્હારા વ્હાલા એ સહુ ભૂલી જજો."

વીણાને આટલું બોલતાં બહુ પરિશ્રમ પડયો એટલે એ બેભાન થઈ ગઈ.

બેભાન અવસ્થામાં એ લવી.

"દેહ જુદા છતાં એક હતાં તે ભાવનાના એક સરખા વિકાસના અભાવે જુદા પડ્યાં એ કોનો વાંક !"

વીણાની મૂર્છા ટળી નહિ, એટલે કુલિન ગભરાયો. એ જોઈ રહ્યો. એને શું કરવું એ સૂઝયું નાહ.

થોડીવાર પછી એણે એકદમ આંખ ફાડી નાંખી અને એ લવી.

"વ્હાલા જાઉં છું. રજા આપો."

કુલિન નીચો વળ્યો. વીણાના હોઠ સાથે પોતાના હોઠ રાખ્યા. વીણા રજા એમજ માગતી. અત્યારે કેમ રજા માંગે છે તે ન સમજાયું.

વીણા પથારીમાં પડી ગઈ.

બે ચાર પળ પછી કુલિને વીણાના હૃદય પર માથું મૂક્યું. કાને ધબકારા ન સાંભળ્યાં. એને લાગ્યું કે કાન બહેર મારી ગયા હશે તેમાંજ નથી સાંભળી શકતા.

થોડીવારે ડાકટર આવ્યા. વીણાની બ્હેનપણીએ તેડી મંગાવ્યા. એમણે આવી વીણાને જોઈ.

"પ્રબળ લાગણીના વેગથી એનું નબળું પડી ગયેલું હૈયું બંધ પડી ગયું." એવો અભિપ્રાય આપી નિરાશ મુખે ચાલ્યા ગયા.

* * * *

કુલિન હજી જીવે છે. એ માને છે કે વીણા હજુ જીવે છે. નથી મરી ગઈ. વીણાને એ ભૂલ્યો નથી. અહોનિશ એનેજ યાદ કરે છે અને લવે છે કેઃ—

"દેહ જુદા છતાં એક હતાં તે ભાવનાના એક સરખા વિકાસને અભાવે જુદા પડ્યાં, એમાં કોનો વાંક !"

---

વસંત પૌર્ણિમાની રળિયામણી રજની હતી. જગતભરમાં આનંદની હેલ વરસી રહી હતી. બાહ્ય જગત પોતાનો આનંદ સૂચવી રહ્યું હતું. કહેવાય છે કે અંતરના ઉલ્લાસના પડછાયા માનવી બાહ્ય જગતમાં જોઈ રહે છે. અને મ્હને પણ તેમ જ થતું હોય તો કોણ જાણે ? મ્હને આજ જગત આનંદથી ઉભરાઈ જતું લાગતું હતું.

રાત્રીનો લગભગ નવેક વાગ્યાનો પ્રસંગ હશે. કામથી થાકી પથારીમાં પડ્યો હતો. સારી આલમના ચોગાનમાં ચાંદની ચમકી રહી હતી. મ્હને તે જોવા કોઈએ બૂમ મારી.

" નરેન્દ્ર, જુઓ તો ખરા ! શું ચંદ્ર પ્રકાશી રહ્યો છે ! રાત્રી કેવી રળિયામણી લાગે છે. મ્હને તો અત્યારે ચોપાટીપર ફરવા જવાનું મન થાય છે."

મ્હેં બહાર જોયું. મ્હને ઈલાનું સૂચન ગમ્યું.

" ચાલો, આપણે જઈએ. ત્હમારી બાની રજા લઈ આવો. હું કપડાં પહેરી આવું. "

ઈલા અને ત્હેનાં બા મ્હારાં અતિથિ હતા. હું તે વખતે મુંબાઇથી જરા કંટાળી થોડા દિવસ વિશ્રાંતી લેવા જૂહુ જઈને રહ્યો હતો. અમારાં ન્યાતીલાં થતાં હતાં, અમારો તેમની સાથે સંબંધ સારો હતો. એટલે જરા જૂહુની સહેલગાહે એ લોકો પણ નીકળી આવ્યાં હતાં.

દશેક મીનીટમાં ઈલા હરિણીશી દોડતી આવી પહોંચી "ઊભા રહેજો, જરા વાર થઈ. સરલા પણ આવે છે સરલાને લઈ જવાનું બાએ કહ્યું."

નિર્દોષ ઈલાને એ કહેવું સ્વાભાવિક લાગ્યું હશે એમ હું જોઈ શક્યો.

ઇલાના આ શબ્દોથી મ્હારા પર કાંઈક જુદી જ અસર થઈ. હું યુવાન હતો. હજુ પુરેપુરો પારકો થયો ન હતો. ગમે તેમ પણ ઈલા ઉમ્મર લાયક અને અમારી ગમે તેવી સારી ઓળખાણ તોયે એને મ્હારી સાથે એકલી મોકલતાં દુનીયાડાહી માતા જરા અચકાય એ સ્વાભાવિક હતું. તેથી જ ઇલાની ન્હાની બ્હેન સરલાને સાથે મોકલી એમ મ્હને લાગ્યું.

હું જરા વિચારમાં પડયો. પરંતુ બીજી ક્ષણે મ્હેં સાચવી લીધું.

"હાં, ચાલો." કહી હું ઉઠયો.

અને થોડી વારમાં અમે જૂહુની ચોપાટી પર આવી પહોંચ્યાં.

( ૨ )

કિનારા પર અમે ફરતાં હતાં. કેટલાક વિહારનૌકામાં બેસી ફરવા જતા હતા; અમે ત્યાં આવી પહોંચ્યાં.

"આપણે ફરવા જશું ?" ન્હાની સરલા બોલી ઉઠી. અને આશા ભર્યાં નયને ઈલાની સામું જોઈ રહી. મ્હેં ઇલાના સામું સ્વાભાવિક રીતે એ પ્રશ્નનો ઉત્તર શોધવા જોયું.

આખરે ઇલાનું અનુમોદન મળ્યું. અને એક નૌકાનું ઠેરવ્યું, અને અમે નીકળ્યાં.

નૌકામાં એક નાકે ખલાસી બેઠા હતા. બીજે છેડે અમે બેઠાં હતાં. એક બાજુએ ઈલા, વચ્ચે સરલા અને બીજે છેડે હું. અમારા તરફ આવતા પવનના સપાટામાં ભાગ્યેજ કાંઈ સંભળાતું હતું.

ઇલાનો વેશ હંમેશ જેવો જ હતો. છૂટા વાળ આસમાની રંગની રેશમી પટીથી બાંધી રાખેલા, એક બાજુપરથી ઓળેલા. સુંદર રીતે ગોઠવેલાં હતાં. ઘુંટણ સુધી આવતો ગુલાબી રંગનો ફરાક, ન્હાનાં સફેદ મોજાં અને સફેદ બુટ પહેર્યાં હતાં.

ઇલાને આ વેશ ન ગમતો. તેરેક વર્ષની થઈ હતી એમ તેના અંગોના ઘાટપરથી લાગતું હતું. પરંતુ એના પિતાનો હુકમ હતો એટલે બિચારીનો છૂટકો ન હતો.

નૌકા આગળ પૂર જોશમાં વધ્યે જતી હતી. અને અમે વાતે વળ્યાં.

" ચાંદની રાત બધાને કેમ ગમતી હશે?" ઇલાએ પ્રશ્ન કર્યો

" એ તો સહુસહુના મનની વાત છે, ત્હમને અમુક વસ્તુ ગમે અને બીજાને ન ગમે." મ્હેં સાધારણ દુનીયાનો અનુભવ કહી સંભળાવ્યો.

"ત્યારે શું ત્હમને ચાંદની નથી ગમતી?" કંઈક ઉત્કંઠાભર્યા હૈયે ઇલાએ પ્રશ્ન પૂછયો.

"ના, એમ નહી. મ્હને તો ચાંદની રાત બહુ જ ગમે છે." મ્હેં સુધાર્યું.

"ત્યારે તો મ્હને ગમતું તે ત્હમને ય ગમતું નીકળ્યું." ઇલાએ ઉત્સાહથી જણાવ્યું.

"એ સ્વાભાવિક છે. જેને માટે આપણને મમતા હોય તેની અને આપણી અભિરૂચિ સરખી નીકળે!" મ્હેં ફરીથી દુનીયાનું ડહાપણ કહી બતાવ્યું.

ઇલા કંઇક વિચારમાં પડી.

"શું વિચાર કરો છો? મ્હારૂં કહેવું સત્ય લાગતું નથી?"

"ના, એમ નહી. મ્હને એક દૃષ્ટાંત યાદ આવે છે. એક સ્ત્રીને એક પુરૂષ ગમે અને પુરૂષને તે સ્ત્રી ન ગમે એવું તો ઘણીય વાર બને છે." વિચાર કરતી કરતી ઇલા ધીમે ધીમે બોલી ગઈ.

એટલામાં સરલાનો અવાજ સંભળાયો. "બ્હેન, મ્હને ઉંઘ આવે છે."

"સરલા, ગાંડી થઈ કે! ફરવા જઇએ ત્યાં આવું તોફાન! હવે આપણે ઘેર જ જઇએ છીએ. જોને વ્હાણ કેવું ચાલે છે!" વારે વારે વ્હાણ એક બાજુ નમતાં ઇલા પાણીમાં હાથ નાંખતી. એટલે પાણી કપાતું તે તરફ વળી.

"જોને સરલા, પાણી કેવું દોડે છે, નહીં વારૂં?" ફરીથી મધુરૂં એ લવી.

"જો ઉંઘ આવતી હોય તો સુવાડી દો, કિનારો આવશે એટલે ઉઠાડીશું." મ્હેં રસ્તો સુઝાડયો.

ઇલાએ સરલાને પોતાના ખોળાપર માથું મૂકી સૂઈ જવાનું કહ્યું.

ડાબો પગ લટકતો રાખી જમણો પગ વાળી તે ઉપર માથું મૂકાવી સુવાડી. સુવાડતાં પગ વળતાં ફ્રાક કંઈક ઉંચો થયો. વસ્ત્રથી ન ઢંકાયલા ઘુંટણ ઉપરના સહેજ પગ દેખાવા લાગ્યા.

વાંકા વળી પાણીમાં હાથ નાંખી રમત કરતી પડી રહેલી ઇલાને મ્હેં જોઇ. અંતરમાં ત્હેના ખીલતા જતા સૌંદર્યની ખુબી જોઈ સહજ આનંદ થયો. અને પછી મ્હારી નજર ત્હેના ઉઘડી ગયેલા સ્ફટિક સમાં પગપર પડી. અને મ્હારી આંખ ચમકી ઉઠી.

ઇલા તરત સમજી ગઈ. તે લજવાઈ ગઇ. તેણે એક ઉંડો નિશ્વાસ મૂકયો. ને આંખમાં પાણી પણ આવી ગયાં.

"શું થયું, ખોટું લાગ્યું ?" મ્હારા મનમાં, અત્યંત પશ્ચાત્તાપ થયો. મ્હારૂં અંતર મ્હારી મૂર્ખાઇથી બળી ઉઠયું.

" ના, કંઈ નહીં, પણ બળ્યું ! મ્હારાથી હવે આ ફ્રાક નથી પહેરાતાં. ભાઈ માનતા નથીને ! કોણ જાણે શું હશે ? એમને આપણા પહેરવેશ પર તિરસ્કાર છે. "

માબાપ પણ આવો જુલમ કરતા હશે એ મ્હને તે ક્ષણે સમજાયું.

"હશે, એમાં શું થઈ ગયું ?" મ્હેં ઇલાના મનનું સમાધાન કર્યું.

ઇલાએ આંસુ લૂછી નાંખ્યાં.

"પણ ત્હમારી ઉમ્મર શું થઈ ?" મ્હને જિજ્ઞાસા થઈ એટલે પૂછ્યું.

"આવતા વૈશાખ મહિને તેર પૂરાં થશે." કંઇક કંટાળાભર્યો જવાબ મળ્યો.

"તો પછી શું કામ ફીકર કરો છો ? પરણુશો એટલે ફ્રાક પહેરવાનાં મટી જશે." મ્હેં દિલાસો આપ્યો.

કંઈ ચમકી હોય તેમ એ જાગૃત થઈ. એનાં અંગો સતેજ થયાં. મ્હારા સામું એણે જોયું.

"પહેલાં ત્હમે પરણો તો ખરા." ઇલાએ જરા શબ્દેશબ્દપર ભાર મૂકી કહ્યું.

"અમે પરણશું જ તો-કાંઈ છૂટકો છે ?" મ્હેં જવાબ વાળ્યો.

" હાથે કરી પરણવાની વાત કબુલ કરી ને હવે છૂટકાની વાત. " ઇલાએ ટોંણો માર્યો.

"કેમ, મ્હારાં લગ્ન થાય તે ત્હમને પસંદ નથી?" મ્હેં ગળગળા થઈ જતાં કહ્યું.

"મ્હને પસંદ શું કે નાપસંદ શું!" એ બેદરકારી ભર્યું લવી ગઇ. અને પછી એ વિચારમાં પડી ગઇ હોય એમ મ્હને લાગ્યું.

" શું વિચાર કરો છો?"

" કાંઈ નહીં. એ તો નસીબના."

" કોનું નસીબ?"

" કોણ કોની સાથે પરણવાનું હતું અને હવે કોણ પરણશે?"

" પણ એવું છે કોણ?–"

" નાહક ત્હમને કહેવાથી શું ફાયદો!"

નામ જાણવાની મ્હને ઉત્કંઠા થઈ. "મ્હારા સમ છે મ્હને ન કહો તો."

ગમે તેમ હોય તોયે ઇલાથી મ્હને સોગન ખાતો જોઇ શકાયો નહીં. ડૂસકાં ખાતાં ખાતાં ઉભરાયલું હૃદય ઇલાએ મ્હારી આગળ ઠાલવ્યું. મ્હને સમજાયું કે ઇલા પોતાના જ નસીબના વિચાર કરતી હતી. ઇલાના હૃદયનાં મ્હેં ચુરેચુરા કર્યા એ દયાજનક વિચાર મ્હારા મગજને ઘુમાવવા લાગ્યો.

"એમાં મ્હારો શું વાંક! ત્હમારૂં અંતર હું શી રીતે જાણું!" મ્હેં મ્હારો બચાવ આગળ કર્યો.

"મ્હારી અને ત્હમારી વચ્ચે સાગરો પડ્યા હતા. હિંદુસમાજમાં જન્મી એ શી રીતે ઓળંગી શકું!"

મ્હેં ફરીથી એને એ વાત સમજાવી.

ઇલાએ વિધિની કોઈ કમનસીબ પળે મ્હને જોયો હતો. મ્હારા વિષે જાણ્યું હતું. મ્હારા તરફ સન્માનની લાગણીઓ થઈ હતી. મ્હારા તરફ એનું અંતર વળ્યું હતું. એ બધું મ્હને સમજાયું.

અત્યારે ઇલા રડ્યે જ જતી હતી. એનું રડવું માતું ન હતું. હું એના સામું મૂઢ જેવો જોઈ રહ્યો. એ આંસુ લૂછવા હવે મ્હને અધિકાર ન હતો.

દયામણી દૃષ્ટિથી જોઈ રહેલી ઇલાએ નિઃશ્વાસ મૂક્યો.

"તો હવે કાંઈ ઉપાય ન જ રહ્યો !" ત્હેનાં અંતરની નિરાશાનાં મ્હને દર્શન કરાવ્યાં.

મ્હેં ઉંડો નિઃશ્વાસ મૂકયો. "હું શું કરૂં ? મ્હારૂં વેચાણ થઈ ગયું, અજાણતાં પણ થઈ ગયું. હવે કોનું હૃદય ભાગું અને કોનું સાંધું ?"

"તો મ્હને ત્હમારાં અન્તરમાં કોઈ ઠેકાણે ય સ્થાન ન મળે ?" હતાશ થતી ઈલા લવી ગઈ.

"શરીર સોંપ્યું ત્હેને હૃદય સોંપવું એ મ્હારો ધર્મ છે. એ જ આપણા હિંદુ સંસારનો આદર્શ છે. ચ્હાવું ને પરણવું નહીં પણ પરણીને ચ્હાતાં શીખવું. હું શું કરૂં ?" મ્હેં મ્હારૂં નિરાધારપણું દર્શાવ્યું.

"ત્હમને દયા પણ નથી ?"

મ્હારા અંતરના ચુરેચુરા થઈ ગયા. મ્હારી નિર્માલ્યતા પર મ્હને ધિક્કાર આવ્યો. હું દિંગ્મૂઢ બની ગયો.

"બીજું શું કરૂં ? ત્હમને અને ત્હમારાંનેય દુઃખી ન થવા દઉં." મ્હારાથી અજાણતાં થયેલ ભૂલ સુધારવા મ્હેં કહ્યું.

અચાનક ઇલાની આંખમાંનું ઉકળતા આંસુનું ટીપું સરલાના ગાલપર પડયું. તે ઝબકી ને જાગી. અમારી વાત આપોઆપ બંધ થઈ.

સરલાએ રડવા માંડયું. હમે કિનારે આવી પહોંચતાં ઝડપભેર ધર તરફ ચાલવા માંડયું. અજબ ગ્લાનિ અમે બંને અનુભવતાં હતાં. ઇલા આંખો ચોળતી સરલાને આંગળીએ તેડી હૃદયભેદક કટાક્ષ નાંખી ઘરમાં ચાલી ગઈ.

(૩)

આજ બે વર્ષો વીતી ગયાં છે. મ્હારૂં આબેહુબ રૂપાંતર થઈ ગયું છે. તે ધન્ય વસંત પૌર્ણિમાનો હું નરેન્દ્ર રહ્યો નથી. હું સંસારનાં બન્ધનોથી બંધાયો હતો.

ઈલા હજુ કુમારી જ હતી. ત્હેનાં માબાપ ત્હેને કોઈ કોઈ યુવક બતાવતાં. પરંતુ ત્હેની આંખ ક્યાંયે ઠરતી નહીં. તે હંમેશ કહેતી કે જ્યારે એનું મન માનશે ત્યારે જરૂર હા પાડશે. એને પરણવાની વાત રૂચતી જ નહતી.

લાડસોહી મોટી છોકરી એટલે માબાપની મમતા એના તરફ કાંઈ વધુ ઢળે એ સ્વાભાવિક જ હતું. ઈલાને એની મરજી માફક કુમારીરહેવા દીધી.

ઈલાએ પોતાની નજરેનજર મ્હને બીજીને પરણતાં જોયો હતો. હસ્તમેલાપની પૂણ્યક્ષણે થાળી વાગતાં એનું હૈયું ધ્રુજી ઉઠયું હતું. શરીરમાં કંપારી વછુટી હતી. પરંતુ દુઃખ મનમાં સમાવી રાખ્યું હતું. નૈસર્ગિક સહનશીલતા આગળ કરી હતી. એ હૃદયનો વ્રણ તાજો જ હતો. એટલે ઈલા પરણવા ના પાડે એ સ્વાભાવિક હતું.

મ્હને સમજાયું હતું કે ઈલા દુઃખી થઈ હતી. મ્હને લાગતું હતું કે એ સુખી થાય એવું કંઈ મ્હારે કરવું જ જોઇએ. હું બહુ મુંઝાતો હતો. ઉપાય જડતો નહતો. ત્યાં પ્રભુએ જ માર્ગ બતાવ્યો.

મ્હારો એક સ્નેહી અને મિત્ર મ્હને મળવા આવ્યો. હમણાં જ એણે એડવોકેટની પરીક્ષા પસાર કરી હતી. પોતાનો ધંધો શરૂ કરનાર હતો. તે મ્હારી સલાહ લેવા આવ્યો હતો.

અમે બાળમિત્રો હતા. એકબીજાનાં દીલ ઓળખતા હતા. હજુ અનિરૂદ્ધ પરણ્યો ન હતો. પરણે તે ન ભણી શકે એવી તેની માન્યતા હતી. એટલે ભણવા ખાતર પરણવું ત્હેને માંડી વાળ્યું હતું. ઘણાંય માગાં આવેલાં પણ પાછાં વાળેલાં. અનિરૂદ્ધ લોકોની ગણત્રીની બ્હાર થઇ ગયો હતો.

અનિરૂદ્ધને મ્હારી પ્રથમ સલાહ લગ્ન સંબંધી હતી. અનિરૂદ્ધે ભાર મ્હારા પર ઢોળ્યો. અને લાયક સાથે લગ્ન કરવા ખુશી બતાવી.

એ વાત થયે બે ત્રણ દિવસ વીતી ગયાં. એ દરમિયાન અનિરૂદ્ધ મ્હારી સાથે જ રહેતો હતો.

સ્વાભાવિક રીતે વિચાર કરતાં મ્હારી નજરમાં ઇલા આવી. અનિરૂદ્ધને પરણે તો સુખી થાય. અને મ્હારા માટે તલસતી ઇલાને સહચારનો લાભ મળે. ઈલાને મ્હારો સ્નેહ જોઇતો હતો. દેહ ન મળ્યો તેનો ત્હેને બહુ શોચ ન હતો. સ્નેહી અને મિત્રની પત્ની તરિકે રહેતાં મ્હારા પરિચયનો તેને લાભ મળશે. મ્હારી ભાવના, મ્હારા વિચારનો ઉપભોગ કરી શકશે.

મ્હને એમજ લાગવા માંડયું કે આ રસ્તે ઇલા જરૂર સુખી થશે અને મ્હારૂં કર્તવ્ય પુરૂં થશે. બીજે દિવસે હું અને ઇલા મળ્યાં—અચાનક મુંબાઈમાં—બેકબેની રેતીપર.

સરલા અને એ અને એક નોકર—ત્રણ ફરવા નીકળ્યાં હતાં. મ્હારો અને તેમનો અણધાર્યો મેળાપ થયો.

અમે મળ્યાં, અમારી નજર એક થઈ. અમારાં વદન હસ્યાં. "ઘણે દિવસે મળ્યાં! કેમ કેમ છો વારૂ?" મ્હેં વાત ઉપાડી.

ઇલા, તે ધન્ય વસંત પૌર્ણિમાની અનુપમ રાત્રીની ઇલા ન હતી. એકજ રંગનાં ગુલાબી સાળુ અને ચોળી પહેરેલાં હતાં. કપડાં તદ્દન સાદાં હતાં. માત્ર પહેરવાની ઢબ જરા કંઇક આકર્ષક હતી. આઘો ઓઢેલો, ત્હેનું મ્લાન વદન ઢાંકતો, માથાનો છેડો વારેવારે સુસજ્જિત કરતી. ત્હેનું શરીર કાંઇક લેવાયલું હતું. નયનોમાં આનંદ રમતો ન હતો. મુખમુદ્રાપર કાંઇક અનિવાર્ય ગાંભીર્યની છાયા છવાઇ રહી હતી.

ઇલાનું દુઃખ મ્હને તરત જ યાદ આવ્યું. ઇલાએ કાંઈક મોટા ગહન વિચારમાં પડી ગઈ હોય તેમ થોડી વારે મ્હારા પ્રશ્નનો જવાબ આપ્યો.

"ઠીક છે."

એટલું બોલીને અવાક્ ઉભી રહી. મ્હને કાંઈ રસ્તો સૂઝયો નહીં.

આખરે પુરૂષની' પ્રગલ્ભતાએ રસ્તો શોધ્યો.

"આજ કાંઈ કેમ બોલતાં નથી? હું ત્હમને એક વાત કહેવાનો હતો. આજે ત્હમારી તબીયત ઠીક જણાતી નથી એટલે મ્હેં કહેવાનું માંડી વાળ્યું." મ્હેં ધીરે રહીને માથું ખજવાળતાં કહ્યું.

"શું વાત છે? મ્હારી તબીયત સારી છે." કાંઇક સચેતન થતાં ઇલાએ પૂછ્યું.

"શું સારી છે? ત્હમારા મ્હોં પર પહેલાના જેવું તેજ ક્યાં છે?" મ્હેં સત્ય વસ્તુનું સૂચન કર્યું.

"મ્હારી આશા ભાંગનાર જ શું મ્હને મ્હારા મ્હોં ઉપરના નૂરની વાત પૂછશે કે?" ઉકળતા હૈયે એ લવી ગઈ.

" શું ત્હમને ખોટું લાગ્યું ? ત્હમારી તૂટેલી આશા હવે સાંધી આપવા હું ઇચ્છા રાખું છું." હું કાંઈક વિમાસણમાં પડી ગયો.

" શું ?" ઇલાએ મ્હને એકદમ સચોટ પ્રશ્ન પૂછ્યો.

" કાંઈ નહીં. એ તો મ્હારે કહેવી હતી તે વાત."

" કહો જોઉં," જિજ્ઞાસા સહિત મ્હારા સામું એ જોઈ રહી. મ્હેં મ્હારે અનિરૂદ્ધ વિષે જે કાંઈ કહેવું હતું તે કહ્યું. અનિરૂદ્ધ અને મ્હારા સંબંધની વાત કહી. મ્હારો સહચાર મળશે અને મ્હારા આદર્શો અને વિચારોનો ઉપયોગ સુખથી કરાશે તે કહ્યું. છેવટે "ત્હમને વાત રૂચે તો ઠીક નહીં તો ત્હમારી મરજી" એમ કહી ઇલાની મુખમુદ્રા સામું પ્રત્યુત્તરની અપેક્ષાએ હું જોઇ રહ્યો.

થોડી વારે દયામણી નજર મ્હારા તરફ ફેંકી ઇલાએ હા કહી.

મ્હેં ઇલાના પિતાને તે વાત કહેવાનું માથે લીધું અને અમે છૂટાં પડ્યાં.

( ૪ )

તે વાતને આજે ત્રણેક મહિના થઈ ગયા હતા. ઇલા અને અનિરૂદ્ધને મ્હારે ઘેર જમવા તેડ્યાં હતાં.

સ્નેહથી રંધાયલી રસોઈમાં અનુપમ સ્વાદ આવ્યો હતો. એટલે હોંશે હોંશે ખાઈને અમે જરા વાતો કરતાં બેઠાં હતાં.

ઇલાની ભાભી અને મ્હારી ગૃહરાણી થોડી વારે પાન લઈને આવી. ઇલાએ પાન લીધાં અને સહુને આપ્યાં.

" જરા બેસશો કે ?" કહી ઇલાએ એને બેસાડી.

બંને સાથે બેઠેલાં મ્હેં આજ પ્રથમ જ જોયાં હતાં. એક બાજુ ઇલાનું ભભકભર્યું મુખતેજ, કાન્તિની ઓર છટા, સુંદર મૃગલાં જેવી આંખ, રમતિયાળપણું, અને બીજી બાજુ એનાં—નામ દઉં ? નામ દેવામાં શો દોષ ? આ નામ તો મ્હારી જીભે ઉપડતું જ નથી. લાંબા વખતની ટેવ પડી ગઈ છે. લોકલજ્જાનું તાળું દેવાઈ ગયું છે—મુખની હિન્ડોળ તેજસ્વિતા, વળી સાથે ગાંભીર્ય, મીઠી મલપતી દૃષ્ટિ અને મ્હને હંમેસ આમંત્રતો એના જાદુભર્યાં નયનમાં આવી વસતો એનો આત્મા—જોયાં.

મ્હને મ્હારી પસંદગીજ સારી લાગી. ખરી લાગી. મ્હેં અનિરૂદ્ધ ને ઇલાના સામું જોયું. મ્હને એ બંને અનુગુણ લાગ્યાં.

ઇલાએ પણ મ્હેં જોયું તેવું જ કંઈ જોયું

"કેમ શું જુઓ છો?" મ્હેં પાંચેક મીનીટ શાંત રહ્યા પછી પૂછ્યું.

"કાંઇ નહિ. ત્હમારૂં અને આ મ્હારી હેમકલા ભાભીનું જોડું કેવું શોભે છે તે." અપૂર્વ છટાએ ઇલાએ અભિપ્રાય દર્શાવ્યો.

હેમકલા શરમાઇ ગઈ.

"ઇલાબ્હેન, ત્હમે તો બધી વાતનાં વખાણ કરીકરીને છાપરે ચઢાવો છો. ઘરનાં ય વખાણ, રસોઈનાં ય વખાણ, અને વળી આટલું બાકી રહ્યું હોય તેમ આજ પાંચ વર્ષે અમને શું વખાણવાં હતાં! પણ મ્હારા અનિરૂદ્ધભાઈ અને ત્હમે તો એવાં સુંદર લાગો છો કે આંખ ને હૈયું કહ્યું કામ પણ નથી કરતાં" અને છેવટે એ મીઠું હસી.

"ઓત્તારીની! ત્હમે તો બહુ જ રસિક છો ને!" ઇલા લવી ગઇ.

ત્યાર પછી ઘણી ઘણી વાતો થઇ, હસ્યાં અને આનંદ પામ્યાં.

સાંઝે છૂટા પડ્યાં. છૂટા પડતી વખતે ઇલાએ કહ્યું, "નરેન્દ્ર, ત્હમારે લાયક તો હેમકલા ભાભી જ. એમને સ્થાને હું હોત તો ત્હમને આવું સુખ ન જ મળત.

"હશે, કદાચ ત્હમને લાગતું હશે." મ્હેં જવાબ વાળ્યો. "ના, એવું નહીં પણ હું મ્હારે સ્થાને જ સુખી છું. ત્હમે તે માટે ઉચાટ કરશો જ નહીં. સાચું કહું છું કે હવે તો ત્હમે યાદ પણ નથી આવતાં."

"જો, જો, ભૂલી જતાં!"

"અરે, એમ તે કાંઇ ભૂલાય? મ્હને સુખી કરનારને જ ભૂલીશ કે? ત્હમે ન હોત તો ત્હમારા ભાઇ મ્હને ક્યાંથી મળત? ત્હમારો પાડ માનું એટલો ઓછો!"

વિશ્વાસની અમી નજરથી જોતી જોતી ઇલા ગઈ. દેખાઈ ત્યાં સુખી ઘરના ઉમ્મરમાં ઉભા રહી એ યુગલને જતાં જોઇ રહ્યો.

* * * *

પ્રિય વાંચનાર, ઇલા હવે સુખી થઈ છે. ત્હેનાં બાળકને મ્હારૂં જ નામાભિધાન આપ્યું છે. અનિરૂદ્ધ ઇલાનું જગત્ છે. એ પોતાના જગત્ મહીં જ અહોનિશ રટણ કરી રહી છે. કોઇકવાર ભૂતકાળનાં સ્મરણો તાજાં કરે છે.

વિચારની ભ્રકૂટીરેખા એના કપાળે પડે છે અને પછીથી એના હોઠથી હાસ્ય લસી પડે છે.

એ ભૂતકાળનાં સ્મરણો એને ભીંજવે છે ત્યારે મારા આદર્શો અને આશાઓ એની પોતાની છે એમ અનુભવી શકે છે. અનિરૂદ્ધથી નહિ મળતું મારાથી મળે છે એમ માની પ્રભુનો પાડ માને છે. એને થતું કે સમાગમનો મોહ ક્ષણિક છે. સહચાર એ જ સુખનું સાધન છે.

---

જગતનાં બન્ધનો તોડીને ફેંકી દેવાતાં નથી. ફેંકી દેવાની ઇચ્છા માત્ર પણ કરવી એ બહુ સહેલી વાત નથી. પરંતુ યુવાનીથી ઉછળતા લોહીને તે વાત સહેલી લાગે છે; ફુલની માળા તોડીને ફેંકી દઇ શકાય તેટલી જ સહેલાઇ ને ઝડપથી જગતનાં બન્ધનો તોડવાં સહેલાં લાગે છે.

સાહસ ને યુવાની એકબીજાને વરેલાં છે. યુવાવસ્થામાં માણસ સાહસ કરી શકે છે; પણ એ કાંઈ રમત વાત નથી.

વર્ષો પહેલાં જગતનારાયણે સાહસથી જગતનાં બન્ધનો તોડી ફેંકી દીધાં. અન્તરાત્મા સાક્ષી પૂરે તે સત્ય એ સૂત્રે જીવનનૌકા ચલાવી.

બુદ્ધિ કહે તે જ ખરૂં, જગતનાં બંધારણો તો બુદ્ધિ વિનાના માટેઃ સ્વતંત્ર રીતે વિચારી વર્તી ન શકે એવા માટેઃ સમાજના નિયમ નમાલા માટે.

કોલેજમાંથી ભણીને તાજોજ ધંધે જોડાયેલો. જગતનારાયણના પિતાનું એજ સમયમાં હૃદય બંધ પડવાથી અવસાન થયેલું, અને કુટુંબનો ભાર એને જ માથે આવી પડેલો.

સંપત્તિ હતી, સાધન હતાં, સર્વ શસ્ત્રયુક્ત મહારથીના જેવો સંસારની સામે બાથ ભીડવા તૈયાર હતો. જુવાનીનું ઉછળતું લોહી એની રગેરગમાં વહેતું હતું.

જે ખરૂં લાગે તે શા માટે ન કરવું એ જ એનો સિદ્ધાન્ત હતો. સંસારના રથચક્રના ચીલા એને માટે ન હતા. જુની પ્રથા અને પ્રણાલિકાઓમાં જ ફરી જીવન પુરૂં કરવાને એ જન્મ્યોજ ન હતો.

જગતનારાયણને નલિની નામની એક બ્હેન હતી. એ એના કરતાંય ત્રણ ચાર વર્ષે ન્હાની હતી. એણે ધંધો શરૂ કર્યો ત્યારે એ કોલેજમાં ભણતી.

કોલેજ સુધી પહોંચેલી એટલે લાંબા વિદ્યાભ્યાસને લીધે એનું શરીર પુરે-પુરૂં એની સરખી ઉંમરની કન્યાઓના જેવું વિકાસ પામેલું નહોતું. એની તબીયત બહુ જ નાજુક હતી. નલિની કાંઇક વધુ લાંબી ને ઉંચી લાગતી; ફીક્કી ઉજળા વર્ણની હતી; એના મ્હોડા પર કાંઇ ભભક ન હતી; પરંતુ એની આંખમાંથી જ્ઞાનનું અનિવાર્ય તેજ ચમક્યા કરતું.

એના પિતાને નલિનીને પરણાવવાની કાંઇ ફિકર પડી ન હતી. એમને મન તો એ બહુ ન્હાની લાગતી. એવામાં અચાનક એમનું અવસાન થયું, અને જગતનારાયણને માથે એ કામ આવી પડયું.

નલિની કોલેજમાં ભણતી હતી ત્યારે એક નવા પ્રોફેસર એની કૉલેજમાં આવ્યા. એ ન્હાના પણ ભરાઉ શરીરના હતા. વિદ્વત્તા સૂચવતું નાક, ગોળ મ્હોડું, ડોકની મરોડ, સોનેરી ફ્રેમનાં ચશ્માં, એમને કાંઇ અજબ શોભા અર્પતાં. એને જોતાં ખભા મરડવાનું મન થાય એવા એ હતા.

નલિનીને એ પ્રોફેસર બહુ જ ગમતા. એમની પાસે નિબંધ સુધરાવવા જવું પડતું એટલે જરા પરિચય પડયો. પ્રોફેસર સાહેબની સભ્યતા ને રીતભાતથી એ અંજાઇ ગઇ. એમની વિદ્વત્તાના મોહમાં પડી. શિક્ષક અને શિષ્યાનો સંકોચ દૂર થયો અને સાથે હરતાં ફરતાં થયાં.

કોલેજના સહાધ્યાયીઓએ કંઇ કંઇ પ્રકારની ટીકા કરી. કોઇએ કહ્યું કે નલિની તો પ્રોફેસરને પરણવાની છે. ઉડતી વાત નલિનીને કાને આવી. એને પહેલાં તો ન ગમ્યું. જરાક ચ્હીડવાઇ, મન કચવાયું; પરંતુ પછીથી એમ લાગવા માંડયું કે પોતાના સ્નેહનું સ્થાન પ્રોફેસર જ છે.

જગતનારાયણે નલિનીને એ માટે છૂટ આપી દીધી. પરણવાના કામમાં બીજા શું કહી શકે—એ તો સૌ સૌની મરજીની વાત છે, એવું એવું એ ઘણી ફેરી બોલી નાંખતી.

પ્રોફેસર બીજી જ્ઞાતિના હતા. એમને પરણી કેમ શકાય એ મોટો પ્રશ્ન હતો. પ્રોફેસર કદાચ હા પાડે, પરંતુ સમાજના બન્ધનો શી રીતે તોડાય? એ સવાલ આવાં સુધરેલાને પણ ગૂંચવતો.

આખરે જગતનારાયણે અનુમોદન આપ્યું, અને નલિનીએ ઝંપલાવ્યું. પ્રોફેસર સાથે એનાં લગ્ન વગર ધામધુમે થઈ ગયાં.

જ્ઞાતિસમાજે જગતનારાયણને જ્ઞાતિ બહાર મૂક્યો. જુવાનીના વેગમાં એણે ગણકાર્યું નહીં. દંડ ભરી જ્ઞાતિમાં દાખલ થવાની શરત ન કબુલી. એણે તો જ્ઞાતિબહાર જ રહેવું પસંદ કર્યું. સમાજને વ્યક્તિઓની સ્વતંત્રતા પર ત્રાપ મારવાની શી જરૂર, એ જ એની દલીલ હતી.

જ્ઞાતિસમાજને એ જવાબની પરવા ન હતી.

( ૨ )

એ વાતને પંદર વર્ષ વીતી ગયાં અને જગતનારાયણની પુત્રી ઉમ્મરમાં આવી.

સંસારના ઝપાટામાં જગતનારાયણ આવી ગયો હતો. સંપત્તિના જોરમાં ઘણું ઘણું કરવાની હિંમત રાખતો, પરંતુ લક્ષ્મી એને હાથતાળી દઇ જવા બેઠી. ધીમે ધીમે એની સ્થિતિ ઘસાતી ગઇ.

એ જ ખાનદાની અને રૂઆબ પાછળ એ મંડયો રહેતો. જુની જાહોજલાલી પાછળ ભમતો, શ્રીમંતાઇ ને સાહેબી પાછળ એ ગાંડો થતો, મોટા મનાવાની આકાંક્ષા હજુ એને એ જ રસ્તે દોરી લઇ જતી.

સંસારના કંઇ કંઇ ઘા એને પડ્યા હતા. સમાજને ન ગણકારી તેને લીધે ન્હાની ન્હાની જુજ બાબતમાં પણ એને ઘણું શોષવું પડયું.

જગતનારાયણ અનુભવે ઘડાયો. વૃદ્ધાવસ્થાનાં ચિહ્ન જણાવા લાગ્યાં. અંગમાં શિથિલતા આવી. એક ફેરી પૂર જોશમાં વ્હેતું લોહી હવે શીરાઓમાં મંદમંદ વહેવા લાગ્યું. ઉત્સાહ ગયો, આગ્રહ ગયો, જોમ ગયું, સાહસિક સ્વભાવ બદલાઇ ગયો.

એની સ્ત્રી ટૂંકી માંદગી ભોગવી મરી ગઇ. એ ઘાએ જગતનારાયણને હેઠે પાડયો. અથાગ માનસિક પરિશ્રમે એ વેદના ખમી શકયો.

નલિની તરફથી પણ એને બહુ જ ખમવું પડયું સ્નેહલગ્નને નામે અલખ જગાવનાર નલિનીને સ્નેહલગ્નને બદલે દેહલગ્ન સાંપડ્યાં. ડુંગરા દૂરથી જ રળિઆમણા દેખાય છે એમ સ્પષ્ટ થયું. અંતરને લીધે વધતું અદ્‌ભુત સૌંદર્ય નજીક આવતાં નષ્ટ થયું.

વેગળાં હતાં ત્યાં સુધી બંનેમાં તેઓ કંઇક અનુપમ વસ્તુઓ જોઇ શકતાં હતાં. અંતર દૂર થતાં બહુ સાધારણ લાગવા માંડ્યું. મોહ દૂર થયો અને પ્રત્યેક વિશિષ્ટતા ધીમે ધીમે વિસારે પડવા લાગી.

બંનેની આંખ ઉઘડી ગઇ. પ્રેમીની દૃષ્ટિએ લાધેલાં મોહનાં આવરણુ દૂર થયાં. એ સત્ય બહુ કારમું લાગ્યું.

એક બીજાથી દૂર ફરતા થયાં: પ્રેમ ને ધિક્કાર વચ્ચે બહુ વેગળું નથી એવું એમને સમજાયું. પ્રેમને વિકૃત થતાં વાર નથી લાગતી એ જોઈ શક્યાં. એક બીજાથી કંટાળ્યાં, એક બીજાની ભૂલ જોઇ શક્યાં. અંતરની કકડતી ટાઢાશથી જીવન કેમ નભશે એ વિચાર એમને મૂંઝવતો.

પણુ બંને શિક્ષિત હોવાનો દાવો કરતાં. ભણેલાં તરિકે અમુક જાતનું વર્તન તો થવુંજ જોઇએ એની સંભાળ રાખતાં. છતાંય અંતરમાં બળતા દાવાગ્નિનો ભડકો થઇ આવતો. બંને લઢતાં અને એ ભડકાની ઝાળ જગતનારાયણુને પણુ લાગતી.

આશા નિરાશામાં વિકૃતિ પામી અને નિરાશા સાથે નિરંકુશતા આવી. એક બીજાથી જુદાં થયાં. બેપરવાઇ વધી. સ્વતંત્રતા અને સ્વચ્છંદ-તાએ ધીમે ધીમે પગલાં માંડવા શરૂ કર્યાં.

નલિની અને પ્રોફેસર એક એકથી જુદાં જ રહેતાં. નછૂટકે વસ્તુ-સ્થિતિને લઇને એક જ ઘરમાં રહેતાં. જગત એમને એક કુટુંબ તરિકે લેખતું, પરંતુ એક કુટુંબની વ્યક્તિઓ ન જ હતી.

બંને પોતપોતાના વ્યવસાયમાં પ્રવૃત્ત રહેતાં. પ્રોફેસરને નવી નવી ઓળખાણુ થતી. એમની વિદ્વત્તાના મોહમાં પડનારાં પતંગીયાં ઉભરાતાં.

નલિની પોતાની એકલીની જ માલિકી વાંછતી. અન્ય સ્ત્રીઓ સાથે પ્રોફેસર જે હસતો બોલતો તે એનાથી ન ખમાતું, પરંતુ શિષ્ટાચાર પ્રમાણે એનાથી કાંઇ બોલાતું નહીં. જગતનારાયણુને ઘેર આવી કેટલીય ફેરી બળાપા કાઢતી.

પરંતુ એની દાદ ફરિયાદ શાની! સમાજની ટીકાનો ભય જ ન રહ્યો; કોઇની પરવા રહી નહી; પછી એને કોણુ કહી શકે!

નલિનીને ઓળખનાર કોલેજના સહાધ્યાયીઓમાંથી કોઇ કોઇ મળવા આવતું. એમની સાથે નલિની જીમખાને જતી, કોઇ કોઇ દિવસ સિનેમા જોવા જતી. એના વર્તનથી પ્રોફેસરનું માન ભંગ થતું. આમ ફરવાનો શું હક? પોતાની શું કિંમત જ નહીં?

કચવાટ વધતો, ધમપછાડ થતી; પરંતુ બ્હારની સભ્ય રીતભાત ને શોભાને અંગે ઘણુંય ગૂપચૂપ સાંખી લેવું પડતું.

આવું વર્તન અન્યોન્ય હતું છતાંય પોતાના તરફના બેદરકાર વર્તનની નલિની હમેશાં ફરિયાદ કરતી.

જગતનારાયણ એ બધું સાંભળતો, આશ્વાસન આપતો; પરંતુ ઉમ્મરથી અને અનુભવથી ઘડાતું જતું એનું હૃદય આ કરૂણ કથનીથી કંપી ઉઠતું.

વિચારપલટો થયેલો એટલે એને જુવાનીમાં કરેલાં કૃત્યોમાં ભૂલ દેખાતી. એનુંય માનભંગ થતું. મરવા જેવું લાગતું. પડતા પર પાટુ મારવા જેવું થતું.

જગતનારાયણને ઘણી ફેરી એમજ થતું કે એ દેખીતાં બન્ધનો રાખ્યાં હોત તો આવું અનિષ્ટ પરિણામ ન આવત.

એ માનસિક સ્થિતિમાં એને એક બીજી પીડા ઉભી થઇ.

વામાસુંદરી એની એકની એક લાડકવાયી પુત્રી મ્હોટી થઈ. એને પરણાવવાનો પ્રશ્ન ગૂંચવવા લાગ્યો.

પોતે જ્ઞાતિની બહાર! એ છોકરી કોને આપે? એ લે પણ કોણ? અને નલિની જેવી એનીય દશા થાય તો એને માટે જોખમદાર કોણ? શું જ્ઞાતિને તાબે થાય? માનભંગ થાય? અનેક પ્રશ્નની પરંપરા ઉઠતી, એને ઘડીભર મૂંઝવતી, કંઈ પણ નિશ્ચય પર ન આવી શકતો.

બહુ વિચાર કરી જોયા, કંઇક કંઇક નિર્ણય કર્યા, પણ માનભંગ થવાનું એનું હૈયું કબુલતું ન હતું. એક તરફ વામા, બીજી તરફ માનભંગ! એક તરફ પુત્રીનું ભવિષ્ય, બીજી તરફ સ્વાતંત્ર્ય અને સત્ય વિચારો.

દશા અનિશ્ચિત જ રહી અને કાંઈ કરવું ઠીક ન લાગ્યું. એનું સુખ એની સાથે લાવી હશે જને! એ પોતે જ ફોડી લેશે: એવી બેદરકાર વર્તણુંક એને સૂઝી.

અનિશ્ચિતતા વિજયી નિવડી, અને એ ન જ જાગ્યો. થાય છે, થશે, શું ઉતાવળ છે. એમાં ને એમાં વખત વીતી ગયો.

(૩)

વામાસુંદરી લગભગ ૧૭ વર્ષની હશે. શરીરે ઠીક હતી. એનું લાંબું શ્યામળું મ્હોં અને એની ઠોકરાતી ચાલ એ બે સવિશેષ હતાં.

બહુ ઉંચી તો ન હતી, પરંતુ સુકાયલું શરીર એટલે જરા લાંબી લાગતી સ્ત્રીઓનો હોય તે કરતાં ઉંચાં લાગવાનો સ્વભાવ અહીંયાં પણ હતો.

એની આંખમાં કંઈક અજબ પ્રકારની મૃદુતા હતી, પ્રતિભા નહતી. સામાને આંજી દેવાની શક્તિ ન હતી. સૌંદર્યની માત્ર બે જ વસ્તુઓ એનામાં હતી. માથેથી છેડો ખસી જતો, ત્યારે એની લચી પડતી વેણીથી શોભી રહેતો અંગમરોડ અને એનો અવાજ. એ બહુ જ મીઠો મંજુલ હતો. એ સ્વરમાં અનિવાર્ય મિઠાશ હતીઃ વૈષ્ણવના દેવમંદિરની રૂપાની ઘંટડીના રણકાર જેવો મધુર હતો.

આ બે વસ્તુ એને અજબ મોહક બનાવતાં.

સ્વભાવે બહુજ ખંધી અને મીંઢી હતી. પોતાના મનની વાત અથવા મત સામાને આપતી નહીં. બહુ મળતાવડી નહોતી, પણ જ્યાં એ ભળી જતી ત્યાં એકદમ ભળી જતી.

વામા કલારસિક હતી. કપડાં પહેરવાની ઢબ અને શરીર શણગાર પરથી એની રસિકતા જોનારને ન જડતી. એની રસિકતા કોઇકજ જાણી શકતું.

જગતનારાયણે કુટુંબની પ્રથા પ્રમાણે એને ભણાવી હતી. હજુય ભણતી હતી. માતા મરી ગયેલી એટલે ગૃહકાર્યમાં માથું મારવું પડતું. વખત ઝાઝો ન મળતો. પરંતુ ભણે નહીં તો બીજું શું કરે, એ વિચારે ભણ્યા કરતી હતી.

એ ઘણી ન્હાની હતી અને નિશાળે જતી ત્યારે નિશાળની કોઈ કોઈ છોકરીઓ તરફથી એણે એની ફોઇની નિંદા થતી સાંભળેલી.

નલિનીનો ઇતિહાસ જાણવાનો કંઈક મળેલો. જ્ઞાતિબહાર પોતે છે એની એને જ્યારે ખબર પડી ત્યારે પુરેપુરો અર્થ નહીં સમજાએલો. એમાં એને કાંઈ બહુ વિષમ નહીં લાગેલું.

પછીથી એ મોટી થઇ ત્યારે એની સાથે ભણતી બ્હેનપણીઓના વિવાહ થવા લાગ્યા. બપોરની રજામાં એવી બ્હેનપણીઓમાં થતી મીઠી મજાક અને ગમ્મતથી ધીરે ધીરે એ કંટાળવા લાગી. એને એ મજાહ ન ગમતી, અને એ મુંગી મુંગી બેસી રહેતી. જીવન તરફ કંઇક ઉદાસિન થતી.

"વામાબ્હેન, ઉદાસ શું થાઓ છો! ફોઇએ શોધી કાઢયું તેમ

ત્હમે ય ઠેકાણું શોધી કાઢો ને!" એક ટચાક બ્હેનપણીએ એક દિવસ સંભળાવી દીધું.

વામા એકદમ સતેજ થઈ ગઈ. એ જરા ચ્હીડવાઇ, કચવાઈ, ભવાં ચઢાવ્યાં અને ગમ ખાઇ ગઇ. જવાબ ન આપ્યો.

પણ પછીથી એને વિચાર આવવા માંડયાં. "પરણવું શું જરૂરનું છે? પરણ્યા વગર ન ચાલે? એની નિશાળની કેટલીક શિક્ષિકાઓ કુમારીજ છે. એ કુમારાં રહ્યાં તો પોતાનાથી શા માટે ન રહેવાય? અને પરણવું હોય તો શું એને માટે ફોઇએ લીધો તે જ રસ્તો!

"પણ પરણવાનાં બંધનો શા માટે જોઇએ? પરણીને નલિની ફોઈ શું સુખી થયાં? પોતાની ઇચ્છા પ્રમાણે પરણ્યાં તોય સુખી ન થયાં તો માબાપ પરણાવે તેમ પરણી શું સુખની આશા રાખી શકાય?"

એ બધી ભ્રમણા લાગી. પરંતુ એણે ત્યારે કરવું શું? ભણવાથી તો એ કંટાળી ગઇ હતી. કયાં સુધી ભણવું? ભણીનેય શું કરવું?

કંઈ કંઇ વ્યવસાયોમાં જીવન જતું રહેશે, એવા મનોરથો ઘડતી, વિચાર કર્યે શો ફાયદો એમ મનમાં આણી વિચાર કરતી જ નહીં. "વખત આવશે ત્યારે જોઇ લેવાશે" એ એના મનને દિલાસો દેવા પુરતું હતું.

ભાવિને વિફળ વિમાસી મનમાં અમુઝાવું એને ગમતું નહતું. જરા પુરૂષને યોગ્ય કેળવણી મળેલી છતાંય સ્ત્રીબુદ્ધિ રહી ગયેલી. બહુ આઘું પાછું જોવું એની બુદ્ધિથી પર હતું. વિજયી અનિશ્ચિતતામાં રહેવું એને બહુ પ્રિય લાગતું, અને નિરાશામાં રહેલી મોજની લહેઝત એ માણતી.

(૪)

જગતનારાયણની સ્ત્રી મરી ગઇ તે પહેલાંનો જ એને એક બીજી સ્ત્રી સાથ પરિચય પડયો હતો.

જગતનારાયણ તે સમયમાં સમાજને ઠોકરે મારતો થયેલો. આ સ્ત્રી પણ એજ કામ કયારનું કરી રહી હતી. ૯ વર્ષની ઉંમરે પરણેલી અને અગિયાર વર્ષની ઉંમરે વિધવા થયેલી.

બાર વર્ષનો એનો પતિ—આર્ય સંસારે માનેલો પ્રભુ—કંઇ પણ મિલ્કત કે સાધન વગર વિદેહ થયો. કાંઇક વડીલોપાર્જિત મિલ્કત હશે તે સગાં અને પિત્રાઇઓએ વ્હેંચી લીધી, અને વિધવા નિરાશ્રિત અને નિરાધાર થઇ.

યૌવનનો સૂર્ય મધ્યાહ્નને ગયો ત્યારે એના ઉરમાં અનેક મહત્વાકાંક્ષા જન્મી. પશુ કરતાં ય નઠારૂં જીવન સાસરીયામાં એને ન ગમ્યું એને સુખની લાલસા વધી. પેટ પણ પુરૂં ન ભરાય એટલું ખાવાનું મળે રાત દિવસ કામ કરવાનું એને ન રૂચ્યું

પતિસુખ જોયેલુંજ નહીં અને સુખે જંપીને બેસવાનો દિવસ અને દુઃખનો આરો એને ક્યાંય દેખાતો નહીં. અતિશય દુઃખની વેદનાનો આર્તનાદ કોઈ સાંભળે એમ હતું નહીં.

ફૂલ ખીલે અને સુવાસના પ્રસરી રહે તેમ વય વધ્યે વાસના જન્મી. એ સમયમાં એને પુનર્લગ્નની ઘણી આશા હતી. કોઈ મળે તો એનું ઘર સુખેથી માંડે અને સંસારના સુખ ભોગવે એ એની અંતિમ અભિલાષા હતી. કોઈ પણ એને એવું ન મળ્યું.

એક પ્રસંગ પડયો. યૌવનનો લૂંટનાર ચોર એને મળ્યો. એ છેતરાઈ અને ગીરીશનો જન્મ થયો, અને એ ઘણી દુઃખી થઈ.

દુઃખની વેદનામાં સમાજની સહાય શોધવા એણે ઘણુંય કર્યું. પણ સમાજને ઉવેખી હવે સમાજ તરફથી એ શું આશા રાખી શકે?

એવામાં જગતનારાયણ સાથે સમાગમ થયો. સમાજની સામે બંડ કરનારને બંને હતાં. એક બીજા તરફ અંતરની સહાનુભૂતિ વળી. જગતનારાયણે એને આશ્વાસન આપ્યું.

પ્રથમ એને રહેવા જુદું સ્થાન આપ્યું હતું, પરન્તુ વામાસુંદરીની માતા વિદેહ થયા પછી તો જગતનારાયણના ઘરમાં જ રહેતી. જગતનારાયણને પત્ની વિનાના સંસારમાં એ અંતરનું વિશ્રામસ્થાન હતી. એને મન જગતનારાયણ સુખની લાલસા ને મહત્વકાંક્ષાઓને પોષનાર હતો.

એ બે વચ્ચેનો બજારૂ પ્રેમ ઘરમાં હરતાં ફરતાં વામા અને ગીરીશ બંનેના જોવામાં આવતો.

ગીરીશ વામા કરતા બે ત્રણ વર્ષે મોટો હશે. ઉંચો અને ગોરટીયો છોકરો હતો. શરીરે મજબુત હતો.

એની આંખનાં જાદુ ભયંકર હતાં. લાંબી કાળી આંખ અને વિશાળ ભમરો કંઈક અજબ જાદુભર્યાં હતાં. એને જોતાં જ જોવો ગમે એવો એ હતો.

એના ખભેથી લચી પડતા હાથ અને એનો અવાજ, એનું વિલાસીપણું સૂચવતાં. ગીરીશનો વિલાસી સ્વભાવ તો પ્રકૃતિજન્ય જ હતો.

એ દુનીયામાંથી જ્યાં મળે ત્યાંથી રસ લૂંટવા જ જન્મ્યો હતો. એનામાં અજબ બેદરકારી હતી. કદી કોઈ એને એના બાપનું નામ પૂછતાં તો એ કહેતો કે જે નાલાયક પોતાનાં છોકરાંને પોતાનાં કહેતાં શરમાય છે તે બાયલાનું નામ જાણી શું કામ છે? ત્હમારે તેનું શું કામ છે?

'બોલો શું કામ છે, જે હોય તે જે મ્હારી સાથે.' એ જ એના મ્હોંનો બોલ હતો.

જગતનારાયણને તે 'કાકા' કહી સંબોધતો. એની માએ એને એ શીખવાડયું હતું; એની જીભ પર એ ચ્હડી ગયું હતું.

જગતનારાયણ અને એની માને સાથે બેસી મદિરા પીતાં જોઈ ગીરીશ ઘણી ફેરી બોલતો: "વામા, જો તો ખરી, કાકા આજ કેવા મોજમાં છે. આજે તો હું જે કહું તે થાય."

"ગીરીશ, ત્હને એમાં શું મોજ લાગે છે? ઉલટાં બંને કેવાં પાપમાં ચકચૂર બન્યાં છે?" વામા કંઈક અજબ દુ:ખની લાગણીથી બોલતી.

"વામા, એને પાપ માનવામાં જ ભૂલ છે. એ પાપ નથી. પેલા ગ્લાસમાંથી જરા શરબત પી તો જો. પછી શી લહેજત આવે છે!" વિલાસી ગીરીશ બકી જતો.

( ૫ )

અને પછીથી વામાના અંતરમાં પશુતા જન્મી. દરેક મનુષ્યમાં એ જન્મ પામે છે. સહુ કોઈને થાય છે તેવું તેને થયું. અઢારથી બાવીશ– સ્ત્રીજીવનનાં ઉત્તમમાં ઉત્તમ વર્ષો–એમાં જ એનો ઘણે ભાગે જન્મ થાય છે.

વામા એજ ઉમરની થઈ હશે અને એ વાંછના જન્મી.

શરીર પણ ઠીક ખીલ્યું, રગેરગમાં અમુક પ્રકારની વિષમય ચંચળતા પ્રેરાઈ. એનો દેહ અજબ કાંતિથી દીપી ઉઠતો. શરીરમોહ વધ્યો. શણગારનો, વસ્ત્રનો ઇત્યાદિ શોખો વધ્યા, ટાપટીપ આવી. રૂપાળી તો ન જ કહી શકાય, પરંતુ એ ઉમરે એ કાંઈ અજબ મોહક લાગતી.

એના અભ્યાસના અંગે કલ્પનાસાહિત્યના વાંચનને લીધે એની વૃત્તિઓ ઉત્તેજિત થતી. ઘરમાં એના પિતાનું અને ગીરીશની માતાનું વર્તન જોઈ વૃત્તિઓ ઉશ્કેરાતી.

કેળવણીને પ્રતાપે જન્મેલો પુરૂષ જાતિ પ્રત્યેનો તિરસ્કાર અને સ્વમાનની લાગણી–સ્ત્રીજાતિનું નૈસર્ગિક ગુમાન એનું આપોઆપ રક્ષણ કરતાં.

એ એનામાં ન હોત તો ક્યારની એની વૃત્તિઓએ એના પર સામ્રાજ્ય ભોગવ્યું હોત.

એ જ વખતે પોતાને કોઈ જ્ઞાતિનું પરણનાર નથી, જ્ઞાતિબહાર પરણવું મુશ્કેલ છે, એ વસ્તુસ્થિતિ એને પુરેપુરી સમજાઈ.

ન્હાનપણથી મીરાંબાઈ રહેવાના એના સંકલ્પો ઘડીભર તૂટી જતા લાગ્યા. એને કુમારા રહેવું દુષ્કર લાગતું. બુદ્ધિ પ્રાધાન્ય મેળવતી અને અજબ બુદ્ધિપ્રહારથી હૃદયને સીધે રસ્તે દોરતી.

પોતાનો સંકલ્પ પાર પાડવા એને પુરૂષથી દૂર ફરવું એ જ ઠીક લાગતું, પુરૂષનો પડછાયો પણ એને તે સમયમાં ચંચળ કરવા સમર્થ હતો. બધાનો તો ગમે તેમ કરી ત્યાગ કરી શકતી, પરંતુ ગીરીશને કેમ હાંકી શકે?

પિતાને કહી શકાય એવું ન હતું. પિતાના ઘર સિવાય એને માટે બીજું સ્થાન ન હતું. ન છુટકે એ દુઃખ તો નિભાવી લેવાનું જ હતું.

ગમે તેટલો પ્રયાસ કરતી તોએ જ્યારે જ્યારે એ ગીરીશને જોતી ત્યારે ત્યારે ગીરીશ બહુ જ મોહક લાગતો.

એ મોહ દૂર કરવા મથતી. ગીરીશ એનો ભાઈ થાય? કોનો છોકરો? એને શો સંબંધ? એ ભાઈ શી રીતે? એ પરાયો? બુદ્ધિ એને ત્યાં જ દોરી લઈ જતી.

ગીરીશ અને એ એકજ ઘરમાં રહેતાં એટલે દૂર ને દૂર પણ કેમ ભમાય? ગીરીશ એને બોલાવતો આવે તો એને કેમ તરછોડાય?– એના વર્તનથી પિતા નાખુશ થાય તો? ગમે તેમ હોય પરંતુ ગીરીશ એની પાસે હોય, એની સાથે વાતો કરતો હોય, તે એને ઘણું ગમતું. એની ફ્રેન્ડને ત્યાં એ જતી તો પ્રોફેસરનો સમાગમ મળતો. પરંતુ પ્રોફેસર એને નિરસ લાગતા અને ગીરીશની સંગતિ રૂચતી.

પરંતુ સ્વભાવની વિહ્વળતા એને બહુ મૂંઝવતી. ગીરીશ સ્વભાવે બટકબોલો હતો. એ હંમેશ બોલ બોલ કર્યા જ કરતો. જરા મ્હોડે મ્હડાવેલો એટલે મોટો થયેલો તો પણ શું બોલવું, શું ન બોલવું એ વિચારવાની તકલીફ લેતોજ નહીં. કંઇ ને કંઇ બોલી વામાને ગૂંચવતો.

એને હંમેશ એમ થતું, 'શું સ્ત્રીઓને પુરૂષ વગર ન જ ચાલે? લગ્નનાં બન્ધન દરેકને હોવાં જ જોઇએ?' બુદ્ધિ એક જવાબ આપતી, હૃદય બીજાનીજ સાક્ષી પુરતું.

તે સમયમાં હરતાં ફરતાં એને પુરૂષમાં સૌંદર્યનાં દર્શન થતાં. જ્યાં ત્યાં કંઇ ને કંઇ એવું જોતી કે એના હૃદયને ગમતું. જે જાતિ માટે એની આંખમાંથી પ્રથમ અનિવાર્ય સતત્ તિરસ્કાર વરસતો તે જાતિ તરફ કંઇક અજબ અંતરની મૃદુતાથી જોતી.

જે જોતાં એની આંખને, વૃત્તિને સુગ ચ્હડતી, તે નિશ્ચિંતે પેટ ભરીને જોયા જ કરતી.

હૃદયમંથનથી એ મૂંઝાતી, વિવેકબુદ્ધિ ના પાડતી, ન કરવા નિશ્ચય કરતી, પણ ઉલટું જ થઇ જતું, અને એ ગભરાતી.

બુદ્ધિથી દોરવાઇને પુરૂપ જાતિને માટે તિરસ્કારની લાગણી પ્રદિપ્ત રાખવા પ્રયાસ કરતી.

એણે એક દિવસ હાથ પરથી કાચની બંગડીઓ ઉતારી લીધી. હાથમાં લઇને એ બંગડીઓ સામે જોયા કર્યુ.

એને થયું કે બંગડીઓ શા માટે? કોને માટે? પુરૂષની ગુલામીની બેડી! એને એ શા માટે જોઇએ! જોર કરી બંગડીના કકડા કરી નાંખ્યા અને ફેંકી દીધા, અને ભયંકર રીતે એક ફેરી ખડખડાટ હસી. દુશ્મનને પ્રભુના ધામમાં મોકલી, માનવી વેરની વસુલાતથી ફૂલાતો દુશ્મનના શબ પર ઉભો રહી ભીષણતાથી હસતો કાં ન હોય એમ એ હસી. ઘડી બે ઘડી શાંત રહી.

પછી કંઇક મૃદુતા આવી. બંગડીના કકડા વીણી લીધા. છાતી સરસા ચાંપ્યા, અને એક ઠેકાણે સાચવી મૂકયા.

વળી થોડીવાર સુધી અડવા હાથને જોઇ રહી. 'છટ! એ સહુ શા માટે?' એટલું ગણગણી આરસી તરફ જોવા દોડી.

અરીસામાં જોતાં ચાંલ્લો ખૂંચ્યો. 'એ પણ શા માટે ?' એમ થયું. પરંતુ સ્ત્રીસ્વભાવમાં રહેલી સુંદર દેખાવાની લાલસા આડે આવી. એટલે ચાંલ્લો તો કપાળ પર રહ્યો.

એક દિવસ એ હૃદયમંથનની અવધિ આવી. ચોથો દિવસ હતો. બપોરનો વખત હતો. ઘરમાં એ અને ગીરીશ બે એકલાંજ હતાં. ભીના વાળ સુકવવા માટે છુટા રાખેલા, તેને ગમે તેમ બાંધી લીધા હતા.

દિવાનખાનામાં બંને બેઠાં હતાં. ગીરીશ કાંઈ વાંચતો હતો. વામા બેઠી બેઠી કાંઇક ગૂંથતી હતી. છુટા વાળ એટલે માથાનો છેડો ધીમે રહીને સર્યો.

ચોપડીમાંથી ઉંચું જોતાં ગીરીશની નજર વામા પર પડી. અચાનક વામાનું ધ્યાન ખેંચાયું, અને એણે ધીમે રહીને છેડો ઠીક કર્યો. ગીરીશ વામાને તેમ કરતાં જોઇ રહ્યો અને પછી ગણગણ્યો, "વામા, વગર ઓઢયે તું કેવી સુંદર લાગતી હતી, મ્હને જોવાની કેવી ગમ્મત પડતી હતી."

( ૬ )

"એમાં શું સારૂં લાગતું હતું ?" કંઇક કચવાતી વામા બોલી અને એણે ગૂંથ્યા કર્યું.

"તું ન માને તો ભલે, પણ તું ઉઘાડે માથે એવી તો સરસ લાગે છે કે......" ગીરીશ કાંઈક ઉત્સાહથી બોલ્યો.

"ચાલ રહેવા દે, મ્હારે, નથી સાંભળવું." વામાએ એને બોલતો બંધ કર્યો.

ગીરીશ ચોપડી તરફ વળ્યો. પરંતુ એનું ચિત્ત ચોપડીમાં ન ચોંટયું.

"વામા, તું કેટલી બધી થાકી ગયેલી લાગે છે ? જોને ગૂંથતાં ત્હારી આંગળીઓ પણ નથી ચાલતી." પંદર વીસ મીનીટ પછી ગીરીશથી બોલ્યા વગર ન રહેવાયું.

વામા ગૂંથતી હતી, પરંતુ ગીરીશનાં વખાણ એને ગમ્યાં. હૃદયના ઉંડાણમાં ઉતરી ગયાં. ગીરીશને પોતે સુંદર લાગી એ કલ્પના જ એને કાંઈ અજબ સુખ આપવા લાગી. ચિત્ત વિચારમાં પરોવાયું એટલે ગૂંથવામાં આંગળીનું કામ શિથિલ થયું.

"ગીરીશ, ખરેખર આજે હું બહુ જ થાકી ગઈ છું. કોણ જાણે કેમ !"

"કાકા પીએ છે એ શરબત પીએ તો જરૂર સ્ફુર્તિ આવશે. ત્હને જરૂર ઠીક લાગશે." ગીરીશે રસ્તો સૂઝાડયો.

વામા જાણતી હતી કે એ શરબત નહિ પણ મદિરા છે પરંતુ એના પિતા જ્યારે અત્યંત પરિશ્રમથી પીડાતા હોય ત્યારે એનો ઉપયોગ કરતા અને એમને ઠીક પણ લાગતું. વામાએ કદી જીભે ન અડકાડેલો એટલે શું જાણે ! એણે એમ માન્યું હતું કે એથી થાક ઉતરી જતો હશે.

પરંતુ હિંમત તો ન થઈ. ક્ષણભર વિચારમાં મૂંગી બેસી રહી.

ગીરીશને ઘણા દિવસથી શોખ થતો હતો, પરંતુ કંઈક ધાકને લીધે અને કાંઈક ઓછી હિંમતને લઈને એ પી શક્યો નહોતો. પરંતુ કોઈની સહાનુભૂતિ હોય તો હિંમત થાય.

એ ઉઠયો. ગ્લાસ ને બાટલી ઉંચકી લાવ્યો. લાવી ટેબલ પર મૂક્યાં. હિંમત ન ચાલી એટલે અટકયો.

"વામા, તું પીશે? કાંઉં? જો તો ખરી આપણે બંને પીએ. મઝા આવશે !" એ લવ્યો.

વામા હજુ મૂંગી જ બેસી રહી હતી. પુરૂષની પ્રગલ્ભતા આગળ વધી. ગીરીશે ગ્લાસમાં થોડુંક શરબત કાઢયું.

વળી પાછાં અટક્યાં. થોડીક વાર બંને મૂંગાં રહ્યાં.

"વામા, જો તો ખરી ! હમણાં થોડી જ વારમાં ત્હને ઠીક લાગશે. કાકા પીએ છે ત્યારે પછી ગમે તેવા થાકી ગયા હોય તોપણ થોડી વારમાં ગાવા મંડે છે !" ગીરીશે દલીલ કરી.

બાપે બન્ધનો તોડ્યાં, છોકરાંને તોડતાં શી હરકત ! એમ ખ્યાલ વામાને આવ્યો. ગ્લાસ ટેબલ પરથી ઉપાડયું અને એ પી ગઈ. થોડીક વાર પડી રહી, અને કાંઈક ઠીક લાગ્યું. પોતે ઉઠી પાછું ગ્લાસ ભરી ફરી પીધું.

"જા, ગીરીશ મૂકી આવ. હવે મ્હને ઠીક લાગે છે." વામાએ પછીથી હુકમ કર્યો.

ગીરીશ ગયો અને વામા ઉઠી આયના આગળ જઈને ઉભી રહી. ગીરીશ ત્યાં આવ્યો અને બંને સાથે ઉભા રહ્યાં. આયનામાં જોઈ રહ્યાં.

"કહે કે ન કહે, પણ વામા, તું આજ બહુ જ સુંદર દેખાય છે." ગીરીશ ગણગણ્યો.

"ખરે, સાચું કહે છે?" વામા લવી.

"જો માથેથી છેડો ઉતાર ને પછી જો." ગીરીશે સૂચના કરી.

એ મૂંગી જ ઉભી રહી. એટલે ગીરીશે માથાનો ઉપરનો છેડો બન્ને હાથની ચીપટીમાં લીધો અને ધીમે રહીને ઉતારી દીધો.

બંનેની આંખ આયનામાં મળી. એ પાસે ઉભો રહ્યો.

"ખરેખર, ગીરીશ, ત્હેં ખરૂં જ કહ્યું."

એટલું બોલી અટકી પડી. એ લજવાઈ ગઈ. વખાણથી સ્વમાન પોષાયું અને હર્ષઘેલીએ ફરીથી એક ફેરી ગીરીશના સામી મીટ માંડી.

ગીરીશ વધુ નજીક આવ્યો. વામાએ આવવા દીધો.

"વામા!" ગીરીશ લવ્યો.

"ગીરીશ!" વામાએ નિશ્વાસ મૂક્યો.

બીજી પળે ગીરીશે વામાને પકડી જાણે અજાણ્યે ભાનમાં કે મદિરાના ઘેનમાં ગમે તેમ એક ચુંબન લીધું.

"ગીરીશ!" વામા પાછી લવી.

આમ ઉભાં હતાં. ત્યાં ગીરીશની માતા બ્હારથી આવી અને બારણું ખખડયું.

એકદમ બંને છૂટાં પડ્યાં. વામાએ દોડી જઈ પલંગપર પડતું મૂક્યું.

એને પોતાની ભુલ સમજાઈ. રડી શકાય ત્યાં સુધી રડી. એને લાગ્યું કે મદિરા પીધી તેથી આવું અનિષ્ટ પરિણામ આવ્યું. પોતાની બુદ્ધિ અને સમયસૂચકતાને હજારો ગાળો દીધી.

કુમારિકા રહેવાની પ્રતિજ્ઞા પાણીની માફક વહી ગઈ. જાતપર તિરસ્કાર વરસાવ્યો. પરંતુ શું કરે! ભૂલ થઈ ગઈ. હવે શો ઉપાય! કર્યું ન કર્યું કેમ થાય!

પવિત્રતા ગઈ. હવે શું રહ્યું!

(૭)

બીજા દિવસથી ગીરીશ સામે અનિવાર્ય તિરસ્કારથી જોતી થઈ. ગીરીશને એનાં કૃત્યોનો કાંઈ શોચ થયો હોય એમ લાગ્યું નહતું. એને એમાં કંઈ બહુ ખોટું થયું હોય એમ ન લાગ્યું.

જાતિસ્વભાવ એનો એજ હતો એટલે બીજું શું વિચારે! વામા તરફથી કાંઈ સહાનુભૂતિ મળી હોત તો એ કાંઈ બોલી શકત. પણ ક્રોધના અંગાર એના નયનથી વરસતા અને તિરસ્કાર ઝરતો. એથી એ કાંઈ બોલી શકયો નહીં. એની હિંમત પણ ચાલી નહી. એનું મ્હોંડું જ બંધ થઈ ગયું.

એના સામું પણ જોઈ શકયો નહીં. હૃદયનો ડંખ વામાને ત્યારપછી હંમેશ પીડાતો. એકાન્તમાં એ હંમેશ રડતી. એક ભૂલ થઈ ગઈ. હવે એ શી રીતે ભૂંસી નખાય!

શું કરે! આત્મહત્યા! નહીં. જો કદી પરણે ને પરણનાર પતિની માફી માંગે તો જ એના પાપનું પ્રાયશ્ચિત મળે.

કંઈ કંઈ પ્રકારે મનનું સમાધાન કરવા મથી. કયાંયે શાંતિ જડી નહીં.

(૮)

આખરે વખતે પોતાનું કામ કર્યું. જેમ જેમ દિવસો વહી ગયા તેમ તેમ વિસ્મરણનાં પડળ બાઝવા લાગ્યાં, એ ભૂલી જવા લાગી.

આત્મનિંદા અને આત્મપ્રતિ તિરસ્કાર ધીમે ધીમે ઓછાં થવા લાગ્યાં. જીવનમાં આનંદ જણાવા લાગ્યો.

ત્યારપછી વામાની માનસિક દશામાં ધીમે ધીમે ફેરફાર થવા લાગ્યો. એને લાગવા માંડયું કે લગ્ન એ બન્ધન હોય તોપણ એ આવશ્યક બન્ધન છે. એ સામાજીક નિયમ તોડવાથી હાની થવા સંભવ છે, એમ તેને લાગવા માંડયું.

કુમારિકાના માર્ગમાં કેટલાં સંકટ રહેલાં છે, અને એ વિકટ માર્ગમાં સીધા ચાલ્યા જવું કાંઈ સહેલું નથી, એ પુરેપુરૂં સમજાયું. એને થતું કે જાતજાતની અભિનવ વ્યક્તિઓ સાથે પ્રસંગ પડે તો ક્યારે ચંચળ મન પોતાનો કાબુ ખોશે તે કેમ કહી શકાય?

પોતામાં બધું હતું. અડગ નિશ્ચય હતો, શક્તિ હતી, સંજોગ હતાં, વસ્તુસ્થિતિ અનુકૂળ હતી, છતાંય ભૂલ કરી. નિશ્ચય ગયો અને બધુ ગયું.

પરંતુ એ કોને પરણે? પિતા જ્ઞાતિની બહાર એટલે એને શો રસ્તો?

પેલી ટચાક બ્હેનપણીનું વાક્ય એને હંમેશ યાદ આવતું.

"ત્યારે, બસ, એણે મ્હેણું માર્યું તે પ્રમાણે જ મ્હારે કર્યે છૂટકો!" એ ગણુગણુતી, હોઠ કરડતી, કાંઈ ભિષણ પ્રતિજ્ઞા કરવા તૈયાર થઈ હોય એવી એની મુખાકૃતિ થતી.

કેટલાક પડોશીઓ એને પૂછતાં, "વામાબ્હેન, હવે ક્યારે ગળ્યાં મ્હોં કરાવો છો? કેમ બોલતાં નથી? આટલાં મોટાં થયાં, હવે નહિ તો ક્યારે વિચાર કરશો?

બિચારી વામા એનો શો જવાબ આપે! જ્હેનો જવાબ નહતો તેનો જવાબ શી રીતે દે!

પિતા જ્ઞાતિ બહાર એમાં એનો શો વાંક! એ તો ન્હાની હતી, દુનીયામાં એનું અસ્તિત્વ નામનું જ હતું, છતાં એને શામાટે ભોગવવું પડે! કદી કદી ટીકા થતી તે એના સાંભળવામાં આવતી. કોઈ કોઈ નિર્લજ આદમીઓ કહેતા કે એ તો ગીરીશની માતાને પગલે ચાલશે.

વસન્તે મ્હોર આવે, પુષ્પ ખીલે અને જગતભરમાં એની સુવાસના પ્રસરી રહે, અને પછીથી પુષ્પ કરમાય. વામાના જીવનની વસન્ત આવી, એની દેહકલિકાનો પરિપૂર્ણ વિકાસ થયો; પરંતુ જીવનમાળી વિના એ સુવાસના એળે જ જવાની ને! એને તો ખીલી કરમાવાનું જ રહ્યું ને!

સરિતામાં ભરતી આવે, પૂર પુરેપુરાં ભરાય ત્યારે સરિતા કેવી ભરચક્ક ને રમણિય લાગે છે! પછીથી ઓટ થાય. યૌવનનાં પૂર છલાછલ ભરાયાં, હવે ઓટ થશે ત્યારે એની શી દશા!

પુસ્તકોના અભ્યાસમાં, જનસમાજમાં હરતાં ફરતાં, જ્યાં ને ત્યાં કોઇને એ શોધી રહી હતી. જાણે પોતે અવકાશમાં જ આંખ ફાડી કોઇને ઢુંઢતી હોય ને એવો એને ભાસ થતો. એને અંગે ઉપજતી નિરાશા અને ગ્લાનિ એના જીવનને કરમાવતાં.

અને પછીથી અજબ ગ્લાનિ એના જીવનમાં છવાઈ રહેતી. કંઇક વખત ગયો અને ધીમે ધીમે એનાં જીવનઝરણાં સૂકાવા લાગ્યાં. એના જીવનમાંથી આશા ગઈ, નિરાશામય સઘળું જીવન થયું. કોઈ પણ જાતની

પ્રવૃત્તિમાં એનો જીવ લાગતો જ નહીં. ઉત્સાહ જતો રહ્યો. આનંદની લાગણી જતી રહી. કંઈપણ જોતાં અનુભવતાં એને સુખ થતું નહીં. દુઃખની અતિ પ્રબળ લાગણીઓને મારી દેવી એ જ ઉપાય જેવું હતું. દુઃખ શું છે એ સુખ ભૂલ્યે જ ભૂલાય. સુખ સમજ્યા પછી, આને સુખ કહી શકાય એ નક્કી કર્યા પછી દુઃખની વેદના અતિ તીવ્ર થાય છે.

"રૂદન તજવા હાસ્યના ત્યાગ"ની જરૂર પડે છે એવું કંઈક થયું.

વામાની લગભગ ૨૦ વર્ષની ઉમ્મર થવા આવી. યૌવનની ભરતીનાં પૂર પાછાં વળ્યાં અને એની કાંતિ અને શારીરિક શોભા નષ્ટ કરતાં ગયાં. લાંબી ટેવથી માનસિક અઘાતથી ધીમે ધીમે વાસના મરી ગઇ—મારી નાખી.

મનુષ્યજીવનમાં એ વાસનાની પણ કિંમત છે. છતાંય નીતિશાસ્ત્રના પ્રખર નિયમો એ વાસનાને મારવા બસ હતાં.

માનવીમાં રહેલાં કેટલાં ય ગૂઢ તત્વો અને માનવજીવનની ખુબીઓ એ વાસનાને મારી દેવામાં નથી પરંતુ સીધે રસ્તે દોરવામાં સમાઈ છે. પરંતુ બિચારી વામાને તો રસ્તો જ નહતો. જગત જેને સ્વચ્છંદ કહે છે તેજ રસ્તે જતાં એની વાસનાનો વિકાસ થઈ શકે એમ હતું.

વાસનાના મૃત્યુ સાથે વામાનું માનસિક મૃત્યુ થયું. જીવનમાં આનંદ ગયો, આગ્રહ ગયો, અને સાથે બધું જ ગયું.

વામા કોઈ સંગ્રહસ્થાનમાં કાચની સુંદરમાં સુંદર બરણીમાં પુરેલી સુનેરી માછલી જેવી હતી; જુના જમાનાના પ્રાણીશાસ્ત્રના અભ્યાસને માટે સંઘરી રાખેલા હાડપિંજર જેવી હતી.

જીવનમાં એક ભૂલ થઈ ગઈ અને એ પાછી ઉઠી. ફરીથી ભુલ ન થાય એ ચોકસાઇને લીધે ધીમે ધીમે એની સાવચેતીનો પાર ન રહ્યો. એક બચાવતાં બીજું ગયું; પોતાપણું સાચવતાં જીવનમાં રસ લેવાની વૃત્તિનો ભાગ થયો.

(૯)

એનાથી એના શરીરનો વિકાસ થતો અટક્યો. જીવનનાં પૂર પાછાં વળ્યાં. અને દિવસે દિવસે એ કરમાવા લાગી.

મ્હોં પરથી લાલી ગઈ. વદન પરથી તેજ ગયું. યૌવનનો ચળકાટ ગયો. આંખમાંથી લાવણ્યમયી છાયા ગઈ. શરીરે લેવાઈ ગઈ.

જગતનારાયણે પણ વામાની સ્થિતિ જાણી. એને શું થયું છે તે કોઈ કહી શક્યું નહીં. ચિકિત્સકો પણ એની આ સ્થિતિ થવાનાં કારણોની ચિકિત્સા ન કરી શક્યા.

જગતનારાયણને પણ કાંઈ સમજણ ન પડી. એ પણ મંઝાયો, પરંતુ ગીરીશની માતા તરફથી કહેવામાં આવ્યું કે વામાને વ્યાધિ નથી પણ કાંઈ આધિ છે—આટલી ઉમર સુધી એનાં લગ્ન થયાં નથી;અને જગતનારાયણ એ વિષે કાંઈ પણ વિચાર કરતો નથી એ ખ્યાલ વામાને કદાચ મૂંઝવતો હોય.

છેલ્લી દલીલ એને ઠીક લાગી. એમાં સત્ય હશે, એમ એની બુદ્ધિએ ઝટ માની લીધું. પોતાથી બનતો પ્રયાસ કર્યો. જ્ઞાતિમાંથી ભલાભલાને પીગળાવવાની અથાગ મહેનત કરી. પોતાની આખી મિલ્કતનો વારસ વામાને પરણનાર માલિક થશે એવી લાલચ પણ આગળ રજુ કરવામાં આવી, ઓળખાણથી કેટલાકને શરમાવીને પણ પૂછવામાં આવ્યું; પરંતુ કોઈ એકનું બે થયું નહીં. સમાજની સ્થિતિ એવી હતી ને એનાં બન્ધનો એવાં મજબુત હતાં કે કોઈ પણ એ તોડવાની હિંમત ન કરતું.

જુના વિચારની વ્યક્તિઓને જગતનારાયણની મશ્કરી કરી ચ્હીડવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. એને હસવા લાગ્યા. જ્ઞાતિને ઠોકરે મારી હતી, હવે જ્ઞાતિને એ અપમાનનું વેર લેવાનો અનુકૂળ પ્રસંગ આવ્યો છે એમ સહુ કોઈને લાગ્યું.

## ( ૧૦ )

આખરે જગતનારાયણ થાક્યો. એ ચ્હીડવાયો: "કમનસીબ છોકરી ! મ્હારૂં બનતું મ્હેં કર્યું, મ્હારો હવે શો ઉપાય !"

અંતરના ઉદ્વેગથી હંમેશ તે અકળાયેલો ને અકળાયેલો ફરતો. એકાંત એને બહુ જ પરિતાપતો. પગ અફાળતો. મુખમુદ્રાપર અમુક પ્રકારની ભીષણતા દેખાઈ આવતી.

વામા જગતનારાયણની કફોડી સ્થિતિ જાણતી. પરંતુ એમાં પોતે શું કરી શકે ! પોતાના જન્મ માટે વિધાતાને શ્રાપ દેતી. લગ્ન માટે તલસતી તોયે એ લગ્ન નથી વાંછી રહી, એ મૂક સુચનાઓથી સૂચવવા મથતી. જગતનારાયણના પ્રયત્નો નિષ્ફળ ગયા, ને વામા હંમેશ પ્રસન્નચિત્તે રહેવા મથતી.

પરંતુ હૃદય એને હંમેશ ગોથાં ખવડાવતું. એના હૃદયના દ્વાર ઘણી ફેરી જગતને જોઈ જુની થયેલી આંખને માટે એકાએક ઉઘડી જતાં. એની અંતિમ ઈચ્છા ને મનોરથ જાણી લેવાતાં.

દિવસો ગયા અને જગતનારાયણની વ્યથા વધી. એની મૂંઝવણનો પાર ન રહ્યો.

એક દિવસ જગતનારાયણ બ્હારથી થાકીને તરતનો ઘેર આવી પડેલો હતો. ગીરીશની માતા એની પાસે ઉભી રહી હતી. હતાશ થયેલા હૃદયમાં આશાનાં કિરણો પ્રગટાવતી હતી એણે વામાને માટે ગીરીશનું નામ સૂઝાડયું.

'ગીરીશ શું ખોટો છે?' એ પ્રશ્નથી એ અટકી અને જગત-નારાયણના ઉત્તરની વાટ જોઈ રહી.

ડુબતો આદમી તણખલું પકડવા જાય, હતાશ થયેલું હૃદય આછા આછા આશાનાં કિરણને પકડી બેસે, એવું કંઈક જગતનારાયણને થયું. એ માનભંગ થયેલો, નિરાશ થયેલો, દુઃખી થયેલો, એટલે જગતનારાયણને એ વિચાર એકદમ ઠીક લાગ્યો

'ગીરીશ શું ખોટો! કાંઈ નહીં. ઉંમરે તો લાયક પણ ભણવામાં ઓછો; પરંતુ એમાં શું થયું! ઘણા ભણેલા પુરૂષો અભણ સ્ત્રીથી પણ ગૃહસંસાર નિભાવે છે ને!' આવી ઉંધી દલીલથી સંતોષ માન્યો.

જગતનારાયણ કોણ ને ગીરીશની માતા કોણ? એની સાથે એનો શો સંબંધ? ગીરીશનો પિતા કોણ? એ બધી પ્રશ્નપરંપરા એને ન સૂઝી પોતાની શિક્ષિત એકની એક છોકરીને એક રવડતી સ્ત્રીના છોકરાને આપવા પોતે તૈયાર થાય છે એવું એને ન લાગ્યું. એના કાનમાં તો ગીરીશ શું ખોટો છે એ પ્રશ્નનો જ ટંકાર થઈ રહ્યો.

જગતનારાયણે વામાને સૂચન કરવાની ભલામણ ગીરીશની માને જ કરી. મોટી થયેલી છોકરી એને પૂછી તો જોવું એ એને ઠીક લાગ્યું. અને તે પ્રમાણે પૂછાવ્યું.

વામા તરફથી કાંઈ પણ પ્રત્યુત્તર ન મળ્યો. વામા એ પ્રશ્ન સાંભળી આભી જ બની ગઈ. ભાવિનું ભયંકર રૂપ એણે જોયું.

નકારમાં જવાબ આપતાં પિતાની લાગણીઓ દુભવવાનું વ્હોરી લેતી નહોય એવું લાગ્યું. હા કહે છે તો પોતાનું ભવિષ્ય બગાડે છે. એની બુદ્ધિને તે ક્ષણે તો કાંઈ જવાબ ન જ આપવો એ રૂચ્યું.

જગતનારાયણને એની વર્તણુકનો અર્થ બરાબર ન સમજાયો. એ શું શરમથી ન બોલી કે એને ઈચ્છા જ નથી—એ બે પરિસ્થિતિ એની આંખ આગળ ખડી થતી. વામાએ પોતે સૂઝાડયો તે રસ્તો કબુલ કરવો જ જોઈએ એ વિચારે બીજો વિચાર છોડી દેતો.

વામાએ બહુ બહુ વિચાર કરી જોયા. હૃદય તપાસ્યું, બુદ્ધિના અગમ્ય પ્રદેશમાં પણ એણે માથું માર્યું. જેટલા દૃષ્ટિબિન્દુથી એની પરિસ્થિતિ તપાસી શકાય તેટલાથી તપાસી જોઈ.

એના પિતા એને લગ્ન માટે કહેતા હતા તે શામાટે ? શું એમને એમ લાગતું હતું કે એનું શરીર લેવાતું જાય છે ? અને એજ વિચારને લીધે ? શું ખરેખર પોતાની તબીયત બગડતી જાય છે ? એને લગ્નની શું જરૂર જ હતી ?

ગીરીશ સાથેના લગ્ન શું એને છાજશે ! એથી એને લજવાવાનું નહીં થાય ! એના પિતાને એમાં પોતાની આબરૂને હાનિ પહોંચે છે છે એમ નહિ લાગ્યું હોય ? એ લગ્ન એમને ઠીક લાગ્યા હશે !

અને શું પેલી બ્હેનપણીનું મ્હેણું ખરૂં ઠરશે ! અહીં એનું સ્વમાન હણાતાં એને બહુ જ માઠું લાગતું.

એ ગભરાઈ જતી. એની બુદ્ધિ કહ્યું કામ ન કરતી. એની અંતરની વ્યથા ને મંઝવણનો પાર ન રહેતો. એવે વખતે અંતરની પરસ્પર વિરોધી લાગણીઓને શાંત કરવાને બિચારી પાસે એક જ માર્ગ હતો.

એ રડતી. રડવા સાથે અંતરના દુઃખો વહી જતાં અને આત્માને કંઈક શાંતિ મળતી.

અનિશ્ચિત ભાવિની વિમાસણ કેટલી દુઃખદ છે એ તે વખતે તેને પુરેપુરૂં સમજાયું. બ્હાવરી એ બની ગઈ.

## ( ૧૧ )

જગતનારાયણે આખરે ગીરીશ સાથે જ વામાને પરણાવી દેવાનું નક્કી કર્યું. યોગ્યાયોગ્યનો વિચાર એને કરવાનો હતો જ નહીં. એને તો માત્ર ઉપાય જ શોધવાનો હતો. બીજા કોઈ પણ રસ્તાના અભાવે એ રસ્તો એને ઠીક લાગ્યો.

ગીરીશના ભવિષ્યનો પણ એને વિચાર કરવાનો હતો. વામાના ભવિષ્યની સાથે એના પણ ભવિષ્યનો વિચાર થઈ જાય એવો એ માર્ગ એને અનેક વિટંબણાથી મૂક્ત કરવા પુરતો હતો. એને એ જ ઠીક લાગ્યું.

જગતનારાયણે પોતાની એ ઇચ્છા એક દિવસ ગીરીશ અને વામાની હાજરીમાં જાહેર કરી. તે દિવસે વામાનું મૃત્યુ થયું અને ગીરીશના હર્ષનો પાર રહ્યો નહીં.

બંનેએ તે દિવસ યાદ કર્યો, જીંદગીની ભૂલ યાદ કરી, મદિરા યાદ કરી. વામાનાં લોચન આંસુથી ભીનાં થયાં, ગીરીશનાં નયનો હર્ષથી પ્રફુલ્લ થયેલાં દેખાયાં.

એકનું સ્વમાન હણાયું, બીજાનું અભિમાન પોષાયું. અતિ દુઃખદ લાગણીઓના આવેગથી એકની જીભ ન ઉપડી, બીજાને આનંદના ઉભરામાં શું બોલવું એ સૂઝયું નહિ. ત્યાંથી ઉઠીને વામા ગઈ. એકાંત શોધી રડાય એટલું રડી. ગીરીશ પોતાના જેવા જ મિત્રોને વધામણી કહેવા દોડયો.

( ૧૧ )

વામાએ મૃત્યુમાં પવિત્રતા પામવાનો વિચાર કર્યો. કરેલી ભૂલ સુધારી સ્વચ્છંદથી થયેલું કૃત્ય પવિત્રતાના પ્રવાહથી પુનિત થાય એવું ઇચ્છયું. કપાળે ચ્હોંટેલું કલંક દૂર કરવાનો ઉપાય એને એ ઠીક લાગ્યો.

દિવસે દિવસે એ વિચાર દૃઢ થતો ગયો અને દૂષણને દૂર કરી પ્રાયશ્ચિત ભોગવી લેવાનો વિચાર પણ ધીરે ધીરે એના મગજમાં સ્થાન કરી રહ્યો.

એને કાંઈ અજબ લાગણીઓ થતી. એની માન્યતા થઈ કે પરણીને એ તરત મરી જશે. ગીરીશને શરીર સ્વાધીન કરે તે પહેલાં જ એનો દેહ પડશે, એના દેહને એ ફરીથી અભડાવી શકશે નહિ, એવું એને લાગવા માંડયું.

ભાવિનાં સૂચનો હશે કે વ્યથિત મનની ભ્રમણા હશેઃ ગમે તેમ પણ એને એમ સ્પષ્ટ જ લાગવા માંડયું.

ફાંસીની સજા પામેલી વ્યક્તિ જેવી રીતે ફાંસીના લાકડા તરફ કંઈક અજબ નિરાશા અને દ્રઢતાથી જાય તેમ તે આગામી લગ્નના દિવસને જોઈ રહી.

એને એમાં જુદા પ્રકારનો ઉત્સાહ લાગ્યો. પ્રાયશ્ચિત કરી આત્મા પવિત્ર થશે એનો જ ઉત્સાહ એના અંતરમાં હતો.

લગ્નવિધિઓ થવા માંડી તે એને મન બકરાને રંગી બલિદાન માટેની તૈયારી થતી ક્યાં ન હોય એવું લાગ્યું.

જગતને છેલ્લી જ ફેરી જોઈ રહી હોય તેમ સહુને જોઇ રહી. એના અવાજમાં આત્માનું રૂદન હતું. એની આંખમાં નિરાશા હતી.

( ૧૩ )

પ્રિય વાંચનાર, લગ્નનો દિવસ આવી પહોંચ્યો. સ્હવારે ઉઠી વામાએ પ્રકૃતિ માતને છેલ્લાં પ્રણામ કર્યાં.

દિવસના એને મળવા આવતાં સહુ સ્નેહીજનો પાસે વિદાય માગી. સહુ સાસરે જવાની વિદાય સમજ્યા અને ઉમળકાથી વિદાય આપી.

સાંજે એ હતાશ જેવી થઈને પલંગ પર પડી હતી. લગ્નના મૂહુર્તને લગભગ બે એક કલાકની વાર હતી. અંતર આત્મા સાક્ષી પુરતો હતો કે આજ ત્હેના જીવનનો છેલ્લો દિવસ હતો. ત્હેની જીવનયાત્રા એ દિવસે જ પુરી થવાની હતી. પરંતુ શું થશે ? કેમ એના દુઃખી જીવનનો અંત આવતો નથી એ જ એના વિચારો હતા.

પલંગ પર પડી રહી હતી. લગ્નને ઉચિત એના શરીરના શણગાર જોતી અને દર્દભર્યું એ હસતી.

આંગળી પરની ચમકાટ કરતી વીંટી પર ત્હેની નજર પડી. સ્હવારે જ જગતનારાયણે એના પોતાના હાથે વામાને એ પહેરાવી હતી. એ ખરા હીરાની હતી. સાચવવાની સૂચના આપી હતી. હીરા પર એની નજર પડી. હીરાના ગુણ યાદ આવ્યા. " જેટલો સુંદર હીરો તેટલું જ સુંદર મ્હારૂં મૃત્યુ " એવું એ લવી.

અંતરમાં ભયંકર ભીષણતા આવી. નખવતી હીરો સોનાથી મઢેલો જુદો કર્યો, મ્હોમાં મૂક્યો અને ગળી ગઈ.

ઉઠી ટેબલ પર બેઠી. ચિઠ્ઠી લખી:—

" પાપના પ્રાયશ્ચિત ભોગવવા હું જાઉં છું. મ્હારી પાછળ કોઈ શોક કરશો નહીં. વીંટીનો હીરો શોધશો નહીં. એ સુંદર હીરો સુંદરતાને શોભાવવાને સ્થાને જઈને બેઠો છે. "

ટેબલના ખાનામાં ચિઠ્ઠી મૂકી.

પછીએ પડી રહી. મૃત્યુનાં દર્શન એણે અભિનન્દ્યાં. લગ્નનું મૂહુર્ત આવ્યું, એને લઇ જઈને મંડપમાં બેસાડવામાં આવી.

એના પેટમાં કંઈ ન સમજાય એવી વેદના થતી. માથું ભમતું, પરંતુ એ અજબ રીતે હૈયું કઠણ કરીને બેસી રહી. ધીરે ધીરે વેદનાથી એની મુખમુદ્રા પર વિકાર થતા ગયા.

એ ધ્રૂસકાં પણ ખાતી, વેદનાના પોકાર પણ ઉઠતા; પરંતુ બધું દાબી રાખવા–ખમી લેવા મથતી.

સપ્તપદી સુધી વિધિ આવી રહી. મંગળફેરા ફર્યા પછી એનાથી દુઃખ ન ખમાયું. એ પડી ગઈ. હો, હા થઈ ગઈ. કોઈને કારણ સમજાયું નહિ. થોડીવારમાં બધું પતાવી વામાને ઘરમાં આણી પથારીમાં સુવાડી.

થોડીવાર પછી લોહીની ઉલટી થવા માંડી અને મધ્ય રાત્રીએ નિદ્રામાં પડી હોય તેમ અખંડ નિદ્રામાં પડી.

( ૧૪ )

ગીરીશ ઝંખવાણો પડયો. વામાની ચિઠ્ઠી મળી. એનો અર્થ ગીરીશ પુરેપુરો સમજ્યો. વામાએ હીરો ગળ્યો અને એનાં આંતરડાં કપાઈ ગયાં અને એ મરી ગઈ. પાપનું પ્રાયશ્ચિત એને મળી ગયું.

જગતનારાયણને કાંઈ સમજણ ન પડી. અંતરથી ઉછળતા ઉન્હા નિઃશ્વાસ સિવાય એના માટે બીજું કાંઈ રહ્યું નહિ.

ગીરીશની માતાને વામાનું કૃત્ય કાંઇક અજબ લાગ્યું. “ મૂર્ખી છોકરી દુઃખનો અંત આવ્યો ત્યારે કમોતે મરી.” એવો અભિપ્રાય એણે બાંધ્યો.

વામાના સ્નેહીમંડળમાં સહુ કોઈના મનમાં ગ્લાન છવાઇ રહી. કૃત્ય ન સમજાયું. “ બિચારી વામા ” એટલાજ ઉદ્‌ગાર એમને મ્હોડેથી નીકળતા.

ગીરીશથી હૃદયની વ્યથા ન ખમાઈ. એને એમ લાગવા માંડયું કે પોતે જ વામાનો ઘાતક છે. નિર્દોષ વામાના જીવનવિનાશ માટે પોતે જ જવાબદાર છે એવું ત્હેને લાગવા માંડયું. હૃદયનો ડંખ અસહ્ય થઇ પડયો.

વામાના પાપનો ભાગીદાર પાપની કબુલાત લખીને ગયો તે ગયો. કયાં ગયો તે કોઇએ જાણ્યું નહીં.

જ્ઞાતિનાં બન્ધનો તોડતાં અસહ્ય આફતો વેઠી દુઃખથી ઘેરાયલો જગતનારાયણ “ વામા, વામા, ” કરતો ગાંડો થઈ ગયો.

જ્ઞાતિના વૃદ્ધો હસતા. સર્વ સ્થળે પ્રસરેલી ગ્લાનિમાં એ દુનીઆડાહ્યાઓનું હસવું ભીષણતા ફેલાવતું.

કલ્પનાને કોણ વારી શકે ?

સુરેન્દ્ર તો કલ્પનાના ઘોડા એવા તો દોડાવતો કે લોકો ત્હેને ધૂની કહેતી.

એને વારંવાર એમ થતું કે જાગતો જાગતો જાણે સ્વપ્નામાં ડુબી જતો–પોતે જાણે બીજોજ કોઈ હોય એમ એવા સ્વપ્નોમાં પોતાને જોઈ રહેતો–કોઈ શાંત નદીકિનારા ઉપર કોઈ ન્હાનીશી એકલ મઢુલીમાં, સુંદરતાની લાડીલી પુત્રી ફૂલવાડી વડે શોભી રહેલી મઢુલીમાં–એ સ્થાન ફુલવાડી અને મઢુલી સમસ્તમાં પ્રાણ સિંચનાર પોતાની સહધર્મચારિણી મુગ્ધા સાથે જાણે પોતે બેઠો બેઠો, કુદરતના સંગીત મહીં ભળી જતો જતો કંઈ કવિતા ગાતો હોય કે કોઈ પુસ્તક રચતો હોય; અને સ્થાન, સમય, સાથી અને વૃત્તિના અનેરા સંવાદ રૂપ જીવનસરિતા કુદરતની સરિતામાં ખળખળ વહી રહી હોય......

સહધર્મચારિણી મુગ્ધાની સુકોમળ દેહલતા, ત્હેનું મંદ મંદ સ્મિત ત્હેની મદીરાક્ષીનું નૃત્ય, ત્હેના વચનોનું કૌમુદીઝરણ, ત્હેની અનુરાગરંજિત લજ્જા, ત્હેના લજ્જામુકુલિત હાવભાવ, એવું એવું કંઈ તે જોયા કરતો...

આવું આવું મેળવવાના અભિલાષ ત્હેના ઉઘડતા હૃદયના મધુરમાં મધુર ગુંજારવ હતા.

પરંતુ આશા! ત્હેં કેટલાંને મૃતસંજીવની દઈ જીવાડ્યાં અને પાછાં નવજુવાન બનાવ્યાં છે. તો કેટલાંયનું જીવન ખારૂં ઝેર પણ કરી દીધું છે! કેટલાંને ત્હેં ઠોકરો ખવડાવી ગબડાવ્યાં છે, તો કેટલાંયને જીવનભર તલસતાં ને તલસતાં જ રાખ્યાં છે! તું સુરાંગના હો કે પાતાલકન્યા, મનુષ્ય ત્હને ત્યજતો નથી, તું એને છોડતી નથી!

( ૨ )

બાવીસ વર્ષે સુરેન્દ્ર વિશ્વવિદ્યાલયની ફિલસુફીઓમાં પારંગત થઈને પરણ્યો અને સંસારમાં પડ્યો. એ પરણ્યો કે એને પરણવું પડ્યું, સંસાર-સાગર એ પોતે તરવા પડ્યો કે સાગરે જ ત્હેને આકર્ષી લીધો અને ન ડુબવાને માટે હાથ મારવાની ફરજ પાડી. આજીવિકાનો અટપટો કોયડો ત્હેને પણ ઉકેલવાનો વારો આવી લાગ્યો. જીવનનો મહાપ્રશ્ન ત્હેની સામે પૂર્વ જન્મના લ્હેણુદાર સમો ખડો થઈ ગયો. સુખી જીવનનો માર્ગ કયો? શાંત જીવન ગાળવાનો શો ઉપાય? જન સેવા કરતે કરતે આત્મકલ્યાણ સાધવાનો ઉત્તમ ચીલો કેમ ઓળખવો?

સ્વપ્ન અને વાંચન, વાંચન અને સ્વપ્નાંના રાતદિવસમાં વર્ષો ગાળ્યાં હોય એવા જુવાનને પ્રવૃત્તિમય જીવન તરફ રુચિ શેની હોય? વ્યાપારને માટે તો એ લાયક જ ન્હોતો, બાપદાદાની જમીન વારસે મળી ન્હોતી કે નવી ખરીદવાને પુંજી પણ હતી નહીં કે ખેતીમાં પડી શકે. નોકરી કરવા જતાં ત્હેને પોતાની રસિકતા ઉપર કાપ મુકાતો હોય અને હૃદયની શસ્ત્રક્રિયા થતી હોય એમ લાગતું.

એની ભાવનાઓ તો એને લેખક થવાને જ પ્રેરતી હતી. એક માસિકના તંત્રી થવાનું જ ત્હેણે પસંદ કર્યું. એક સ્નેહી તરફથી ન્હાના સરખા છાપખાનાની જોગવાઈ થઈ શકી.

( ૩ )

જતે દહાડે સરસુ સાસરે આવી.

સુરેન્દ્રને પરણ્યાં ને લગભગ બે વર્ષ વીતી ગયાં હશે પણ ત્હેને લગ્નપ્રસંગ પછી સરસુને જોવાનો આ પહેલો જ પ્રસંગ હતો.

અનેક રમણીય સંસ્મરણોના વિધવિધ રંગે રંગાયેલું સરસુનું કલ્પના ચિત્ર ત્હેને ઘણીએ વાર આનંદ પમાડતું. તે ચિત્રમાંની સાક્ષાત્ સરસુ હવે ત્હેની પાસે આવી હતી. કંઈ કંઈ મનોરથો ઘડ્યા હતા તે સૌ ફળીભૂત થવાનો આ પહેલોજ અવસર હતો.

સરસુના માબાપે સારૂં ઘર, ભણેલો અને લાયક યુવાન પતિ જોઇ સુરેન્દ્રને સરસુ પરણાવી હતી. ચર્મચક્ષુમાં મનુષ્યના હૃદય લેખ વાંચવાની દિવ્ય શક્તિ હો તો કદાચ આવું ન બનતે!

સંસ્કારી માબાપનું સન્તાન એટલે સરસુ પર ઉચ્ચ સંસ્કારની છાપ તો પડી હતી. જીવનની વસંતમાં જ—પ્રારંભ કાલમાં હૃદય કમળની પાંખડીઓ ખીલી. ઉચ્ચ સંસ્કૃતિ ને સહજ સંસ્કારની અસર ઉંડી પડી. દીલે સ્વતંત્ર થવા દાવો કર્યો. હિંદુ સમાજના અત્યાચારે ત્હેને કચરી નાંખ્યું. પોતાની ઇચ્છા વિના સંસારની દૃષ્ટિએ તે પારકી થઈ ચૂકી.

હૃદય જેને કબુલતું નહીં તેને પાને એ પડી. ન બોલાયું, ન ચલાયું. હિન્દુબાળા શરમાઈ. લજ્જા ય ન છોડાઈ. એના દીલમાં સર્વત્ર નિરાશા છવાઈ રહી. માનસશાસ્ત્રીઓ આ બ્હેબાકળી અને બ્હાવરી બનેલી બાળાની મનોદશા કદાચ સમજી શકતે પરંતુ સમાજબંધન, લોકોમાં અપકીર્તિ થવાનો ભય અને હિંદુ આચાર એ ત્રણેએ સરસુને જીવતી મારી નાખી.

પરણ્યા પછી પિયરમાં જેમ તેમ કરી બે વર્ષ વિતાડયાં. ઘણી ફેરી તો સાસરાની કલ્પના માત્ર ત્હેને કંપાવતી. સરસુ મોટી થઈ ને સાસરેથી આણું આવ્યું એટલે માબાપે એને વળાવી. માબાપે લગ્ન પછીના હૈયાશોકથી લેવાયલી બાળા હવે સાસરે જઈ સુખી થશે એમ ધાર્યું. તેઓ બિચારાં ક્યાંથી જાણે કે સરસુના હૃદયમાં દાવાનળ પ્રગટયો હતો.

( ૪ )

સરસુ સાસરે આવી. સુરેન્દ્રની બ્હેન કાન્તા ઘરમાં હતી. તેણે ભાભીને આવકાર દીધો 'ત્હમે હવે આજથી આ ઘરનાં રાણી,' કહી ગૃહરાજ્ય સોંપ્યું. સુરેન્દ્ર હજુ બ્હારથી પાછો ફર્યો ન હતો.

સરસુ ફરતી ફરતી સુરેન્દ્રના ખંડમાં જઈ ચડી. પુસ્તકો સામે જોવા માંડયું. એક બે ઉઘાડયાં ને પાછાં મૂકયાં; મનને થયું કે લઉં? અડકાય? એમનાં જ હશે? વાંચી શકું? શો હક્ક! આવી તેની મનોદશા ક્ષણભર થઈ.

કેટલીક પળ વીત્યા બાદ કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. સરસુ પાછી ફરીને ચમકી. જોયું તો સુરેન્દ્ર મ્હોં મલકાવતો તેની સામે ઉભો હતો.

જોતાંજ સરસુ ફરી ચમકી, વ્હીલી પડી, કંપી. કપાળે પરસેવો વળ્યો. ધરતી ભણી જોઈ રહી.

સુરેન્દ્ર કંઈક સમજ્યો ને બોલ્યો.

'શું સરસુ તું બીધી. મ્હારો ધાક લાગ્યો? હું તો બાળક જેવો છું મ્હારાથી બ્હીશ નહીં, હો!'

રમણીય મૂંઝવણ અનુભવતો સુરેન્દ્ર સરસુને જોઇ રહ્યો. સૌંદર્યની મૂર્તિ સમીને નીહાળીને પોતાની કલ્પનાનું એક અંગ એને સિદ્ધ થયું લાગ્યું. અને ભાવનાનો બાલક ભાવનાને માર્ગે પળ્યો. લેખક થયો; કલ્પના-સૃષ્ટિની સોળેક વર્ષની મુગ્ધા મળી; આશા ફળી; એમ પોતાને ધન્યભાગી સમજવા લાગ્યો. પરંતુ ઉરલેખ ન વાંચી શકયો.

સરસુ શાંત જ ઉભી રહી. 'શું મ્હારી સાથે નહીં બોલે?' વળી સુરેન્દ્ર ગણુગણ્યો.

સરસુ નિરુત્તર જ રહી. ચાલી ગઇ. સુરેન્દ્ર સમજ્યો કે શરમ આવતી હશે.

(૫)

ઉપરા ઉપરી દિવસો વીતી ગયા. સરસુ સુરેન્દ્રની સહધર્મચારિણી તરીકે આજ પાંચેક મહિના રહી હશે. શરીર પરણાવેલું હતું નહીં કે દીલ એટલે સમાજરૂઢિએ શરીર શરીરનાથને સોંપાઈ ગયું, પરંતુ હૃદયઉદ્વેગ તો હજુ ચાલુ જ હતો.

સુરેન્દ્રને ત્યાં સરસુ યંત્રવત્ રહી. ભાવહીન જીવન અને માનસિક આઘાત, એ બે એને માટે અસહ્ય થયાં.

સુરેન્દ્રનો સહવાસ ત્હેને રજમાત્ર રુચતો નહીં. ત્હેના લાડ એને ગમતાં નહીં. ત્હેના મીઠા ભાવ ભર્યા બોલ એને ઉલટા મૂંઝવતા.

સુરેન્દ્ર કાંઈ રમૂજી વાત કરતો હોય તો પણ ત્હેનાથી ન જ હસાતું. ઘણી ફેરી હૃદયમન્થનના વેગને રોકવાની સબળ કોશીષ કરતી મૂંગી જ બેસી રહેતી. સુરેન્દ્ર બોલાવી બોલાવી થાકતો ત્યારે બે નિરસ બોલ બોલતી. તેની દયામણી દૃષ્ટિ, વિચારશીલ મુખાકૃતિ, બંદીવાન જેવા હાવભાવ, એ સર્વ જોઈ સુરેન્દ્રને અનેક તર્કવિતર્ક થતા. પરંતુ ત્હેને સરસુના હૃદયમાં શું ભર્યું છે તે ક્યાંથી સમઝાય !

સુરેન્દ્રને વ્હાલ કરતો જોઈ પોતાથી સામું વ્હાલ બતાવાતું નથી, હૃદયબિંદુ વિપરીત જ ઉછળે છે, એમ સમજી સરસુ હંમેશ તેના આગળ પોતાના હૃદયભાવ દાબી રાખવા મથતી. તેની ગેરહાજરીમાં લાગણીઓનો ઉભરો કાઢતી, રડતી, રડી શાંત થતી. વળી રડતી વળી સાવધાન થતી.

હૃદયનું દુઃખ કોને કહે ! સખીઓને કહે તો કદાચ વાત બ્હાર જતાં પતિ શંકાશીલ થાય. પતિને પોતાથી આવી વાત કહેવાય પણ શી રીતે. હૃદયનું દુઃખ હૃદયથી ખમાતું ન હતું. હૃદય ઉઘાડાતું ન હતું.

(૬)

સુરેન્દ્રને સરસુની માનસિક સ્થિતિનું ધીમે ધીમે ભાન થવા માંડયું. બીજું તો કશું ય ન સમઝાયું, પરંતુ એટલું તો પામી શક્યો કે સરસુ સુખી નથી. ઘણું ઘણું સમઝાવે અને કહે કે 'ત્હને શું થાય છે?' ત્યારે સરસુ જવાબ આપતી કે 'મ્હને તો કંઈ નથી. હું તો સારી છું ત્હમે શું કામ ખાલી ખોટા ઉચાટ કર્યા કરો છો ?'

સુરેન્દ્રનું મન પણ વ્યગ્ર રહેવા લાગ્યું. માસિકની ખપત વધવા પામી જ નહીં; ભાગ્યે સો નકલ ખપતી. છાપવાનું ખર્ચ વિશેષ આવતું. ગમે તેવા સારા લેખો ભેગા કરતો પણ બધી મહેનત નકામી જતી. માસિકને અંગે થોડું ઘણું દેવું પણ થયું.

બિચારા સુરેન્દ્રને ખબર ન હતી કે જનસમાજને ભાવનાઓનું કામ નથી. જનસમાજ ભાવના ભૂખ્યો નથી. તે કલ્પનાસૃષ્ટિની વિહાર વાટિકામાં વિચરવાને રચાયો જ નથી. પેટપૂજાથી પરવારી જ ન શકે ત્હેને એવું

એવું શા ખપનું ! ભાવના ઘેલાઓ ભલેને પોતાના આદર્શો બક્યા કરે અને હેની પાછળ મરી ફીટે. જનસમાજ નથી જ માની શકતો કે હેનો ઉદ્ધાર અને સંસ્કૃતિ ઉત્તમ ભાવનાઓમાં રહેલાં છે ને ભાવના ખીલવનારાઓ વંદ્ય છે. જનસમાજ બાપડાને પોતાના પેટની જ એટલી પડી છે કે તોબા !

સુરેન્દ્રની ભાવનાઓ જનસમાજના ખડક સાથે અથડાઈ મૃતપ્રાય થઈ ગઈ. એના આદર્શો, મનોરથો સર્વેનાં ચૂરેચુરા થઈ ગયાં. વિધિએ અધુરામાં પુરૂં કર્યું, સરસુ માંદી પડી અને છાપખાનું બળી ગયું. લેણદારે ફરિયાદ નોંધાવી.

વિશ્વવિદ્યાલયના ફિલ્સુફી શીખી પાસ થયેલા એમ. એ.ની વિદ્વતા જીવન કલહમાં નકામી નીવડી. કોણ હેને સંઘરે ? પૈસા ક્યાંથી એ લાવે ? દેવું ક્યાંથી પતાવે ? નોકરી–નોધારાનો આધાર ને સુશિક્ષિત હિંદનું એકલવાયું હથિયાર, તે એકલી બિચારા સુરેન્દ્રને માટે રહી.

સત્તર ઠેકાણે અરજી કરી પરંતુ ભાગ્ય ફૂટયાં હોય એટલે બધેથી પરવાર્યા. બધે ઠેકાણે અરજી માત્ર નોંધાઈ.

ઘરમાં સ્ત્રી માંદી, નોકરી મળે નહીં, બધી આપદાથી સુરેન્દ્ર ઘેરાઈ ગયો. સ્નેહી પાસે હાથ ધરાય પણ શી રીતે ? આટલું ભણ્યો તે શું ભીખ માગવા એમ મ્હોંએ નહીં તો પાછળ તો કહે જ અને કેળવણીથી થયેલું સતેજ આત્મમાન એવી કલ્પના પણ શી રીતે સાંખે !

લેણદારની જપ્તી આવી. સરસામાન બધું ઘસડાઈ ગયું. પાણી પીવાને પાત્ર પણ ન રહ્યું. પ્રભુનો પાડ માનવો જ બાકી રહ્યો કે સરસુ બેભાન હતી.

કલ્પના પ્રધાન માણસ પત્થરનું હૃદય કરીને બેઠો. ખોળામાં સરસુનું માથું લઈ તેના કરમાયેલા વદન પર હાથ ફેરવતો હતો. થોડી થોડી વારે ધોતીયાના છેડા વતી પવન નાંખતો હતો. સરસુ બેભાન જ હતી. તે લવ્યો.

'સરસુ માફ કરજે, ત્હને દુ:ખી કરવાને જ પરણ્યા. હું હતભાગી ત્હને ન જ સુખી કરી શક્યો.'

બેભાન સરસુને આ શબ્દો સંભળાયા હોય એમ તેના હોઠ ફફડ્યા; આંખ ફાટી અને તે અચેતન બોલવા લાગી.

"અરેરે, આ હું શું જોઉં છું! આ હું, પેલી મ્હારી બ્હેનપણી નિર્મળા; એના પેલા કોણ? હા એ મ્હારા હૃદયનાથ. અરેરે હજીય એની એજ ઝંખના! એ જ મ્હારા પ્રેમનું પાત્ર! મ્હારે નથી જોવું! પણ એ શું બોલ્યા'તા? 'ખીલ્યાં પુષ્પો, ખીલ્યું ઉપવન, ખીલી રહી શી આ.' અરેરે, હવે એ સ્મૃતિ ને એ બધું શા માટે! આ મરણ પથારીએ પડ્યાં પડ્યાં પણ મ્હારે એ જોવું! ના, ના, મ્હારે નથી જોવું."

સરસુની મુખમુદ્રા ઉપર અનેક ભાવ આલેખાયા અને બીજી પળે બદલાયા. સુરેન્દ્ર એના અહીંતહીં ઉડતા વાળવાળું લેવાયલું પણ સુંદર મ્હોં જોઈ રહ્યો. તે ગણગણ્યો. 'શું ત્હને હૃદયનાથ હતો? શું તું ભ્રષ્ટા! નિર્દોષ મૃગલી જેવી દીસતી હતી તે આવી!' આવેશમાં સુરેન્દ્ર સરસુનું માથું નીચે મૂકવા ગયો.

ત્યાં વળી સરસુ લવી.

"અરેરે મ્હારે એ ઝંખનાનું શું કામ! મ્હારે તો બસ મ્હારા સુરેન્દ્ર મ્હારા સાચા સ્વામી. મ્હારે હવે બીજાનું શું કામ! ક્રૂર હૃદય, શા માટે થયેલો પ્રેમ ભૂલી નથી જતું! હિંદુ બાળાને છાજતો, પતિ સાથે પ્રેમ ક્યમ નથી કરતું!"

સરસુએ જોરમાં મુક્કી વાળી; જોરમાં તેના હાથ ઉછળીને છાતીને મારવા પડ્યા! સુરેન્દ્રે હાથ પકડી લીધા. સુરેન્દ્રને સમઝણ પડી કે સરસુ ૭ મહિનાથી સંકોચ પામતી હતી તે સહુ શા માટે હતું. સરસુની વિશુદ્ધિને આંચ આવી નથી એ પણ તે સમજી શક્યો.

પાછી સરસુ લવી.

"અરેરે, મ્હેં એમનું જીવન ધૂળમાં મેળવ્યું. અરેરે, એમનો શું વાંક! મ્હને પરણ્યા એમાં એમણે શી ગુન્હેગારી કરી કે એમને હું દુ:ખી કરૂં છું! મ્હને બીજા સાથે પ્રેમ થયો અને મ્હારો હાથ તો એમને અપાયો, તેથી શું મ્હારે એમને દુ:ખી કરવા! ના—ના, મ્હારા સુરેન્દ્ર!..."

"મ્હને શૂન્ય હૃદયની જોઈને એમના અંતરમાં કેવું ય થઈ જાય છે! એ બધું મ્હારે પાપે. હાય હાય, હું પરણી જ શું કરવા! મૃત્યુ જ મ્હારા પાપનું પ્રાયશ્ચિત!" સરસુએ કપાળ કૂટયું. સુરેન્દ્ર તે અટકાવી ન જ શકયો. બંધ આંખે આંસુધારા ચાલી. સુરેન્દ્રનો ખોળો—

વળી સરસુ લવી.

"એમને કહું? મ્હને માફ કરશે? મ્હારી કથા સાંભળ્યા પછી મ્હને ચાહી શકશે? મ્હારે માટે શું ધારશે?"

સુરેન્દ્ર હાથ ફેરવવા લાગ્યો. વાંકો વળીને ત્હેના હોઠ પોતાના હોઠ સાથ ચાંપ્યા.

સરસુ શાંત થઈ ગઈ. થોડી વારે ડચકારી આવી. સુરેન્દ્રની સરસુ સુરેન્દ્રની ન રહી. એના ખોળામાં દેહલતિકાજ રહી; તે 'સરસુ સરસુ' કરતો હાથ ધસતો રહી ગયો. મોટેથી રડી પડયો.

ખાવા પઈ ન હતી. ઘરમાં સ્ત્રી મરી ગઈ હતી. ત્હેના છેલ્લા સંસ્કાર કરવાનું સાધન ન હતું. ત્હેની માઠી દશા કરનાર કોણ? દુષ્ટ જનસમાજ કે જે કલ્પનાત્મક વૃત્તિને પોષતું શિક્ષણ આપે છે અને કલ્પનાવિવશ વ્યક્તિઓને ઉછરે છે અને ત્હેના આદર્શો માટે સ્થાન આપી જ શકતો નથી–તે નૃશંસ જનસમાજ જેને મન પેટની પીડા જ સાચી ને બીજું બધું વ્યર્થ છે તે.

અને બીજો ગુનેહગાર હિંદુસંસાર કે જેમાં પ્રેમને સ્થાન નથી. સ્નેહલગ્નના નામનિશાન નથી. રૂઢિલગ્નનાં જ ઢોલતાસાં વાગી રહ્યાં છે.

## (૭)

સરસુના હાથ પર સુભાગ્યે રહેલી બે સોનાની બંગડી વેચી સુરેન્દ્રે તેના છેલ્લા સંસ્કાર કર્યા. માઠી હાલતના વિચારે તેને દિવાનો બનાવ્યો. દુઃખે રીબાયો અને હૃદય ફાટી ગયું.

પ્રિય વાંચનાર, તું ભાગ્યવાન હો તો આ કથા વાંચતોજ ના. પણ સંસારના છાંટા ત્હને ઉડ્યા હોય, ત્હને સમાજનો અનુભવ થયો હોય, ત્હારા આદર્શોનો મહેલ તૂટી પડયો હોય, જીવનમાં નિરાશા છવાઈ રહી હોય તો આ વાંચજે. વાંચીને વિચારજે. ત્હારી ભાવનાઓ તારી કને રહેવા દેજે. પોથાનું જ્ઞાન પોથામાં રહેવા દેજે. પેટની પૂજાને દુનિયા જેટલું ગૌરવ આપે છે તેટલું આપતાં તું પણ બને તો શીખજે.

---

કૃષ્ણ પક્ષની તૃતિયા હતી. આકાશમાં વાદળાં છવાઈ રહ્યાં હતાં. ચંદ્રનો આછો પણ અજબ મોહનીભર્યો પ્રકાશ છુટો છવાયો વેરાતો હતો. રાત્રી વધ્યે જતી હતી. કંઈક ભયંકર લાગતી હતી.

પોતાના મકાનની અગાસીમાં રાજેન્દ્ર એક કઠેરાને અઢેલી ઉભો હતો. સામે દરિયા તરફ જોઈ રહ્યો હતો. ચંદ્રિકા સમુદ્રની સપાટીપર એવી રીતે ચળકતી કે જોનારને કુદરતની માનવી તરફની સહાનુભૂતિનાં દર્શન થતાં. આસપાસ સર્વત્ર અંધારૂં હતું અને વચમાં ચન્દ્રનાં કિરણો વાદળાને રૂપે મઢી લઈ બહાર નીકળતા. રાત્રી ઘણી જ ભયંકર લાગતી.

રાજેન્દ્રનું અંતઃકરણ અત્યારે ઘણું જ દિલગીર હતું.

જગત ત્હેને અત્યારે શોકમય જ લાગતું હતું. સર્વ વસ્તુ માત્રમાં ત્હેને અંતરના ભાવનું અવતરણ થયેલું લાગતું.

ત્હેના આવાસની નિર્જનતા, રાત્રીની ભયંકર રમણીયતા, અંતરનો ઉકળાટ અને મનની અસ્તવ્યસ્ત સ્થિતિ–ત્રણે રાજેન્દ્રના મગજપર કંઈક અજબ અસર કરી રહ્યાં હતાં.

રાજેન્દ્ર મંદ ગતિથી ચાલતો હતો. ત્હેનો પગરવ અથવા તો દૂર બેઠેલી એક વ્યક્તિના નિઃશ્વાસ સિવાય બીજું કશું સંભળાતું નહીં.

"મંજુલા, શું નિઃશ્વાસ મૂકી રહી છે?" રાજેન્દ્રનો સાદ સંભળાયો.

"નિઃશ્વાસ! નિઃશ્વાસ શાના હોય! મ્હને શું દુઃખ છે કે નિઃશ્વાસ મૂકું!"

રાજેન્દ્ર—" મ્હેં ત્હને બહુ દુઃખી કરી, જો!"

મંજુલા—"નહીં, નહીં, ત્હમે મ્હને દુઃખી કરી જ નથી, ત્હમે છો એટલે હું સુખી જ છું. ત્હમારાથી મ્હારે શું વિશેષ છે!"

રાજેન્દ્ર દુરાચારી મિત્રોની સંગતિથી સ્વછંદે ચઢયો હતો. મદિરા અને મદલોચનાનો હેને પાસ લાગ્યો હતો. હેનું સંસ્કારી હૃદય હેને તેમ કરવા ના પાડતું પણ હેને ટેવ પડી હતી. તે ટેવ મૂકી દેવાતી ન હતી. મંજુલાને રાજેન્દ્રના વર્તનની બાતમી મળી હતી.

કોઈક જ ફેરી અતિશય અંતરના ઉકળાટના આવેગમાં મંજુલા લવી જતી કે પુરૂષને સ્વછંદતાથી મ્હાલવાનો શો અધિકાર ! સ્ત્રીને માથે બંધનો તો પુરૂષને શા માટે નહીં ! ગમે તેમ પણ મંજુલા કુળવાન હતી. સંસ્કારી વ્યકિત હતી. પતિને પ્રભુ માનનારીએ મનનું દુઃખ મનમાં જ શમાવ્યું હતું. કદિય રાજેન્દ્રને અસંતોષનું કારણ જાણવા દેતી નહીં.

મંજુલા ઉંડા વિચારમાં પડી ગઈ. રાજેન્દ્રની વૃત્તિમાં થયેલા અજબ ફેરફાર એ જોઈ શકી હતી. એક ખુરસી પર અડધોઅડધ જગ્યા ખાલી રાખી, જમણો હાથ ખુરસીના પાછલા ભાગ પર ટેકવી, જમણા હાથ પર માથું નાંખી દઈ, દયામણી દૃષ્ટિથી જોતી ચંદ્રના ઝાંખા પ્રકાશમાં ઘણી જ મોહક દીસતી પડી રહી હતી.

મંજુલા આસરે વીસેક વર્ષની હતી. યૌવન ફુલવાડીનું અનુપમ પુષ્પ–એ જીવનની વસંત આવતાં ઉત્તમ રીતે ખીલી હતી.

એનાં નયનોમાં એવી ભૂરકી ભરી હતી કે એક વખત રાજેન્દ્રની અધિષ્ઠાતા દેવી જેવી હતી. હજુય એની સમક્ષ રાજેન્દ્રનું અંતઃકરણ પોતાનાં પાપાચરણ માટે પસ્તાતું; દીન બની જતું; ક્ષણભર મંજુલાની માફી માટે તલસતું.

વિચારમાં વિલીન થયેલી વનિતા ક્ષણભર નિહાળ્યા પછી રાજેન્દ્રથી હેના ભયંકર વશીકરણ સામું ન જ ટકાયું. તે પાસે આવ્યો. આમંત્રણ ક્યમ ન કરતી હોય તેવી હેને જ માટે અડધું આસન ખાલી રાખી બેઠી જ હોયને એવી મંજુલાની પાસે આવી બેસી ગયો.

એક હાથ યુવતીના ખભે નાંખ્યો, બીજા વતી એનું મુખ ઉંચું કરી એના સામું જોઇ રહ્યો.

" મંજુલા, મ્હને તું માફ નહિ કરે !"

" જાવો, જાવો એવું તે શું બોલતાં હશો ! હું તે વળી માફ કરનાર કોણ !" મંજુલા ખુરસી પરથી ઉઠી જતી ગણગણી.

" મંજુલા, ભૂલી જા. વીતી ગઈ તેને વીતી જવા દે. હવે ન યાદ કર. તું મ્હને પ્રથમની માફક સત્કારી શકીશ ?" કંઈક અજબ મૃદુતા ભરી દૃષ્ટિથી રાજેન્દ્ર સામે ઉભેલી મંજુલા સામું જોઈ રહ્યો.

" એ શું બોલ્યા, મારા નાથ. ત્હમારા માટે જ જીવું છું." મંજુલાએ અશ્વાસન આપ્યું.

" હું પત્થર નીવડયો. મ્હારાથી ત્હારૂં મૂલ ન અંકાયું અને હું સ્વછંદી થયો. મ્હને તું માફ નહીં કરે, મંજુલા, એ બધું તું ન ભૂલી જાય !"

" બસ થયું, વ્હાલા, આટલો બધો પશ્ચાતાપ કરી નાહકનો જીવ શા માટે બાળો છો ! હું ત્હમારીજ છું અને જન્મોજન્મ ત્હમારી જ રહીશ. સાચું કહું છું કે મ્હારાથી ત્હમારી અશ્રુભીની આંખ નથી જોવાતી. આમ કાયર શું થાવ છો ! મ્હારા સામું તો જુઓ. મ્હારાં નયનો ત્હમને અભિનન્દે છે." ગળગળી થયેલી મંજુલા રાજેન્દ્રના પગ આગળ ઘુંટણપર પડી ગઈ. એને જોઈ રહી.

રાજેન્દ્રે સામું જોયું. મંજુલાનાં નયનોમાં એને તો માત્ર ઠપકો જ દેખાયો. ત્હેની કલ્પનાભ્રમિત બુદ્ધિ બીજા ભાવ ન સમજી શકી.

પરંતુ રાજેન્દ્ર કંઈક શાંત પડયો. ક્ષણભર પ્રોત્સાહન ભર્યા શબ્દોએ એને શાંત કરી દીધો. પરંતુ હૃદયનો ડંખ હજુ એને મૂંઝવતો. ઘડી બેઘડી ગઈ હશે અને પોતે પાપી છે, દુષ્ટ છે એવા વિચારો એના મગજને ઘુમવવા લાગ્યા.

તે ઉઠયો. આમ તેમ આંટા મારવા લાગ્યો.

"મંજુલા, તું ખરેખર સાચું જ કહે છે ! તું મ્હને પહેલાંની માફક ચાહી શકે છે ! ત્હારા પ્રેમનો અધિકાર મ્હને ખરો ! ત્હને તરછોડી માર્મિકમાં માર્મિક દુઃખ ત્હારાપર વિતાડયું. મંજુલા, સાચું બોલજે !"

બિચારી મંજુલા જાણીતી જ હતી કે આ પશ્ચાતાપ જ્યાં લગી રાજેન્દ્ર પોતાની સમક્ષ ઉભો છે ત્યાં સુધી જ રહેવાનો. મંદિરાનો સંગ થયો કે તરત જ આત્મભાન ભૂલવાનું, મતિ ભ્રષ્ટ થવાની, અને મંજુલા ભુલાવાની. હૃદયને શું પૂછે અને શું સાચું બોલે ! જો કદી પોતે એવી હોત, રાજેન્દ્રને મ્હોડે કહ્યું હોત—એ વાત તો બાજુએ રહી પણ એને

કાને ઉડતી વાત જ આવી હોત તો એ શું ને શું કરત! ધારત તો મંજુલાનું શિર ધડથી જુદું કરત! પણ પુરૂષના સરજેલા સમાજમાં એ પુરૂષનો જ હક્ક! સ્ત્રી એટલે પુરૂષનું રમકડું! વિલાસની પુતળી!

પરંતુ આર્ય કુલિનતા, એનાથી પતિ પ્રત્યેનો ભાવ ઘટાડાય જ કેમ! પતિને પ્રભુ માનવાના આદર્શ પાછળ જ જીવતી આર્યમહિલાને એવા વિચાર છાજે જ કેમ! એને તો એ બધું ગણુકારવાનું જ નહીં. એને તો પત્થર હોય તોય દેવ તરિકે જ પતિને પૂજવાનો! મંજુલા એ સંસ્કૃતિમાં જ ઉછરી હતી. હૃદયના ચૂરેચૂરા થઈ જાય એવું દુઃખ થતું હોય તો તેને પણ વિસારે પાડી પતિ તરફ અસીમ પ્રેમની સરિતા વહેવડાવવાની અને એ જ એના જીવનનો પ્રયાસ હતો.

ઘડીભર એ મૂંઝાઇ. રાજેન્દ્રને શી રીતે સમજાવવો એ એને ન સુઝયું. વિચારમાં પડી ગઈ.

રાજેન્દ્ર ખુરસી પરથી ઉઠી આમ તેમ પોતાનો શોક કંઇક ઓછો કરવા ફરતો ફરતો મંજુલાની ખુરસી પાસે આવી ઉભો રહ્યો.

જેટલા લંબાવાય એટલા પગ લાંબા કરી, ખુરસીના પાછલા ભાગ ઉપર નાંખેલા જમણા હાથ ઉપર માથું નાંખી દઈ મંજુલા પડી રહી હતી. નીચલા હોઠ પર ડાબા હાથની તર્જની અડકાડી રાખી હતી. રાજેન્દ્ર નજીક આવ્યો. પાછળ ઉભા રહી ત્હેના ગળામાં હાથ નાંખી મંજુલાના માથા સાથે પોતાનું માથું અરાડી ઉભો રહ્યો. મંજુલાને જોઈ રહ્યો. પરિણીત જીંદગીમાં પ્રથમ વાર મંજુલાના સૌંદર્યનું અનુપમ આકર્ષણ જોયું અને એ લવ્યો—'મંજુલા, મદિરાએ મ્હને બેહાલ કર્યો.'

મંજુલા—"તો મદિરા ત્યજી દો મ્હારા નાથ. મદિરા કરતાં ઘણું સરસ શરબત હું ત્હમને પાઇશ."

રાજેન્દ્ર—"ઘણા દિવસની ટેવ છે તે કેમ છૂટશે!"

મંજુલા—"મ્હારે માટે સ્નેહ હોય તો વચન આપો કે હવે પેલી પ્યાલી ત્હમારે હોઠ અડકશે નહીં."

રાજેન્દ્રે મંજુલાના ધરેલા હાથમાં પોતાનો હાથ મૂક્યો. મંજુલાએ તેનો હાથ લીધો, દાબ્યો, છાતી સરસો ચાંપ્યો. વળી હાથ ઉંચો કર્યો અને ધીમેથી ચૂમ્યો.

મંજુલા ઉભી થઈ રાજેન્દ્ર પાસે આવી. રાજેન્દ્રના ખભા પર માથું મૂકી તેના જમણે પડખે લપાઈને ઉભી રહી.

વૃક્ષને વેલી વિંટળાઈ વળી હોય તેમ ઉભી રહેલી મંજુલા રાજેન્દ્ર સામું જોઇ રહી.

અને આખરે તે દિવસે તો રાજેન્દ્ર જીતાયો.

( ૨ )

આજ વર્ષ એક વીતી ગયું હતું.

તે ધન્ય કૃષ્ણુ પક્ષની તૃતીયાની આજ સંવત્સરી હતી. રાજેન્દ્ર અત્યારે ગૃહવાટિકામાં એક હિંડોળે હીંચી રહ્યો હતો. ત્હેની સ્હોડમાં કોઈ કોડિલી વ્યક્તિ બેઠી હતી,

રાજેન્દ્રની તબીયત ઘણી જ બેહાલ હતી. માંદગીમાંથી જ હમણાં ઉઠયો હોય એમ દેખાતું.

મદિરા અને મદલોચના હજુ ત્હેણે ત્યજી ન હતી. તે પૂણ્યતિથિની શિખામણ વિસારે પડી હતી. ઘડી બેઘડીમાં પશ્ચાતાપ ભૂલી ગયો હતો. મદલોચના મળી એટલે બધુ વિસરાઈ ગયું હતું.

શારીરિક અવ્યવસ્થા થાય એટલે મદલોચના તેના સામું પણ શા માટે જુવે ! દુનીયાના ન્યાયથી મદલોચના એને દૂર કરે એ સ્વાભાવિક જ હતું.

રાજેન્દ્રની આવી સ્થિતિમાં મંજુલા જ ત્હેની થાય. મંજુલા અત્યારે તનમનથી એની સારવાર કરી રહી હતી. એની સ્હોડમાં લપાઇને બેઠી હતી.

આજે કંઈ રાજેન્દ્રની પ્રકૃતિ સારી હતી. ત્હેને પથારી છોડી બ્હાર ફરવાનું મન થયું હતું. મંજુલા એને તેડી લાવી હતી. ગૃહવાટિકાના હીંચોળા ઉપર એ બન્ને બેઠાં હતાં.

“આજ ત્હમને ઠીક લાગે છે, નહિ વારૂ ?” મંજુલાએ કંઇક અજબ જાદુભરી મમતાથી પૂછયું.

રાજેન્દ્ર મૂંગો બેસી રહ્યો.ત્હેનું કરમાયલું વદન અને નયનો મંજુલાપર ઢળ્યાં.

“ત્હમને શું થાય છે ! આજ ત્હમે કેમ કાંઇ બોલતા નથી!” ત્હેના કપાળપર કરચલીઓ વળી. ત્હેની મુખમુદ્રા સતેજ થઈ. ને સૃષ્ટિની જાણે રજા લેતો ન હોય તેમ આમતેમ નયનો ત્હેણે ફેરવી લીધાં. પ્રકૃતિમાતાને પોતાના છેલ્લા પ્રણામ કરતો ન હોય તેમ વસ્તુમાત્રને તે નિહાળતો હતો.

મંજુલા ત્હેના મ્હોડાના ભાવો જોઇ રહી. તે મૂંઝાઇ. રાજેન્દ્રનું વિચિત્ર વર્તન ત્હેને ન સમજાયું. પતિ મૃત્યુના મુખમાં છે એ સતી કેમ કલ્પી શકે!

"વ્હાલા, ત્હમારી તબીયત ઠીક નથી લાગતી. ચાલો, ઘરમાં લઇ જાઉં."

"મંજુલા, મંજુલા, મ્હારો જીવ બહુ ગભરાય છે." રાજેન્દ્ર મંજુલાના ખોળામાં ઢળી પડયો. ખોળામાં માથું રાખી પાલવવડે પવન નાંખવા લાગી.

" હમણાં સારૂં થઈ જશે. "

પાંચ દશ મિનિટ રાજેન્દ્ર પડી રહ્યો. તે કાંઇક શાંત થઈ ગયો પણ શ્વાસ જોરમાં એકદમ ચાલવા લાગ્યો. સતીને કંઈક અમાંગલિક પ્રસંગની ઝાંખી થઈ.

થોડીવારે રાજેન્દ્રે આંખ ઉઘાડી.

"મંજુલા, મ્હારો જીવ જાય છે." રાજેન્દ્ર લવ્યો.

"એવું શું બોલતા હશો ? હમણાં સારૂં થઇ જશે, મ્હારા નાથ."

થોડી વારે પાછી આંખ ઉઘડી, 'તું મ્હને માફ નહીં કરે ! તે દિવસની ત્હારી શિખામણ ન માની ને મ્હારી આ દુર્દશા થઇ." રાજેન્દ્રનો રડતો સાદ સંભળાયો.

"બળ્યું, ત્હમે તેનો ને તેનો જ ઉચાટ કર્યા કરો છો ! હોય એમાં શું થયું ! ત્હમારૂં હેત છે એટલે મ્હારે મન બધું છે." મંજુલાએ આશ્વાસન આપ્યું.

રાજેન્દ્ર થોડીવાર પછી ગાઢ નિદ્રામાં પડી ગયો. મંજુલા એને ઘરમાં લઇ આવી ને સુવાડયો. એનું માથું પોતાને ખોળે લીધું.

ઓરડામાં કોઈ બીજું ન હતું. દૂર એક ઝાંખો દીવો બળતો હતો. દીવાનો ઝાંખો પ્રકાશ રાજેન્દ્રના કરમાતા શરીર પર પડતો હતો. મંજુલા રાજેન્દ્રની મુખમુદ્રા નિહાળ્યાં કરતી હતી.

*　　　*　　　*　　　*

રાત્રીના લગભગ બે એક વાગ્યા હતા. ચંદ્ર ઉગી કયારનોય આથમી ગયો હતો. સર્વત્ર અંધારૂં પ્રસરી રહ્યું હતું. રાત્રીના પ્હોર વધ્યા જતા હતા.

રાજેન્દ્રે કંઇક બોલવા માંડયું.

"મ્હારા માથામાં કોઇ હથોડા મારતું હોય એમ લાગે છે. કોણ મારે છે ? મંજુલા, મ્હને કોણ મારે છે ? "

"મંજુલા—"કોણ મારે છે ! કોઇયે નથી મારતું. તમને શું થાય છે ?"

રાજેન્દ્રે કાંઇ પણ સાંભળ્યું નહી. ત્હેને ઢંઢોળ્યો તો પણ તે જાગ્યે નહીં. ત્હેને ઉઠાડવા એક ચુમ્બન લીધું. તોયે તે જાગ્યો નહી. તે બોલ્યે જ જતો હતો.

મંજુલાને સમજાયું કે રાજેન્દ્ર બકવાટ કરે છે.

ત્હેણે આંખ ઉઘાડી પણ કંઇ ભાન હતું જ નહીં. તે લવ્યા જ કરતો.

"કમજાત મદલોચના, જા અહીંથી ત્હારૂં કાળું કર. તું જ હરામખોર મ્હને મારી નાંખવા આવી છે. ઓ મંજુલા, બચાવ મ્હને બચાવ."

મંજુલા હવે ગભરાઇ ઉઠી. ત્હેની ધીરજની પરિસીમા આવી રહી. આંખમાંથી ચોધાર આંસુ ચાલવા લાગ્યાં.

"હું જાઉં છું, મંજુલા, એક આલિંગન તો આપ"–રાજેન્દ્ર લવ્યો.

મંજુલાએ વાંકા વળી ત્હેની ઇચ્છા પૂરી કરી. રાજેન્દ્રે ડોક નાંખી દીધી. મંજુલાએ જોયું કે એનો જીવનપ્રાણ ઉડી ગયો.

'હાય' કરી મંજુલાએ રાજેન્દ્રની છાતી પર માથું મૂક્યું.

* * * *

સહવારે ન્હાનો જ્યોતિ "બા બા" કરતોઆને ઉઠાડતો માલમ પડ્યો. પતિના મૃત્યુના અસહ્ય આઘાતથી મંજુલાનું હૃદય બંધ પડયું હતું. ન્હાનો જ્યોતિ બિચારો નિરાધાર થઈ રહ્યો. હૃદયે બંધ પડી હૃદયના પ્રાયશ્ચિત પૂરાં કર્યાં.

---

સૌન્દર્ય શી ચીજ હોઈ શકે? મનુષ્યહૃદયને સંતોષનાર જગતના પરમ સત્યનો પરિપૂર્ણ સાક્ષાત્કાર કે મનુષ્યમનની નિર્બળતા? મનુષ્યહૃદયની ભાવના કે લોચનને રૂચતાં રૂપરંગ—હૃદય સૌન્દર્ય કે શરીર સૌન્દર્ય!

જે હો તે—પરંતુ મ્હારી સૌન્દર્યની સાક્ષાત્ પ્રતિમા તો મ્હારી સુલોચના છે.

અમે પ્રથમ મળ્યાં ત્યારે સંજોગો કાંઈ અવનવા હતા. શરદ્ પૌર્ણિમાની રાત્રી હતી. અમદાવાદના કાંકરીયા તળાવપરની નગીના વાડીમાં અમે મળ્યાં હતાં.

જગતપર આનંદની હેલ વરસી રહી હતી. પૂર્ણ કાન્તિએ ગગનમંડળે ચંદ્ર વિરાજ્યો હતો. ચાંદની સર્વ સ્થળે ચમકી રહી હતી. સહેજસાજ ઠંડી પડતી હતી.

શરદ્ પૌર્ણિમાની ધન્ય રાત્રી એટલે અજવાળી રાત્રીઓમાં સૌથી શ્રેષ્ઠ. દેવોને પણ પ્રિય એવી એ રજની માનવીને ગમે એમાં શું નવાઈ!

હું હંમેશ આકાશેથી ઉતરતા ચંદનીના ધોધમાં ન્હાવા નીકળતો અને તે દિવસે પણ નીકળ્યો.

કાંકરીયા તળાવપર પહોંચ્યો. જનતાશૂન્ય અમદાવાદનું આ અતિ સુંદર સ્થાન જોઈ ન્હને અસહ્ય આઘાત થયો. મ્હારા હૃદયની ઉર્મિઓ પાછી પડી. મ્હારાં અંતરમાં કંઈક અજબ નિરાશા છવાઈ રહી.

પગથીઆં ઉતરી અંદર ગયો. અને બાજુપર જઈ તળાવનાં નિર્મળ સલીલ સંગે રમતી રળિયામણી ચાંદની જોઈ રહ્યો.

સૃષ્ટિસૌન્દર્યની અલૌકિક શોભા નિહાળતાં થોડોક વખત વીત્યો હશે. અને આંખને આંજી નાંખે એવાં કિરણ મ્હારી આંખમાં ગયાં. મ્હેં જરા મહેનતથી જોયું ત્યારે સમજાયું કે કોઈની મોટરગાડી કાંકરીયા તરફ વળતી હતી.

મોટર નજીક આવી કાંકરીયા તળાવપર અટકી. મ્હને સહજ થયું કે મ્હારાં જેવાં જ કોઇક હશે.

મોટરમાંથી એક પંદરથી સત્તર વર્ષની કુમારિકાને ઉતરતાં જોઇ. એ ભભકભર્યો દેખાવ જોઈ મ્હને કંઇક ક્ષોભ થયો. આસમાની રંગનો સાળુ ચીપટીઓ વાળી પહેર્યો હતો. અને ચાંદનીના રંગમાં તે ભળી જતો. સદેહે ઉતરી આવેલી જ્યોત્સના જેવી એ હતી.

એ સાધારણ રીતે દેખાવડી કહી શકાય એવી હતી. મોટરમાંથી ઉતરતાં માથાનો છેડો સર્યો. એ છેડો સરી જતાં વધુ સુંદર દેખાઈ.

સાથે કોઈ વીસ બાવીસ વર્ષનો પુરૂષ હતો.

મ્હેં પાછા ફરી ચાલવા માંડયું. આગળ વધ્યો ત્યારે સમજાયું કે કોઈ ભાઈબ્હેન હશે.

હું એક વેલને જોતો ઉભો. એવાં સુંદર ફૂલો હતાં કે મ્હારા પગ ત્યાં જ અટકી ગયા. મ્હારાથી ન રહેવાયું અને મ્હેં ફૂલ તોડ્યાં.

પેલી બે વ્યક્તિઓ મ્હારી નજીક આવી પહોંચી અને આગળ ચાલવા માંડયું. એ લોકોને મ્હેં થોડા આગળ જવા દીધાં; પછી મ્હેં પણ ધીમે ધીમે એમની પાછળ ચાલવા માંડયું.

"અમદાવાદના લોકમાં રસિકતા સ્હેલાણીપણું તો મળે જ નહીં. આવી સુંદર જગ્યા છે અને આવી રળીયામણી રાતે અહીં ચલીયું પણ દેખાતું નથી."

મ્હેં આવી ટીકા થતી સાંભળી.

"હોય, એમાં આપણે શું? આપણે તો આવ્યાં છીએને! આપણાં જેવા પેલા મીસ્ટર પણ છેને! પણ સુલુ, આપણે એ બધી પંચાત શા સારૂ જોઈએ!"

આમ મ્હારા સંબંધમાં વાત થતી મ્હેં સાંભળી, એટલે મ્હારી ઉત્કંઠા વધી. મ્હેં જરા વધુ નજીક ચાલવા માંડયું. મ્હેં જાણ્યું કે ત્હેનું નામ સુલોચના હતું.

ફરતાં ફરતાં મકાન પાસે આવી પહોંચ્યાં. સુલોચના મકાનના પગથીઆં ચઢી રહી હતી. બીજા પગથીયે પગ મૂકતાં જ કંઇક સુસવાટો થયો. એક સર્પ ત્યાંથી ચાલી ગયો. સુલોચનાએ કંપારી ખાધી અને પાછી પાડી.

મ્હેં દોડી પડતી અટકાવી લીધી. બે એક ક્ષણમાં એ શુદ્ધિમાં આવી ગઈ. અને સામે પગથીયાં પર બેઠી.

"શું થયું? એ શું હતું?" સુલોચનાએ પૂછ્યું.

"શું થયું શું? એ તો સાપ. ન્હોતું કહ્યું કે આવી જગ્યાએ ફરવા જવાનું શું કામ હતું!"

સુલોચનાના ભાઈએ કચવાતાં કહ્યું.

"ગુસ્સે થવાનું કારણ નથી. મ્હને શું ખબર કે આવું થશે. આમનો ઉપકાર તો માન કે એ હતા તો આજે સાજી હું ઘેર આવીશ."

સુલોચનાનાં નયનો મ્હારી તરફ વળ્યાં અને એનો ભાઈ મ્હારી નજીક આવ્યો.

"માફ કરજો, ભાઈ, ત્હમને બહુ તસ્દી આપી."

"હાય! એમાં શું! મ્હેં મ્હારો ધર્મ બજાવ્યો. એમાં શું વિશેષ કર્યું!" મ્હેં એકદમ જવાબ આપી દીધો.

મ્હારો અવાજ એને ઓળખ્યો. જરા વધુ નજીક આવ્યો.

"કોણ મકરન્દ!" એણે પૂછ્યું.

"કોણ જગદીશ!—વર્ષો પહેલાં સાંભળેલો અવાજ કાંઇક પરિચિત લાગતાં મ્હેં સામો પ્રશ્ન પૂછયો.

અમારી ઓળખાણ તાજી થઈ. હું કોલેજમાં છેલ્લા વર્ષમાં ત્યારે એ પહેલા વર્ષમાં.

સુલોચનાને એ રીતે મ્હારી ઓળખાણ થઈ. અમે ત્રણે નગીના વાડીની અગાસી પર બેઠાં. અગાસી પરથી ચાંદનીના પાણીની સપાટી પરના ચમકારા જોઈ રહ્યા.

એટલામાં નોકર એક પોટલી લઈને આવ્યો, અને સુલોચનાને આપી. ખાવાનું હતું એ હું જોઈ શકયો. સુલોચનાએ પોટલી છોડી અને મ્હને ખાવાનું આમંત્રણ થયું.

હું જરાક વિચારમાં પડી ગયો, ભાઈબ્હેન સાથે ખાઈ શકે. હું અને જગદીશ સાથે ખાઈ શકીએ પણ–

મ્હને મૂંગો બેસી રહેલો જોઈ જગદીશે પૂછ્યું.

"કેમ કાંઈ વાંધો છે? અમારી સાથે ખાતાં તું નહીં વટલાઈ જાય."

આખરે મ્હારે ખાવું પડયું. ખાતાં મ્હને બહુ જ સંકોચ લાગતો. ગમે તેમ પણ હું ગરીબ અને જગદીશ અને સુલોચના અમારી જ્ઞાતિના પૈસાદાર કુંટુંબનાં સન્તાનો–મ્હારા ક્ષોભનો પાર ન હતો. ખાતાંખાતાં કદી આંગળીઓ અડકી જતી. ત્યારે મ્હારો ગભરાટ વધી જતો. જીંદગીમાં આવો પ્રસંગ મ્હને પ્રથમ જ પ્રાપ્ત થયો હતો. ત્હેમાં વળી જગદીશ મ્હારા અમદાવાદ આવવા વિષે એક પછી એક પ્રશ્ન પૂછયે જ જતો હતો.

મ્હારે કપાળે પરસેવો છૂટયો. તે લૂછતાં મ્હેં કહ્યું કે મ્હને અમદાવાદની કોલેજમાં પ્રોફેસરની જગ્યા મળી છે એટલે અમદાવાદ આવવું થયું.

"ઓહો, પ્રોફેસર સાહેબ, કયાં રહો છો?" જગદીશ ગાજી ઉઠયો.

"રહેવાનું ઍલીસ બ્રીજ આગળ, જમવાનું વીશીમાં." હંમેશની ઢબ મુજબ મ્હેં કહ્યું. પછી મ્હને લાગ્યું કે મ્હેં મૂર્ખાઈ કરી.

"કેમ? હજુ પરણ્યા નથી કે શું?" બીજો સવાલ પૂછયો. એ સવાલે મ્હને બહુ જ ગભરાવી મૂકયો. કંઈક ધ્રુજતે અવાજે મ્હેં કહ્યું "ના."

સુલોચનાએ મ્હારા સામું જોયું. મ્હને કાંઈ સમજણ ન પડી.

ખાવાનું પુરૂં થયું અને મ્હેં ઉઠવા માંડયું.

"કેમ કયાં જશો?" જગદીશે પૂછ્યું.

"અહીં એક ઠેકાણે પડઘો બહુ સુંદર પડે છે ત્યાં જરા થોભીશ ને પછી ઘેર જઈશ."

"કયાં પડઘો પડે છે?" સુલોચનાએ પહેલો પ્રશ્ન મ્હને પૂછયો. મ્હેં જવાબ આપ્યો "હ્હણે."

જગદીશ અને સુલોચના મ્હારી સાથે આવ્યાં. મ્હેં તે જગ્યાપર આવી મોટેથી મ્હારા નામની 'મકરન્દ' કરી બુમ પાડી. પડઘો પડયો અને અમે સૌ ખુશી થયાં.

પછી સુલોચનાએ પોતાના નામની બૂમ પાડી પણ પ્રતિધ્વનિ ન સંભળાયો. શા માટે એના નામનો પડઘો ન પડયો! એ જરા કચવાઈ. 'લોચના' એવું સંભળાયું અને મ્હારૂં નામ તો પુરેપુરૂ સંભળાયું. એમ શા માટે ?

ફરીથી એણે 'મકરન્દ' કરી બૂમ પાડી. પડઘો સાંભળી મ્હેં એના સામું જોયું. એ શરમાઇ ગઈ.

મ્હારે મન તે અમુલ્ય પળ હતી.

અમે છૂટાં પડ્યાં. રસ્તે ચાલતાં મ્હેં ગજવામાં હાથ નાંખ્યો તો રૂમાલ નહીં મળે. તે જ દિવસે મ્હેં નવો રૂમાલ લીધો. હતો. ભૂલથી ગજવામાં રહી ગયો હતો એટલે રૂમાલની શોધમાં હું પાછો ફર્યો પણ મ્હને રૂમાલ ન જ જડયો.

રાત્રે ઘેર સુતાં સુતાં મ્હને યાદ આવ્યું કે રૂમાલ મ્હેં ખાતાં ખાતાં પરસેવો લૂછવા લીધો હતો એટલે કયાં તો ત્યાં જ રહી જાય અથવા જગદીશ ને સુલોચના બંનેએ વખાણ્યો હતો. તેથી એ બેમાંથી કોઇએ મજાકમાં લીધો હશે. એમ મનનું સમાધાન કર્યું.

( ૨

બીજે દિવસે મ્હારા એક સ્નેહીનો કાગળ આવ્યો કે મ્હારાં માતા મ્હારા વિવાહ અને લગ્નની બંનેની તૈયારી કરી રહ્યાં હતાં. મ્હારાં ગાત્ર તો શિથિલ જ થઇ ગયાં.

ગઈ કાલે રાતથી જ હજુ કલ્પનાસામ્રાજ્યમાં ભટકવું શરૂ કર્યું હતું. સુલોચનાના એક એક હાવભાવ યાદ કરી ત્હેનો અર્થ શોધવા હું પ્રયત્ન કરતો હતો. ત્યાં આવું થતું મ્હને ન રૂચ્યું.

ખરૂં કહું તો એના શબ્દેશબ્દથી અને પેલા પડઘાથી મ્હને મોહની લગાડી ગઈ હતી. અને મ્હને થતું કે મ્હને જેવું થાય છે તેવું એને થતું હશે કે કેમ!

બસ. મ્હને એકાએક એમ જ થયું કે સુલોચના મળે એટલે બધું મળ્યું. મ્હેં માની જ લીધું કે સુલોચના મ્હને ચાહે છે. પરંતુ મ્હને એમ પણ થતું કે હું મૂર્ખ છું.

વળી થતું કે એ પૈસાદારની છોકરી અને હું માંડ માંડ ત્રણસો રૂપીઆ કમાનાર. એ મોટરમાં બેસી ફરનાર અને હું પગે ચાલનાર. મ્હને મ્હારી જાત પર તિરસ્કાર છૂટયો. મ્હને થયું કે મ્હેં નછાજતી વાંછના રાખી.

પરંતુ મ્હારી વૃત્તિને એ સઘળું ન રૂચતું. સહુ જોઇતું જ થશે એવી રીતે મન મનાવતો.

આવા મનના ગૂંચવારા કેમે કરી ઉકેલતો હતો ત્યાં વળી એક સ્નેહીનો કાગળ આવ્યો. તેમાં લખ્યું હતું કે મ્હારા વિષે મ્હારા માતા અને પિતા બંને સંમત થયાં હતાં અને તે છોકરી બહુ જ સ્વરૂપવાન હતી. સાથે ત્હેની છબી પણ મોકલી હતી.

હું ઘડી બે ઘડી ભર તે છબી સામું જોઈ રહ્યો. શું તેજ, શું લાવણ્ય, શું છટા,- ને સુલોચના તો જરા ઉતરે એમ થયું.

વળી છબી જોઈ. વળી થયું કે શું ગુમાનભર્યું યૌવન! શું કપડાં પહેરવાની છટા!

વધુ ને વધુ નિરખતાં એમ થયું કે અતિશય લાડસોહી એકની એક છોકરી હોય ને એવી એ હતી. મ્હને લાગ્યું કે લાડ હદપાર લડાવ્યાં હશે. મ્હને એ મુખાકૃતિમાં ઠાવકાઈ ન જણાઈ.

મ્હેં છબીને મ્હારા પીકચરઆલ્બમ-picture album-માં મૂકી. મ્હારા મનનો ગૂંચવારો વધ્યો. સુલોચનાની માગણી શી રીતે થાય અને પિતાને ત્હેમની ઇચ્છાનુસાર વિવાહ કરતાં ના પણ શી રીતે કહેવાય!

## ( ૩ )

થોડા દિવસ ચાલ્યા ગયા. મ્હારાં ભાષણો દિવસે દિવસે નીરસ થતા જતાં હોય એમ લાગ્યું. હૃદયવગરનું શીખવવાનું એવું જ હોયને! અંતરનું ઠેકાણું ન હોય તો મગજ શી રીતે કામ કરે!

એવામાં મ્હારા વર્ગની એક શિષ્યા મ્હને કાંઈક પૂછવા આવી.

મ્હેં ત્હેને પૂછ્યું કે વર્ગમાં હાજરી કેમ ઘટવા માંડી છે?

મ્હને જવાબ મળ્યો કે મ્હારાં ભાષણો પહેલાં જેવાં સુંદર નથી થતાં અને સાથે સાથે એમ પણ કહેવામાં આવ્યું કે ક્યાં તો મ્હારી તબીયત સારી ન હોય અથવા મગજ કહ્યું કામ કરતું ન હોય.

મ્હારૂં હૃદય તે છોકરીએ પારખ્યું એમ મ્હને થયું. કંઈક આશ્ચર્ય થયું. અને હું એના સામું જોઈ રહ્યો.

" મ્હારૂં ચિત્ત હમણાં ઠેકાણે નથી." મ્હેં નિરાકરણ કર્યું.

કોણ જાણે હમણાં વાતાવરણમાં શું છે કે બધાંને ચિતભ્રમ થાય છે. મ્હારી બ્હેનપણી સુલોચનાને પણ કોણ જાણે શું થયું છે તે સમજાતું જ નથી.

સુલોચનાના નામે મ્હને ચમકાવ્યો.

"કેમ, ચમક્યા? ત્હમે ત્હેને ઓળખો છો?"

"કોની વાત કરો છો? જગદીશનાં બ્હેનની." મ્હેં કંઈક ઉત્કંઠાથી પૂછ્યું.

" હા. "

" ત્હમારી બ્હેનપણીને શું થયું છે?" મ્હેં ફરીથી કંઈક વધુ જાણુવાની ઇચ્છાથી પૂછ્યું.

" કાંઈ નહીં. પરંતુ કોઈ પ્રોફેસર સાહેબની એને મોહની લાગી છે."

"તો ત્હમે ત્હેને એટલું નહી કહો કે તે પ્રોફેસરની પણ એવી જ દશા છે." કહેતાં તો મ્હેં કહી દીધું.

મ્હને ઘડીભર ભાન ના રહ્યું. મ્હારી બેશરમ વિનતિથી તે છોકરી આભી જ બની ગઈ. મ્હને બહુ ખરાબ લાગ્યું.

પરંતુ કાંઇ અનર્થ થાય એટલા પુરતું નિરાકરણ કર્યુ. પછીથી મ્હને મ્હારાં ને સુલોચનાનાં ભવિષ્યનાં લગ્નનાં અભિનંદન આપતી તે ગઈ.

## ( ૪ )

અમારાં–મ્હારાં અને સુલોચનાનાં લગ્ન થયાં. મ્હારી માતા નારાજ થઈ. મ્હારા પિતાએ કાંઈ કહ્યું નહીં. પણ મ્હારી માતાને લાગ્યું કે મ્હેં આવી દેખાવડી છોકરી જતી કરવામાં ભૂલ કરી છે.

સુલોચના તે જાણતે તો કદાચ દુઃખી થતે. પરંતુ સુભાગ્યે સુલોચના સીધી પિયરથી અમદાવાદ જ આવી હતી. ત્હેને આવ્યાને આજ બે ત્રણ દિવસ થયા હતા.

મ્હારા અભ્યાસગૃહમાં પુસ્તકોપર નજર કરતાં ત્હેની નજર મ્હારાં આલ્બમ પર પડી. ત્હેણે તે લીધું. મ્હેં જોયું અને ફાળ પડી.

મ્હેં આલ્બમ એમને એમ જોયા વગર પાછું આપવાનું કહ્યું.

એણે સાંભળ્યું જ ન હોય એમ ગજવામાંથી તે પૌર્ણિમાએ મ્હારો ખોવાયેલો રૂમાલ કાઢી પવન ખાવા માંડયો. આલ્બમ મ્હને ન જ આપ્યું. એ બંધ હતું; એટલે મ્હેં જરા બોલવા હિંમત કરી. હું પાસે ગયો અને ત્હેના ખભા ઉપર મ્હારા બન્ને હાથ નાંખી ત્હેની સામે ઉભો.

"કેમ, રૂમાલ ત્હેં ચોર્યો હતો કે?" તરત એણે મ્હારા સામું જોયું અને ગાલપર ધીમેથી લપડાક લગાવી ખસી ગઈ. સામે જઇ સોફાપર બેઠી અને આલ્બમ ઉઘાડયું. હું ધીમે રહીને એની પાસે બેસી ગયો.

છબી એક પછી એક જોતાં પેલી અતિ સ્વરૂપવાન છોકરીની છબી પર ત્હેની નજર પડી. મ્હેં તે છબીની નીચે લખ્યું હતું તે ત્હેણે વાંચ્યું અને ગણગણી "વિશ્વવિજેતા સૌન્દર્ય."

તરત જ એણે મ્હારા સામુ જોયું.

"આ છબી ત્હમારે કેમ રાખવી પડી?"

મ્હેં ટાઢાશથી જવાબ આપ્યો.

"એ મ્હારી સહધર્મચારિણી થનાર હતી."

"તો પછી મ્હને કેમ પરણ્યા? એ વિશ્વવિજેતા સૌન્દર્યથી ત્હમે કેમ ન જીતાયા?" કંઈક ઝંખવાણી પડતી સુલચનાએ પૂછ્યું.

"ત્હેં તે દિવસે મ્હારૂં નામ બોલી પ્રતિધ્વનિ શા માટે સંભળાવ્યો?"

જરાક ખસી અને મ્હારા ખોળામાં સૂઈ ગઈ.

મ્હારા ગળામાં હાથ નાંખી, મ્હને નમાવી એક ચસચસીને ચુમ્બન દીધું.

પ્રિય વાંચનાર, અમારૂં સુખી જીવન વહ્યું જાય છે; ત્હને ય જીવનમાં ઉરનાં પ્રતિધ્વનિ સંભળાજો એ શુભેચ્છા સહિત વિદાય.



ત્યાં સારા ગુજરાતની સંસ્કૃતિ ને રસિકતાનો સુલભ સમાગમ થયો હતો. એ સંમેલન ગુજરાતની અસ્મિતાના પ્રતિધ્વનિ રૂપ હતું.

અને તે ચૈત્ર મહિનાનો દિવસ હતો. સૂર્યની ઉષ્મા વધ્યે જતી હતી. દિવસ તપતો ને ધરતી તપતી. અને પ્રખરતા જ્યાં ને ત્યાં વાતાવરણમાં નજરે ચઢતી.

છતાં ય સહુ બીજાથી સરસ દેખાવા મથતા લોકોની મેદની ત્યાં જામી હતી.

એ ચૈત્ર મહિનાના સૂર્યનાં પ્રખર કિરણોનાં તેજમાં જનતાની આંખ અંજાતી. ઘેન નયનોમાં ભરાતું.

કુમાર એ મંડલમાં વિજન સ્થાને બેઠો હતો. એ વાતાવરણની અસર એને ય થઈ હતી.

ગુજરાતની અસ્મિતાનાં પૂનિત દર્શનને કાજ એ ત્યાં આવી રહ્યો હતો.

કુમારને પચીસેક થયાં હશે એમ સ્પષ્ટ લાગતું હતું. જરાક નાજુક ન્હાનકડું એનું શરીર એ વાતાવરણને લીધે જરા શિથિલ થઈ પડયું હતું. ખુરસીમાં પડેલો તે પણ બહુ જ મંદ, ચેતનહીન, નિર્માલ્ય વ્યક્તિની માફક. માત્ર મીટ મહીં મૃદુતા ભરી હતી.

આંખ પર વાંકાંચુકાં થઈ ગયેલાં ચસ્માં, ગમે તેવો ઠેકાણાં વગરનો કોટ, કોટના ખીસામાંથી લટકતો ધોતીયાનો છેડો, પગનાં ચમ્પલ—એ તરફ ધ્યાન ખેંચાયા વગર રહેતું ન હતું. થોડી થોડી વારે એક ન્હાનકડા સુંદર બૈરાંફેશન રૂમાલથી કપાળ લૂંછતો, એ રૂમાલને છેડે લખેલો અક્ષર

જોતો, અને આછું સ્મિત એના હોઠથી સરી પડતું; અને એના લાંબા સુંદર વાળના ઝૂલ્ફાને ખસેડતો.

એનાં નયન આમ તેમ ફર્યાં કરતાં હતાં. એ બધું જોતો હતો. "જાતે રંગાયા વિના સર્વ રંગ જોવાની" એને ટેવ પડી હતી.

એ વિશ્વવિદ્યાલયનો સ્નાતક, આર્ય સંસ્કૃતિનો આધારસ્થંભ હતો. કલ્પના જરા પ્રબલ હતી. ભાવનાશાળી અને કલ્પનાવિવશ એ બે વિશેષણો એને શોભે એવાં હતાં. કલાનું ગાંડપણ એને લાગ્યું હતું.

જ્યાં ત્યાં એ કલા શોધતો, સૌંદર્ય પૂજતો. પોતાની દરેક પ્રવૃત્તિમાં, ભલે પછી પાર્થિવમાં પાર્થિવ હોય તેમાં ય કલા ઉતારવા મથતો.

એ જગત તરફ બેપરવા અને જગત એના તરફ બેદરકાર એવી કાંઈક એની દશા હતી.

એ જુના થતા ચાલેલા વિચારની પ્રણાલિકાઓને તોડવા મથતો. નવીનતા, મૌલિકતા ઉતારવા મથતો. નવા આદર્શો ને નૂતન ભાવનાઓ શોધી રહ્યો હતો. જીવનમાં એ સહુ ઉતારવાની એનાં હૈયાની હોંશ હતી.

સંસારનું જીવન જોઈ એ હસતો. એનું જીવન યાદ કરતાં અંતરમાં કરૂણા છવાઈ રહેતી. એની મુખમુદ્રાપર નિશ્ચલ છાપ એ જ રહેતી કે એણે જગત પાસે કંઈ માંગ્યું છે અને જગતે એને આપ્યું નથી.

જીવનમહીં કરૂણા ભળતાં દયાર્દ્ર અને કોમળ હૃદયોનાં જેવાં હોય તેવું એનું જીવન હતું. એક જાતની નિરાશા રહેતી. અંતર ઉમળકાવિહોણું રહેતું. એ નિરાશા એનો જીવનપ્રાણ થઈ રહી હતી.

## ( ૨ )

એનાં ચિન્તન અને વાતાવરણથી ઘેરાતાં જતાં નયનો તે સમારંભને જોઈ રહ્યાં હતાં. ત્યાં વિદ્યુતનો ચમકારો થતાં આંખો ચમકી ઉઠે તેમ એનાં નયન ચમક્યાં. એ એકદમ સાવધ થઈ ગયો અને તેણે સભામાં પ્રમુખના સ્થાનની નજીક પીઠિકા પરનાં સ્થાન પર આવીને વિરાજતી એક કુમારિકાને જોઈ.

સમારંભ તરફથી નયનો આવરી લીધેલાં એ કુમારિકા તરફ વળ્યાં. એ અઢારેક વર્ષની નવયૌવને ઝૂકી રહેલી, સુરેખ, સુપ્રમાણ, સુંદરમાં

સુંદર, રૂપરંગને અનુરૂપ વસ્ત્રો મહીં દીપી ઉઠતી દેહલતાપર એની નજર ઠરી. જોતાં સૌંદર્યનો અવતાર લાગી. એનો કલાપૂજક આત્મા એ સૌંદર્ય મહીં જઈ વસ્યો. એ જાજ્વલ્યમાન સૌંદર્યને એણે નમન કર્યું.

ધીમે ધીમે એની બીજે નજર જતી બંધ થઈ ગઈ. અખંડ તપશ્ચર્યા પછી પ્રભુદર્શન થાય ત્યારે નયનો માત્ર એ પરમસત્ય પ્રતિ મીટ માંડી રહે તેમ અનન્ત જીવનના અંતે સૌંદર્યની શોધમાં ભટકતા આત્માને પરમ સૌંદર્યને જોઈ આનંદસમાધિ લાધે તેવું કંઈક થયું.

એ એનાં સુંદર વાયલના બ્લાઉઝની ચીપટી જોઈ રહ્યો. અને એની સીફ્રૉનની સાડીના સળે સળ પર નજર ફેરવી ગયો. એ એકેએક ચીપટીમાં, એકેએક સળમાં અને વસ્ત્ર પેહરવાની છટાં મહીં એણે સુંદરતા પરખી. અને એ સ્થૂળ વસ્ત્રને ભેદી એનો કલાપૂજક આત્મા એની દેહકલિકાની એકેએક પાંખડી જોઈ રહ્યો.

એના પગની ઘાટીલી પ્હાની, એનો દેહમરોડ, એના લચી પડતા સુંદર વિલાસી હાથ, ઉષ્માના પરિતાપથી અકળાયેલા શ્વાસોચ્છ્વાસથી ઉંચીનીચી થતી એની છાતી, એ સુંદર કંઠ મરોડ, એક ખુણાપર હાસ્યે લસી પડતો ઓષ્ટસંપુટ, એનાં અનુપમ ઘેરાં નયન અને સુંદર સુહાગી કેશકલાપ અને ડાબે ખભે સહેજ લચી પડતી ડોક, એ સર્વ એક પછી એક જોતાંય એને સંતોષ ન થયો.

ફરી ફરી જોતાં આખરે એની નજર ઘડી બે ઘડી એ આંખની કીકીઓ પર ઠરતી.

સ્ત્રીજીવનનો આત્મોત્કર્ષ પુરૂષોત્તમ શોધી કાઢી પોતાના સર્વસ્વનું સમર્પણ કરવામાં સમાયેલો છે એમ એ માનતો. કયો ભાગ્યશાળી એના કાજે નિર્માયો હશે, એ પ્રશ્ન સ્ફુર્યો અને નષ્ટ થયો.

અનિમેષ જોવું એને ગમ્યું. એની વૃત્તિઓને એ અનુચિત નહીં લાગ્યું.

એ ઉષારંગનું સુપ્રમાણુ વદન, અને યૌવનની મસ્તીવાળી સુંદર આંખો, એ લલિતકલા પ્રિય ભ્રૂભંગ અને ગરદનનો મરોડ જોતાં એને સંતોષ ન જ થયો. એનો કલારસિક આત્મા ન જ ધરાયો.

દરેક મીટે એ ત્યાં જુદી જુદી ખુબી જોતો. એનું હૈયું ધબકારા છોડી દઈ એ સૌંદર્યની સાક્ષાત્ મૂર્તિને નિરખવા થભ્યું હોય એમ લાગતું અને એનો આત્મા સૌંદર્યની ભૂખ ટાળવા એની કીકીઓમાં આવી વસ્યો હોય એમ લાગતું.

એણે સારાગુજરાતની ઉત્તમમાં ઉત્તમ કુમારિકાઓ જોઈ હતી. સંસ્કારી કુટુંબોનો એને પરિચય હતો. એવાં ગુજરાતમાં અગ્રગણ્ય ગણાતાં કુટુંબો એને પોતાનો લેખતાં, એનાં કલાના શોખની કદર કરતાં, એવાં ગૃહકુંજો એને નિમંત્રણ આપતાં, સારાગુજરાતનાં ગૃહકુંજો એને માટે ખુલ્લાં જ હતાં.

એણે કદી ય યૌવનફુલવાડીની આવી અનુપમ દેહકલિકા કયાંય નજરે ભાળી ન હતી.

એને સૌંદર્યનાં દર્શનની સમાધિ જ લાધી.

સમારંભ પૂરો થયો. એ સભાની પીઠિકા પરથી સંસ્કારની અંજાલ સારા ગુજરાત પર છાંટવામાં આવી. ગુજરાતની અસ્મિતા અને ઐકયની ભાવનાની ધૂન જગવવામાં આવી.

એ બધું એની બુદ્ધિએ ન જ ગ્રહ્યું. માનવીના અંતરના અગમ્ય ઉંડાણુમાં એની બુદ્ધિ સંતાઈ બેઠી. એણે તો માત્ર એ પરમ સૌન્દર્યને આત્માના અર્ધ્ય અર્પ્યાં કર્યાં.

એ સમારંભ. પૂરો થયો. લોકો ઉઠ્યા તેનું એને ભાન ન હતું. એ જોવાની એને પરવા ન હતી. સમારંભની પીઠિકા પરથી એ જાજવલ્યમાન સૌન્દર્યને જતું એણે જોયું.

અનેક જીવનની તપશ્ચર્યા પછી મળેલું સૌન્દર્ય નજરથી દૂર થતું એ ન જોઈ શકયો. એ ખુરસી પરથી ઉભો થયો. એ પરમ સૌન્દર્યને દૂર થતું જોઈ એના આત્માને આઘાત થયો.

અન્તરે એની પાછળ જવા ઇચ્છયું. શિષ્ટાચારનું વાતાવરણ એને વીંટી વળ્યું. એક પગલું પણ આગળ ન જ ભરાયું. એ મંડપની બહાર ગઈ. એની નજરથી એ દૂર થઈ ત્યાંથી નિશ્ચેતન ઉભાં ઉભાં જોયાં કર્યું.

બીજી ક્ષણે ધબ લઈને ખુરસી પર પાછો પડયો.

( ૩ )

થોડી વાર ત્યાં દિગમૂઢ જેવો એ પડી રહ્યો. એને કાંઈ સૂઝ્યું નહીં. વ્યવસાય માથે હતો તેનું એને ભાન ન રહ્યું. ત્યાં બેઠાં બેઠાં એ સ્વપ્નસૃષ્ટિમાં ભૂલો પડી ગયો.

એણે યુરોપના જગવિખ્યાત કલાકરોની સુંદર કૃતિઓનાં પ્રતિકૃતિનાં ચિત્રો જેટલાં જોયાં હતાં તે બધાં યાદ કર્યાં.

પરમ સૌન્દર્યના અવતાર વીનસની એ કુમારિકા સાથે સરખામણી કરી પણ એ ચઢી. કલાકારની કૃતિ નિરર્થક લાગી.

સંસ્કૃત સાહિત્ય અને સમસ્ત ભારતના કલાકરોનાં સર્વશ્રેષ્ઠ ચિત્રો જોયેલાં તે બધાં નયન સન્મુખ કલ્પનાબળે ખડાં કીધાં, પણ કાંઈ ગમ્યું નહી. વર્ષો થયાં કલાની તૃષા છીપવાના કરેલા એકેએક પ્રયાસ યાદ કર્યા, પણ તે સમયે ખોટો જ સંતોષ લીધો હતો એમ મનમાં થયું.

કલ્પનાની રમ્ય મૂર્તિઓ જોડે એનાં અંગે અંગ સરખાવતો, રસનું આસ્વાદાન કરતો સ્થૂળ જગતનું ભાન ભૂલી પડ્યો રહ્યો હતો. ધનના લોભીને પારસમણી જડે એવું કાંઇક એને થયું.

થોડી વારે ગાંડા માણસની માફક ઉઠયો. લોકોની મેદની મહીંથી એ સડસડાટ કોઈની પરવા કર્યા વગર પરમ સત્ય હાથ લાગ્યા પછી એકતાર થયેલા ભકતની માફક એક જ ધૂન મહીં નિમગ્ન પોતે કયાં જાય છે, શા સારૂ જાય છે તેના ભાન વિના એ ચાલ્યો.

થોડેક ગયો હશે ને સાગરના શિતળ સમીરની અલ્હાદજનક સુરખી એના તપ્ત થયેલા ભાલપ્રદેશને લાગી. એના નયનમાં કંઇક ચેતના આવી અને એના હોઠથી સ્મિત સરી પડયું.

એટલે એક મિત્રે પછાડીથી આવી એના ખભાપર હાથ મૂકયો.

"અપ્રતિમ, અનુપમ, લાવણ્યનો અવતાર–સ્વપ્ન." એટલા શબ્દો લવી ગયો. અને તરત જ મિત્રનો ખભા પર હાથ પડતાં ચોંકયો.

તરત પાછો ફર્યો. પોતાના મિત્ર અને ત્હેનાં બ્હેનને જોયાં.

"ત્હેં શું કર્યું ! મ્હારા હૈયે કવિતાના ફુવારા ઉડતા હતા. સ્વયંભુ પ્રેરણા મ્હને દિવ્ય સુધા પાઈ રહી હતી."

એ ધબ લઈને એક બાંક પર પછડાઈ પડ્યો. ઝંખવાણો પડેલો મિત્ર અને હેની બ્હેન ત્યાં બેઠાં.

હાથમાં મ્હોડું સંતાડી દઈ દશ મિનિટ એ પડી રહ્યો. પછી એણે આવનાર મિત્ર પર મીટ માંડી.

"કેમ, ઈંદુભાઈ, શું જુએ છે?" આવનાર મિત્રે પ્રશ્ન કર્યો.

"કંઈ નહિ રાજેન્દ્ર, હ્હને જ. આજનો સમારંભ જોયો? સર્વશ્રેષ્ઠ જોયું?"

"શું? ચંદ્રિકાને?" તેના મિત્ર રાજેન્દ્રની બ્હેન ભારતીએ પૂછ્યું.

ભારતીએ પોતાનું હૈયું પરખ્યું સમજી ઈંદુકુમારનાં નયન એક ઘડી એનાં મુખ પર ઢળ્યાં. અને પછી ધરતી પર જોઈ રહ્યો. અને એ મીઠું હસી.

પછીથી ત્રણે વાતે વળ્યાં. ઈંદુકુમારનાં મંતવ્ય ભારતી અને રાજેન્દ્રે સ્વીકાર્યાં. એ લવી ગયો, "સારા ગુજરાતમાં એનાં જેવું સૌંદર્ય ક્યાંયે શોધ્યું જડે એમ નથી."

"She is a dream." એ તો જીવતું જાગતું સ્વપ્ન છે. એનાં ક્યા અંગમાં સુંદરતા નથી! એનાં સૌન્દર્યતેજનાં કિરણો છુટાં પાડી શકાય એમ છે જ નહીં. એ સૌન્દર્ય સમસ્ત એક જ અવિભાજ્ય છે."

"ના, ના, પણ ભારતી બ્હેન, હ્હમને ય એમ જ લાગ્યું કે ચંદ્રિકા સૌન્દર્યની ભાવનાનું મૂર્ત સ્વરૂપ છે!" એટલું આગ્રહથી કંઈક વિચાર આવતાં એણે છૂટા પડતાંપડતાં પૂછી લીધું અને પછીથી છૂટા પડ્યા.

ત્યાર પછીથી એનો એ જ વિચાર—

ભારતી એક યુવતી–તે એને She is a dream એમ કહે છે તો પછી મ્હારૂં અંતઃકરણ ખોટું તો ન જ કહેતું હોય. એને ય ગમી. મ્હને ગમે તેમાં શું ખોટું! સૌન્દર્ય નિરખવામાં શું પાપ છે! એ તો જીવનનું પરમ ધ્યેય છે. ત્યાં જ આત્માનો ઉત્કર્ષ છે.

(૪)

ત્યાર પછીનો દોઢ દહાડો એને બીલકુલ ન ગમ્યું. એ પોતાની ઓરડીમાં બેઠાં બેઠાં અવકાશમાં એ પરમ સૌંદર્યનાં દર્શન કરવા આંખ ફાડીને જોયાં કરતો.

વ્યવહાર નિમિત્ત ગામમાં એ બે ફેરી ફર્યો તો જનસમૂહના ટોળા મહીંય એ સુંદરતાના અવતારને જ શોધી રહ્યો હતો. એના હંમેશના પ્રિય વ્યવસાયો મહીં તે દિવસે એનું દીલ ન ચ્હોંટ્યું. એમાં ચિત્ત પરોવવા મથતો તો થોડી વારમાં શૂન્ય હૃદયનો એ થઈ જતો. અને કલ્પનાની મરૂભૂમિમાં પાછો ભૂલો પડતો.

ત્રીજી સાંજે એ સમારંભને અંગે સ્નેહસંમેલન હતું ત્યાં જવું ન હતું છતાંય એ જીવતી કવિતાનાં દર્શન કરવાની લાલચ હૈયે ઉછળી રહી અને એ ત્યાં આવ્યો. એની અહંતા આડે આવતી હતી તે બધું જતું કરવું પડયું.

મેદનીમાં ભળી ગયો. અને એ મેદનીમાં એની આંખ માત્ર આગલા દિવસનાં સૌન્દર્ય સ્વપ્નને જ શોધી રહી હતી. કોઈક ભાવિક ભક્ત પોતાના ઈષ્ટ દેવના મંદિરમાં દાખલ થતાં અન્ય સહુ વસ્તુ માત્ર ન ગણકારતાં માત્ર પોતાના દેવનાં દર્શનને માટે જ તલસે છે તેવું કાંઈક એને થતું હતું.

બે ચાર અંગત સ્નેહીઓ એ સ્નેહસંમેલનમાં એક ખૂણે ભેગા મળી બેઠા બેઠા વિનોદ કરી રહ્યા હતા ત્યાં જઈ એ બેઠો. નિરાશા કાંઈ હૃદયમાં અજબ દુઃખ આપી રહી હતી.

સ્નેહસંમેલનમાં આવતાં દરેક સ્ત્રીપુરૂષ તરફ એની નજર જતી. એ રૂપ રૂપની નીતરતી કુમારિકાને સહુ સ્થળે એની કીકીઓ શોધી રહી હતી.

વિધવિધ લાગણીઓથી એનું હૈયું ઉકળી રહ્યું. એની આંખમાં દયા આવીને વસી. એના હોઠના મરોડમાં નિરાશા હતી એના શરીરમાં શિથિલતા આવી. એના કપાળ પર ખિન્નતા આવીને વસી હતી.

આખરે સ્નેહસંમેલનનો ગરબો શરૂ થયો. એ ગરબાની સંચાલિકા તરીકે નયને એ રૂપરૂપના અંબાર સમ ચંદ્રિકાને પરખી, આત્માએ ઓળખી.

એનો આત્મા એ સંગીતની હલકથી અનુપમ આનંદના આસ્વાદન મહીં બૂડયો. કનૈયાની બંસરીથી ત્રિભુવન ડોલતું ને રાધા ગાંડી થતી તેમ એને કાંઈક થયું. સહુ સભાજન તાને ચઢ્યાં અને એને આનંદસમાધિ લાધી.

ઈંદુકુમાર ગરબો અટકયો ત્યાર પછી બે ત્રણ મીનીટે જાગ્યો. ગરબો રમનાર યુવતીઓ પોતપોતાને સ્થાને ગઈ તેની એને ખબર ન રહી. ફક્ત જ્યારે ભારતી એની પાસે બેઠેલા રાજેન્દ્રને કંઈક કહેવા આવી એને પૂછ્યું “કેમ ઈંદુભાઈ, શા વિચાર ચાલે છે?” ત્યારે જ ભાન થયું.

એ ગઈ અને ઈંદુકુમાર મનમાં બબડયો: "જો લુચ્ચી!"

ગરબો પૂરો થયો અને ઇંદુકુમારની પાસેની ટોળીમાંથી એક બોલ્યો:

"કેમ સારૂભાઈ, ચંદ્રિકાએ અમારા ગામનું નામ રાખ્યું કે નહીં!"

"હા. ના કેમ કહેવાય! પણ લોકો કહે છે તે ખરૂં હોય તો સારૂં ન કહેવાય."

ઈંદુકુમાર આંખ ફાડીને બંને વાત કરનારને જોઈ રહ્યો. બન્ને અટકી પડ્યાં જોઈ જીજ્ઞાસાથી એણે પૂછ્યું:

"કેમ એવું શું છે?"

સહુ ચમક્યાં. બધાં ય સાવધ થયાં. સુશિક્ષિત વ્યક્તિઓનો વિનય માત્ર એમની ચામડીને પેલે પાર નથી પહોંચતો. હંમેશાં એવી કોઈની વાત નીકળે કે તરત એમના હૈયે એવી વાતમાં સાક્ષી કે ટાપસી પૂરવામાં હુંફ આવે છે.

"કાંઈ નહીં. પણ લોકો કહે છે કે એ તો અજીઠું ધાન છે." સારૂભાઈએ કંઈક ગંભીરતાથી કહી બતાવ્યું.

સોનું અને સુગંધી સાથે કાંઈ મળે! એમાં શું? એવું તો જોઈ જોઇને આંખે દુ:ખવા આવી.

ઈંદુકુમારના આત્માને સખત આઘાત થયો. એનાથી ત્યાં કંઈ પણ ખવાયું નહીં.

ભારતી પછીથી આવી ત્યારે બધા જવા નીકળ્યા ત્યારે રાજેન્દ્ર બોલ્યો: "ઈંદુભાઇએ કાંઇ ખાધું નહીં."

"લ્યો, હું લાવી આપું" એમ કહી ભારતી દોડતી જઇ એક રકાબી લઇ આવી.

ન્હોતું ખાવું તોયે ખાધું. ખાવું પડયું.

પછીથી ત્રણે રાજેન્દ્રને ઘેર આવ્યાં.

એક સોફા પર ઇંદુકુમાર પડયો. સીલીંગ તરફ જોયાં કરતો હતો.

રાજેન્દ્ર ગઇકાલના ભાપણનું ચોપાનીયું ઉથલાવતો હતો. બન્ને એક જ વિચાર કરતાં હતાં એ રાજેન્દ્ર સમજી શકયો હતો.

થોડી વારે કપડાં બદલી ભારતી ચાહ કરી લાવી.

"કેમ શા વિચાર કરો છો, ઇંદુભાઇ?" ભારતીએ એના સ્વપ્નો મહીંથી જગાડયો.

"મ્હારો તો હજુય એ જ મત છે કે એ એક જીવતું સૌન્દર્યસ્વપ્ન છે."

ભારતીએ રાજેન્દ્ર સામું જોયું "હજુય" શબ્દોમાં એને ન સમજણ પડી.

રાજેન્દ્રે ચંદ્રિકાના ચારિત્ર્ય વિષે સ્નેહસંમેલનમાં સાંભળ્યું હતું તે કહી બતાવ્યું.

ભારતીએ સ્ત્રીમંડળમાં ચંદ્રિકા વિષે આવેલી વાત કહી બતાવી એ વાત ખોટી હશે એવી ઇંદુકુમારની માન્યતાને આમ સ્વતંત્ર રીતની બાતમીએ ઉરાડી દીધી. ભારતી એવી વાત કદિ ખરી માનતી નહી. પણ કુમારે એને પણ એ માનતી જોઈ ત્યારે એની શ્રદ્ધા સરી પડી.

ચાહ પીતાં પીતાં ભારતી લવી ગઈ:

"વિશુદ્ધિ ગઇ પછી હવે શું બાકી ?"

સ્ત્રીત્વનું ગુમાન એની આંખમાં નાચી રહ્યું.

ગૂપચૂપ ઇંદુકુમારે અને રાજેન્દ્રે ચાહ પી લીધી. દરરોજ અહીં બેસતો પણ તે દિવસે એને ન ગોઠયું "ચાલો, મારૂં માથું દુઃખે છે" કહી ઇંદુકુમારે આખરે નિમિત્ત શોધ્યું અને પછીથી ત્યાંથી ઘેર જવા નીકળ્યો.

રસ્તામાં એને એના એ જ વિચાર આવ્યા.

એનાં અંતરમાં આખે રસ્તે એમ જ થયાં કર્યું "સૌન્દર્યનો એ મોહ કે ઉપાસના ?"

પ્રિય વાંચનાર, ઇંદુકુમારને હજુય એના અંતરે એ ઉત્તર નથી આપ્યો. હજુ એ ચંદ્રિકાને એક અનુપમ સ્વપ્ન કહે છે, છતાં ચારિત્ર્ય વિનાની ચંદ્રિકા તરફ એનાં હૈયામાં માનની લાગણી નથી જન્મ પામતી તે નથી જ પામતી.

ભારતી કદિ કદિ એને મળે છે ત્યારે કહે છે કે "સૌન્દર્ય પાપ અને પુણ્યથી અપરિમિત છે. જે ભાવનાથી સૌન્દર્યને જુઓ તેવાં તેનાં દર્શન." અને પછીથી કિલકિલાટ હસે છે.

ઇંદુકુમાર એને લવી જતી જોઈ રહે છે. હડપચીએ ડાબો હાથ દઈ, ઘડીભર એના સામું જોઇ રહે છે. માથું ધુણાવે છે અને એક અનેરૂં સ્મિત એનાં હોઠે વિલસી રહે છે.

તે શીળી સાતમનો દિવસ હતો. આગલે દિવસે બધું સારૂં સારૂં મિષ્ટાન્ન બનાવી મૂક્યું હતું; એટલે નવરાં નવરાં હું અને તરલિકા અમારા નાનકડા બગીચામાં ફરતાં હતાં.

તરલિકાના હાથમાં એક સુંદર નાની ફૂલ ભરવાની ટોપલી હતી. શ્રાવણ મહિનો આવ્યો હતો; એટલે અમારી ફૂલવાડી જોતાં આંખ ઠરે એવાં લલિત પુષ્પોથી ઉભરાતી.

ફરતાં ફરતાં અમે લજામણી આગળ આવી પહોંચ્યા. અને મ્હેં હાથ લંબાવ્યો.

તરલિકા બોલી ઉઠી, " ના, ના, એને હાથ ન અડકાડશો. એ બિચારી લજાઈ મરશે. પુરૂષને એ ન શોભે. "

તરલિકાએ બે ત્રણ ફૂલો તોડી મ્હને આપ્યાં.

થોડેક ગયાં ને સાહેલીની વેલ આવી. હું બોલી ઉઠ્યો. "જો, તરલિકા, આ સાહેલી શી સુંદર દેખાય છે ! " પાછા ફરી તરલિકાના સામું જોયું, અને બીજી ક્ષણે સાહેલી જોઈ મ્હને સરખામણી કરવાનું મન થયું. " તરલિકા, તું સફેદ ફૂલભાતવાળું વસ્ત્ર પહેરે છે, ત્યારે તો સાહેલી જેવીજ સુંદર દેખાય છે હોં. "

તરલિકા કૂદી અને મ્હને બોલતો બંધ કરવા મ્હારા મ્હોં પર હાથ મૂક્યો. કોણ જાણે કેમ પણ તરલિકાને પોતાનાં વખાણ ગમતાં જ નહીં.

અમે પરણ્યાને થોડાંક વર્ષો થયાં હતાં. તે વખતે તરલિકા સત્તરથી અઢારેક વર્ષની હતી. પરંતુ નાનકડાં ઘાટીલાં શરીરની, અતિ સ્વરૂપવતી કન્યકા હતી. અજબ જાદુભરી કૌમાર્ય અવસ્થામાં તરલિકા મ્હારી નજરે

પડેલી. મ્હને એ સૌંદર્યને મ્હારૂં કરવા અંતરના ઉંડાણુ મહીંથી ઉઠતા ભૂતકાળના અગમ્ય સંસ્કારના પ્રતિધ્વનિઓ નિમંત્રતા. એ સર્વાંગસુંદર વ્યક્તિનું મનોહર સ્વરૂપ મ્હને ગમ્યું હતું. દેવમંદિરમાં ઘણી ફેરી ઉભો રહેતો. દૈવી વાતાવરણની અંદર મ્હારૂં અંતર નમન કરતું, અને એ અદ્દ્ભૂત સૌંદર્યની અભ્યર્થના અંતરથી ઉઠતી.

પછી એ જ્વલંત સૌન્દર્ય મ્હારૂં થયું. તરલિકાને જરી ય આંખથી અળગી કરવાનું ગમતું નહીં. મ્હારી માલકીનું અભેદ્ય વાતાવરણ એ વ્યક્તિની આસપાસ સરજવા મથતો. કોઈ તરલિકાની સામું જુએ તો ય મારો જીવ કપાઈ જતો. એ રસિક હતી. અને રસિકતાની રસછોળ મ્હારા સિવાય અન્ય કોઈ કદી હરી લે એ મ્હને પસંદ નહોતું.

થોડેક ગયાં ને અમારો હીંચકો આવ્યો. સામસામી બેસીને હીંચકો ખવાય એવી ઢબનો હીંચકો મ્હેં હેતથી કરાવ્યો હતો. મ્હને તે બહુ ગમતો. દિવસના એક ફેરો ત્યાં બેસીને ઝૂલ્યા વગર મ્હને ચેન ન પડતું.

અમે ત્યાં બેઠાં બેઠાં હીંચકો ખાતાં હતાં. ટીખળ કરતાં હું તરલિકાને ચીઢવતો; અને એ હસતી. કંઇક કંઇક લાડકું બોલતી.

થોડી વારે ટપાલીએ લાવી ટપાલ મ્હારા હાથમાં મૂકી. પહેલો કાગળ તરલિકાનો હતો. મેં સરનામું વાંચ્યું: "અ. સૌ. તરલિકા—"ખાનગી."

તરલિકાએ મારી પાસેથી કાગળ માગ્યો. "આજે તો હું વાંચીને જ આપીશ." મેં જરા હસતાં હસતાં કહ્યું.

"બળ્યું, મ્હારી બ્હેનપણીના કાગળમાં ત્હમારે શું વાંચવાનું ? આવું કરો છો તે ઠીક નથી કરતાં." રોષ ભરી દૃષ્ટિએ તરલિકા મ્હારા સામું જોઈ રહી.

એની કીકીઓ આંખની ઉપરને ખૂણે જઇ એને અજબ સૌન્દર્ય અર્પતી. હું ઘડીભર જોઇ રહ્યો. અને પછી મ્હેં કાગળ આપી દીધો.

કાગળ લઈને તરલિકા દોડી ગઈ. એ કૂદતી, વેગવતી શ્યામાની ઉન્માદ ભરી ગતિ મ્હને ગમી. તરલિકા અદૃશ્ય થઈ ત્યાં સુધી મ્હેં ત્હેના સામું જોયા કર્યું. સ્થૂળ દેહ છોડી મ્હારો આત્મા એની પાછળ ઉડ્યો.

(૨)

થોડી વાર હું પડી રહ્યો. ટપાલ એમની એમ હાથમાં રહી. તરલિકાના અંગેઅંગના પ્રલોભનના મધુર વિચાર કરતાં કરતાં વખત વીતી ગયો. કોઈ એની સાથે વાત કરે, એની સામું જુએ, એ પણ મ્હારે માટે અસહ્ય હતું. તરલિકા મ્હારી જ–એવા એવા કંઈ કંઈ તરંગો મનમાં ઉઠ્યા.

થોડી વારે ટપાલ પર પાછી નજર પડી. અને મ્હેં એક કાગળ ફોડયો. બહુ પરિચિત અક્ષરના કાગળો રહેવા દઈ એક અપરિચિત અક્ષરનો કાગળ શું છે તે જાણવાની ઇચ્છાએ મ્હેં ફોડયો.

તે મ્હારા "શુભેચ્છક"નો હતો. નામ કે ઠેકાણું લખ્યું ન હતું. અંદર માત્ર કાગળના ચાર ટુકડા હતા; અને એક નોંધ હતી.

નોંધ વાંચતા મ્હને સમજાયું કે સાથે આવેલા કાપલા તરલિકાએ વિરંચીને લખેલા કાગળના હતા. મોકલનારને વિરંચીના બારણા આગળથી જડ્યા હતા. મ્હેં કાપલા વાંચવા માંડ્યા.

પહેલામાં

"વહાલા" એટલું જ લખેલું.

બીજામાં

"આપણે દૂર પડ્યા તેથી શું! આપણો બાળપણનો સ્નેહ કાંઈ ભૂલાય એવો છે!"

ત્રીજામાં

"નાનપણમાં આપણે સાથે ફરતાં હતાં તે શું ભુલી ગયા? ભલે હું પરણી. પણ ત્હમને કાંઈ ભૂલી જવાય?"

ચોથામાં

"સુખ દુઃખમાં જો કોઇ મ્હારૂં સાથી થાય તો ત્હમે. ત્હમે વિદ્વાન છો, એટલે બીજું શું લખું! માયા રાખજો એટલે મ્હારે મન બહુ છે.

લી. ત્હમારી બ્હેન તરલિકાનાં

સ્નેહસ્મરણ."

કાગળ વાંચ્યો. વાંચતા વાંચતા મ્હારી ધીરજની હદ આવી.

શાણી બગલી જેવી દેખાતી તરલિકા આવી! એક ક્ષણમાં માનસ-પટ પર વિચાર સ્ફૂરીને અદ્રશ્ય થયો. મ્હારા અંગેઅંગ સળગી રહ્યાં.

મ્હેં ફરીથી કાપલા વાંચ્યાં. ઉપર "વ્હાલા" લખ્યું ને છેવટે "બ્હેન". બુદ્ધિએ ઘડીભર કહ્યું કામ ન કર્યું. અંતરમાં શંકા ઉઠી. "શું હશે?" વિરંચી તરલિકાનો પડોશી હતો. સગપણ ન હતું. ઓળખાણ હોય એમ બનવા જોગ હતું. વિરંચી હજુ પરણ્યો ન હતો.

સ્મૃતિ–અવશેષ એ વિચારો મ્હારા મગજમાં ઘુમી રહ્યા.

મ્હેં કાગળ ફરી વાંચ્યો તરલિકાએ લખ્યું હતું. કે "તહમે વિદ્વાન છો, બીજું શું લખું?" એટલે આમાં તરલિકાનો શો વિચાર હોઇ શકે? તરલિકાનો સુખદુઃખનો સાથી એ? મારે કાંઈ સંબંધ જ નહીં? તરલિકા માયા રાખવાનું લખે છે; એની માયાનું તરલિકાને શું કામ?

શું તરલિકા ભ્રષ્ટા—

વિચાર મગજમાં આવ્યો અને ગયો. તરલિકા પર સંપૂર્ણ પ્રેમ અને વિશ્વાસ રાખ્યાં. એ શું કરે છે તે પાછું ફરીને કદી જોવાની દરકાર પણ ન કરી. એ શ્રદ્ધા ને સ્નેહનો આવો દુરૂપયોગ! શું તરલિકાએ મ્હને છેતર્યો?

રોષ પગથી તે માથા સુધી વ્યાપ્યો. અંગેઅંગમાં લાહ્ય બળવા લાગી.

ઉતાવળો મ્હારા અભ્યાસગૃહ તરફ દોડયો. કાગળને મ્હારી પેટીમાં મૂકયો. ફ્રીઝીચેર પર પડયો. પરંતુ માથું ઘુમવા લાગ્યું. અશાંતિ અને વિચારની અરાજકતા પ્રવર્તી રહી. માથે હાથ દઈ ખિન્ન હૃદયે પડી રહ્યો હતો. ત્યાં હસતી, નયનો નચવતી, મદભર નૈનાં તરલિકા મ્હને જમવા તેડવા આવી.

તરલિકાને જોતાં મ્હારો રોષ વધ્યો. ખાવાનું ખાવાને ઠેકાણે રહ્યું. મ્હેં ન ખાધું. એ ભ્રષ્ટાના હાથનું રાંધેલું અન્ન મ્હારે નથી ખાવું, એવો મન સાથે નિશ્ચય કર્યો.

કલાક વધતા ગયા તેમ તેમ મ્હારી મનોવ્યથા વધતી ગઈ. તરલિકાએ શું કર્યું! મ્હને છેતર્યો! મ્હારા અસીમ સ્નેહ ને વિશ્વાસનો આ બદલો! વેર લઉં!

તે આખો દિવસ મ્હેં તરલિકાને તરછોડ્યા કરી. એને કાંઈ સમજણ ન પડી. એ રડી. મ્હને એ સહુ ઢોંગ લાગ્યો.

બીજે દિવસે સવારે મ્હેં તરલિકાને એને પીયર વળાવી દીધી.

જતાં જતાં મ્હને તરલિકા પૂછવા આવી કે મ્હેં શા માટે એને પીયર મોકલી દેવાનો નિશ્ચય કર્યો? શું એનો કાંઈ વાંક થયો હતો!

મ્હેં એને ન ગણકારી. છેવટે મ્હારે કામ પ્રસંગે બહાર જવું પડશે એવું મ્હેં બહાનું બતાવ્યું. એ બોલતી બંધ થઈ. છેલ્લે ઘરમાંથી નીકળતી વખત મ્હારી પાસે એક * * * * ની ભિક્ષા માંગવા આવી. મ્હેં તરછોડી કાઢી. નિશ્વાસ મૂકતી, રડતી આંખે, દયામણી નજરથી જોતી એ ગઈ. મ્હને એ સર્વ ઢોંગ લાગ્યો.

એ કાગળના અક્ષરે અક્ષર મ્હને મ્હોડે થઇ ગયા. મ્હારૂં અંતર 'વેર, વેર' પોકારી રહ્યું.

બસ, ચોરીની પ્રતિજ્ઞા મ્હેં પાળી. મ્હને આવી સ્ત્રી શા માટે મળી!

બે ત્રણ દિવસ પછી હું પણ ઘર છોડીને નીકળ્યો. માનસિક વ્યથા મ્હારે માટે અસહ્ય થઈ પડી,

(૩)

છએક મહિના વીતી ગયા હશે. મ્હેં સર્વ કોઈ વાતની ખબર રાખ્યા કરી. મ્હારા એક સ્નેહી તરફથી ખબર મળી કે તરલિકા રીબાઈ રીબાઈને અડધી થઈ ગઈ છે. ત્હેણે લખ્યું હતું કે ત્હેની આંખમાં આંસુ સુકાતાં નથી. મ્હારાં અવસાનની ખોટી ખબર મ્હેં છપાવી હતી, તે એને મળી હતી. ત્યાર પછી હંમેશ તે રડ્યાં જ કરતી. આંખમાંથી આંસુ સુકાઈ ગયાં. પરંતુ હૃદયનાં રૂદન સતત ચાલુ રહ્યાં. હંમેશ તે કાળાં વસ્ત્રો સજતી. કપાળમાં ચાંલ્લો કરતી નહીં. બંગડીઓ ઉતારી નાખી હતી. એવાં એનાં વર્ણન વાંચી મ્હને એને પાછી એક ફેરી જોવાની ઇચ્છા થઈ.

મ્હેં એ છ મહિના દરમ્યાન બિલકુલ વાળ કપાવ્યા ન હતા. વાળ વધી ખભા પર પડતા. દાઢી વધી હતી. અને તે વખતમાં હું હંમેશ કાળા મોટા ચશ્મા પહેરતો. ઘણી ફેરી પેટીમાંથી મ્હારી છબી કાઢી જોતો;

અને આયનામાં મ્હારી મુખમુદ્રા જોતાં મ્હને ખાત્રી થતી કે મ્હારૂં કંઇક અજબ રૂપાંતર થયું હતું.

થોડેક દહાડે તરલિકાની જન્મભૂમિમાં હું આવી પહોંચ્યો. વાંછના જન્મી તે આખરે ફળીભૂત થઇ. ઘણી ફેરી મન વાર્યું; પરંતુ અનાયાસે એ પ્રબળ વૃત્તિને હું વશ થઈ ગયો; અને એ સ્થાને આવી પડયો.

ઘડીએ ઘડી પેલા પત્રના ટુકડાના શબ્દો યાદ આવતા. સ્વભાવ ઉગ્ર થતો. અમુક પ્રકારની ભીષણુતા આવતી. વળી બીજા વિચાર આવતા.

તરલિકાને પરણ્યા પછી અનેક જાતના પ્રસંગો બનેલા. તે બધા એક પછી એક તરવરી ઉઠતા. તરલિકાનો અસીમ સ્નેહ યાદ આવતો. મ્હારા મિત્રો તરલિકાના પરિચયમાં આવતા, તે એના એકેક ગુણના યશોગાન ગાતા; મ્હને ભાગ્યશાળી લેખતા. મ્હારા મિત્રોને તરલિકાની સંગતિ ગમતી. નવરા પડતાં અથવા પોતાને ઘેરથી કંટાળ્યા હોય ત્યારે મ્હારે ત્યાં આવતા. તરલિકાના બુદ્ધિવૈભવની લહેજત અનુભવી પોતાનું દુ:ખ ભૂલતા. કોઇ કોઇક ફેરી મ્હારી ઇર્ષ્યાવૃત્તિ પ્રવૃત્ત થતી. પરંતુ મ્હને મ્હારી ભૂલ માલમ પડતી, અને હું તરલિકાને ક્ષમા આપતો. મ્હારા મિત્રો તરફનો રોષ ભૂલી જતો.

મ્હને ઘણી ફેરી થતું, રખેને હું ભૂલ કરતો હોઉં. કદાચ તરલિકા નિર્દોષ હોય. એ પત્રના ટુકડા વાંચતાં મ્હારૂં મન પાછું ડગી જતું.

હ્રદય તરલિકા નિર્દોષ હોય એમ વાંછતું, પણ બુદ્ધિ તે ન કબુલતી. મ્હારે કાંઇક ખાત્રી જોઇતી હતી.

કંઈ કંઈ વિચારે, અનાયાસે તરલિકાના પીયરને ગામ ખેંચાઈ આવ્યો.

તરલિકાનું ઘર મ્હારે શોધવું પડે એમ તો ન હતું. મ્હેં એક તરલિકાના નામની ચિઠ્ઠી લખી. તે ચિઠ્ઠી જાણે તરલિકાના પતિએ મરતી વખતે મ્હને ત્હેના એક સ્નેહી તરીકે આપી હોય; અને હું તે પ્રમાણે તરલિકાને પહોચાડું એવો સંકલ્પ કર્યો.

તરલિકા,

આજ મરણ પથારીએ પડયે આ પત્ર ત્હને લખું છું. આવી સ્થિતિએ ન હોત તો કદાચ ન લખત. મૃત્યુ વખત મ્હને ત્હારૂં મ્હોંડું

જોવા ઇચ્છા નથી. તું કદાચ અહીં હોત તો મરતાં પણ મ્હને દુઃખ થાત. આ પત્ર ત્હને મળશે તે પહેલાં તો આ જન્મનો ત્હારો સ્વામી મરી ગયો હશે. ત્હારે કાંઇ મ્હારી જરૂર નથી. ત્હને સુખદુઃખના સાથી તરીકે વિરંચી છે. પ્રભુ ત્હને અને વિરંચીને સુખી કરે.

લી. કિશોર.

ચિઠ્ઠી લખી. સ્વભાવની ભીષણતાએ કામ કર્યું. આશાભરી યુવતીને આવો નિષ્ઠુર પત્ર પહોંચાડતાં મ્હારૂં હૈયું ડગમગવા લાગ્યું. પરંતુ મ્હારા મનને ખાત્રી જોઈતી હતી. મ્હારે જોવું હતું કે તરલિકાની શી દશા હતી.

ફરી પેલા કાગળના ટુકડા યાદ આવ્યા. હૈયું કઠિન કર્યું. સજળ આંખે મ્હેં ત્હેને પત્ર આપ્યો. વધુ ખબર પૂછવી હશે તો આપી શકીશ એમ છેવટમાં જણાવ્યું.

કાગળ વાંચતા શું થયું તે જાણવું હોય, તો પ્રિય વાંચનાર, જરા થોભ. તરલિકાનાં દર્શન કરી લે એટલે ત્હને કંઇક ખ્યાલ આવશે. પતિ જ જાતે પોતાની પરિણિતાને ત્હેના વૈધવ્યનો સંદેશો આપતો હોય એવો વિલક્ષણ પ્રસંગ કલ્પી લે.

તરલિકાનું શરીર લેવાયલું હતું, આંખ ઉંડી ઉતરી ગઈ હતી. ત્હેના સુકોમળ ગાલ પરના આંસુ જાણે હમણાંજ કયમ સુકાયા ન હોય એવાં ઝાંખા દિસતા. કાન્તિ જોતાં દયા આવતી. એનું હૈયું દરેક ઘડી રડું રડું થયાં કરતું ન હોય, એવી નયનની છાયા સૂચવતી. કાળા વસ્ત્રમાં ત્હેનું ઉજળું અંગ આગળ આવતું. પરંતુ એ મ્લાન મુખમુદ્રા જોતાં સામા આદમીને કંઇક અજબ દુઃખ થતું. એ સૌંદર્યની પ્રતિમાને હરકોઇ સુખી જોવાજ ઇચ્છતું. ત્હેને ધીમો જવર આવતો હતો.

ત્હેના હોઠ સુકાયેલા હતા. બંગડી વગરના અડવા હાથ, જડ વગરનું નાક, અને ચાંલ્લા વિનાનું કપાળ જોનારને કમકમાં ઉપજાવતાં. સૌ કોઈ ત્હેને સૌભાગ્યવતીજ જોવા તલસતું.

તરલિકાને જોતાં પ્રથમ મ્હને થયું: કદાચ એ વિશુદ્ધ હોય! અડધા કાગળ પરથી દોરેલાં અનુમાન ખોટાંય હોય!

તરલિકાને કાગળ વાંચતા વાંચતા કપાળ પર કરચલી વળી. ભ્રકુટિ કમાન ચઢાવી એણે મ્હારા સામું જોયું. ઘડી બેઘડી જોઇ રહી.

"આ કાગળ મ્હને વંચાવવાની ત્હમે શી રીતે હિંમત કરી? ત્હમે મ્હારા પતિના સ્નેહી છોજ નહીં, ત્હેના દુશ્મન લાગો છો. ત્હમે કોઈ દુષ્ટ આદમી છો. મ્હારા સહૃદય પતિ આવું લખે જ કેમ? જતા રહો અહીંથી."

આટલું બોલી તરલિકા બેભાન થઈ ગઈ. સખત આઘાત થયો. વૈધવ્ય દશા એટલે મૃત્યુની છેલ્લી દશા. એ તો એને મન શરૂ થઈ ચૂકી હતી. મ્હારી ચિઠ્ઠીના કટાક્ષોની એના મન ઉપર બહુ અસર થઈ ગઈ.

તરલિકાના પિતાએ મ્હને ત્યાં રહેવા આગ્રહ કર્યો, એટલે હું ત્યાં રહ્યો. એના પિતાને લાગ્યું કે તરલિકાને ભાન આવતાં પતિના સમાચાર જાણવા મ્હને પૂછશે.

વિરંચી દાક્તર હતો, એટલે તરલિકા બેભાન થતાં ત્હેને તરલિકાના પિતાએ બોલાવ્યો.

કલાક બે કલાક પછી તરલિકાને સહેજ ભાન આવ્યું. થોડે દૂર ખુરશી પર હું પડ્યો હતો. આંખ મીંચીને પડી રહ્યો હતો. જોનારને કદાચ એમ થાય કે હું ઉંઘું છું. વિરંચીને તરલિકાની સારવાર કરતો મ્હારાથી જોયો જાય એવું ન હતું. ભયંકર વિચારો મ્હારા મગજને ઘુમવી રહ્યા હતા. જેમ તેમ કરી અંતરને કાબુમાં રાખવા મથતો હતો.

દાક્તર સાહેબ એક આરામ ખુરશી પર કંઇક જરૂર પડે એટલા માટે બેઠા હતા; પડોશી હતા એટલે એટલી લાગણી તો રાખવી ઘટતી હતી. થોડે દૂર તરલિકાનો નાનો ભાઈ સૂતો હતો.

તરલિકાના પિતા કંઇક વ્યવસાયને અંગે બીજા ઓરડામાં બેઠા હતા. થોડી વારે તરલિકાએ આંખ ઉઘાડી.

"કેમ તરલિકા બ્હેન, સારૂં છે ને? હવે કિશોરભાઇને ભૂલી જાઓ તો સારૂં. બહુ યાદ કર્યે શો ફાયદો?" અજબ બેદરકારી ભરી રીતે એ લવ્યો.

લગભગ કલાકેક થયાં એ તરલિકાના અંગો નિહાળ્યા કરતો હતો. તરલિકા એને બહુ સુંદર લાગી હતી.

એની આંખમાં ધીમે ધીમે વાસના જન્મતી મ્હેં જોઈ. અજબ લોલુપતા એની દ્રષ્ટિમાં હતી, એ હું જોઈ શકયો. બેભાન અવસ્થામાં સહેજે અસ્તવ્યસ્ત થયેલાં એનાં વસ્ત્રો અને ઉંડા શ્વાસને અંગે ઉંચા નીચાં થતા એનાં અંગોનું અનેરૂં સૌંદર્ય એના નયનમાં તલસાટ ઉત્પન્ન કરતાં હતાં. એ મ્હેં જોયું હતું. વાસનાની ઉન્મત્તતા એને ઘેરી વળતી હતી. હું એને ઝીણી આંખે જોયાં કરતો હતો, તે તરફ એનું ધ્યાન નહોતું.

તરલિકા એના સામું કડક નજરથી જોઈ રહી. વિરંચી શું બોલ્યો તેના તરફ લક્ષ ન આપ્યું એમ લાગ્યું.

તરલિકા, ત્હેં પેલો કાગળ લખ્યો હતો તે યાદ છે?" તે આશા ભરી દષ્ટિથી જોતો બોલ્યો.

તરલિકા બ્હેનનું તરલિકા થયું તેના પર મ્હારૂં લક્ષ ખેંચાયું. મ્હારો જીવ તાળવે બેઠો.

"હા, તેનું શું છે?" કંઈક કરડાકીમાં તરલિકાએ પૂછ્યું.

"ત્હારે મ્હારો પ્રેમ... ..."

વિરંચી અટકયો. તરલિકા બેઠી થઇ ગઈ. ત્હેના મ્હોડા પર આવેશના ચિન્હો જણાયાં.

"ગાંડી, ત્હારા શરીર તરફ તો જો. હમણાં તો ખીલી રહ્યું છે, તે શું કરમાવાને?" એ લવ્યો.

તરલિકાને માટે વપરાતું વિશેષણ સાંભળી મ્હારા હૈયાના ચુરેચુરા થઇ ગયા. મ્હારા અંગો નિશ્ચેતન બનાવી શું થાય છે તે જોતો હું પડી રહ્યો. છાનું છાનું જોતો.

તરલિકા ધ્રુજી ઉઠી. વિરંચીએ અડપલું કરવા હાથ લંબાવ્યો. તરલિકા એકદમ ઉભી થઈ. એક હાથે વિરંચીનો હાથ પકડયો. બીજે હાથે એક તમાચો જોરથી લગાવી દીધો.

મ્હને તરલિકાની વિશુદ્ધિની ખાત્રી થવા માંડી. હું જાગ્યો હોઉં તેમ ઝબકી ઉઠયો. "શું થયું," "શું થયું," "કેમ મારો છો, આ ભાઇને," એમ પૂછ્યું. વિરંચી કાંઇ બોલ્યો નહીં. તે ઉઠીને બહાર ચાલ્યો ગયો.

હું હેની પાછળ ગયો. "શું થયું" મ્હેં એને પાછું પૂછ્યું.

વિરંચી કંઇક ઝંખવાણો પડયો. "ત્હમને એ નહીં સમજાય" એટલું બોલી મૂંગો રહ્યો.

બહાર ગોખમાં અડધોએક કલાક એ કંઇક અજબ વિચાર કરતો ઉભો રહ્યો.

મ્હને કાંઈ સુઝ નહીં પડવાથી હું એક પડેલું જુનું વર્તમાનપત્ર લઇ બેઠો.

તરલિકા વિરંચીને તમાચો માર્યા પછી થોડીક વાર તો જુસ્સામાં દાંત કચકચાવતી ઉભી રહી. પરંતુ થોડી વારમાં એને તમર આવ્યાં અને એ પડી ગઇ.

તરલિકાના પિતા અવાજ સાંભળતાં ત્યાં આવ્યા. વસ્તુસ્થિતિ સમજાઇ, એટલે તરલિકાની સારવારમાં પડ્યા હતા.

વિરંચી કાંઇક અજબ વિચાર કર્યા કરતો હતો. ઘડીમાં એની મુખમુદ્રા પર ભીષણતા આવતી; અને ઘડીમાં ઉંડા વિચારમાં પડી ગયો હોય એમ દેખાતું.

પંદર વીસ મિનિટ એમ ઉભા રહ્યા પછી વિરંચીએ ગજવામાંથી પાકીટ કાઢ્યું. એમાંથી કાંઈ કાગળના કાપલા કાઢ્યા, વાંચ્યા, એ સામું જોઈ રહ્યો, પછી એકદમ સઘળા કાગળનો ડુચો કર્યો, અને ફૂંકી દીધો.

થોડીક વારમાં તરલિકાના પિતા તરફ ફર્યો, અને ગુસ્સાથી બોલ્યો: "આવું અપમાન ખમવા હવે હું ત્હમારા ઘરમાં ફરી પગ મૂકવાનો નથી."

અને જોરથી પગ ઉપાડતો વિરંચી ગયો. હું ગોખમાંથી જોઈ રહ્યો. એ ચાલ્યો ગયો.

દૂર ગયો એટલે હેઠળ ઉતરી હું વિરંચીએ કાગળનો ડુચો કરી ફેંકેલો તે લઇ આવ્યો.

અક્ષર પરિચિત લાગ્યા. મ્હેં તરત તરલિકાના અક્ષર ઓળખ્યા. કાપલા સરખાં કર્યાં, અને વાંચ્યા.

પહેલા ટુકડામાં

"ભાઈ વિરંચી"

બીજામાં

" ત્હમે મ્હને ભૂલી ગયા હો એમ લાગે છે."

ત્રીજામાં

" મ્હારી મા તો મરી ગઈ છે. બાપની સ્થિતિ તો ત્હમે જાણો છો. હમણાં તો સુખી છું, પણ ભવિષ્યની વાત કોણ જાણે ?"

ચોથામાં

" તા. ક. આ ત્હમારી ધર્મની બ્હેન છે, ભૂલતા ના. મ્હારા ભાઈની સંભાળ ત્હમારે માથે નાખું છું."

મ્હેં ગજવામાંથી પેલો કાગળ કાઢ્યો, મ્હારા કાપલા આ સાથે સરખાવી જોયા તે મળતા આવ્યા. આખો કાગળ બરાબર મળી રહ્યો, ને મ્હેં વાંચ્યું:

" વહાલા ભાઈ વિરંચી,

ત્હમે મ્હને ભૂલી ગયા હો એમ જ લાગે છે. આપણે દૂર પડ્યા તેથી શું ? આપણો બાળપણનો સ્નેહ કાંઈ ભૂલાય એવો છે !

નાનપણમાં આપણે સાથે રમતા તે શું ભૂલી ગયાં ! ભલે હું પરણી, પણ ત્હમને કાંઇ ભૂલી જવાય. મ્હારી મા તો મરી ગઈ છે. બાપની સ્થિતિ તો ત્હમે જાણો છો. હમણાં તો સુખી છું પણ ભવિષ્યની વાત કોણ જાણે ?

સુખ દુઃખમાં જો મ્હારૂં સાથી થાય તો ત્હમે છો. ત્હમે વિદ્વાન છો, એટલે બીજું શું લખું ! માયા રાખજો એટલે મ્હારે મન બહુ છે.

ત્હમારી બ્હેન તરલિકાનાં

સ્નેહસ્મરણ

તા. ક. આ ત્હમારી ધર્મની બ્હેનને ભૂલતા ના. મ્હારા ભાઇની સંભાળ ત્હમારે માથે નાખું છું."

તરલિકાની નિર્દોષતાની મ્હને પૂરેપૂરી ખાત્રી થઈ. એક ફેરી તરલિકાના પિતાએ અફીણ ખાવાની ટેવને લીધે તોફાન મચાવી મૂક્યું હતું. તરલિકાના ભાઈને આવેશમાં ને આવેશમાં મારી ઘર બહાર કાઢી

મૂકયો હતો. અને વિરંચીએ તે વખતે કાંઇ મદદ ન કરી હતી, અને તરલિકાના ભાઈએ પછીથી તરલિકા પર પોતાની અવદશાની વાત લખી હતી. આ કાગળ તે સમયે તરલિકાએ લખ્યો હશે એમ મ્હને તરત સમજાયું.

તરલિકાને દુઃખી કરવાનું કલંક મ્હારે માથે ચ્હોંટયું. મ્હને પશ્ચાતાપ થયો. મ્હારૂં અંતર ડંખવા લાગ્યું. "શું કરૂં, "એમ વિચારતો મૂંઝાતો જોઇ રહ્યો હતો.

એટલામાં તરલિકાને ભાન આવ્યું હતું. કંઇક પવન ખાવા એને ઉઠાડી એના પિતા ગોખમાં લઈ આવ્યા. એને જોતાં મ્હારા પશ્ચાતાપની અવધિ ન રહી, મ્હને લાગ્યું કે આ દશાએ પહોંચાડનાર જો કોઈ હોય, તો હું પોતે જ હતો. મ્હારી મૂંઝવણુ વધી.

તરલિકાએ મ્હને એના પતિ વિષે પૂછવા માંડયું. પ્રશ્ન પરંપરા બહુ વધી પડી. અને મ્હારી મૂંઝવણુનો પાર ન રહ્યો.

મ્હારે એના પતિની વાતો કહેતો હોઉં તેમ મ્હારૂં હૃદય ખાલી કરવું શરૂ કરવું પડયું. મ્હેં એને કહ્યું કે એના પતિને કોઈએ ભમાવ્યો કે તરલિકા ભ્રષ્ટા છે. તેથી તે ગાંડા જેવો થઈ ગયો. અને તરલિકાને પીયર મોકલાવી દીધી. પાછળથી એને ખબર પડી કે તરલિકાની વિશુદ્ધિને આંચ નથી આવી, પછીથી પોતાના તરફ તિરસ્કાર ને પશ્ચાતાપની અવધિ ન રહી. તરલિકા એક ફેરી ત્હેને તરછોડ્યા પછી સ્વીકારશે કે કેમ તે વિચારે એને ઘેલો બનાવી દીધો. "તરલિકા કેમ માફી આપશે!" એમ તે લવ્યા કરતો હતો.

મ્હારી વાતથી તરલિકાને સહજ શાંતિ થઈ હતી. તે બોલી ઉઠીઃ

"એમાં શું માફ કરવાનું? બળ્યું, મ્હારા કિશોર તો બિચારા એવા ભોળા કે અમસ્તાં પોતાનીજ ભૂલો કાઢ્યાં કરે."

મ્હેં એકાએક પૂછ્યુંઃ "ત્હમે ત્હેને માફી આપો ખરાં કે?" તરલિકાએ 'હા' કહી, અને ઉત્સાહમાં મ્હેં આંખ ઉપરથી મ્હારાં ચશ્માં ખેંચી કાઢ્યાં. તરલિકાએ મ્હને ઓળખ્યો. ઘડીભર મ્હારા તરફ આશ્ચર્યથી જોઈ રહી. બેબાકળી બનેલી તરલિકા પિતાની આમન્યા રાખ્યા વિના મ્હને બાઝી પડી.

તરલિકાના પિતા આનંદની લાગણીથી જોતા જોતા ત્યાંથી ચાલી ગયા.

તરછોડેલી પ્રિયતમાને મ્હેં આઠ મહિને ફરીથી ચૂમી.

*   *   *

તરલિકાએ બધી બીના સવિસ્તર જાણી. ત્હેના આનંદનો પાર ન રહ્યો. બીજે દિવસે મ્હારા અવસાનની ખબર ખોટી ઠરી. સાંજે અમે-હું અને તરલિકા અમારે ઘેર પાછાં આવ્યાં.

પ્રિય વાંચનાર, આ જીવનકથા વાંચી અમારા પછીના હંમેશના અંતરના અંતરાયવાળા, દુઃખમય સુખના, ભૂતકાળને ભૂલવા મથતા જીવન માટે બે આંસુ સારવા ઘટે તો ભલે તેમ કરજે.

પરંતુ સતીના સતીત્વની પરીક્ષાના જમાના વહી ગયા છે. ત્હારી પ્રિયતમા તરફ કદી વહેમની નજરથી જોતોજ ના. વિના કારણે એ મનના ભૂતને સંઘરતો નહીં. જીવનસહચરીના ચારિત્રની શંકા આણતો જ ના. એ શંકા જો જન્મ પામશે, તો ત્હારે અને ત્હારી પ્રિયતમાને મર્યે જ છૂટકો.



મ્હેં પ્રિયદર્શનાને જોઈ એ પ્રસંગ મ્હારા જીવનમાં વિરલજ હતો.

સહૃદય વાંચનાર, ત્હારા મનોરાજ્યમાં વિચર, કલ્પના કર કે એક સૃષ્ટિના સુંદર સ્થાનમાં એક પ્રતિભાશાળી વ્યક્તિ બેઠી છે. પર્વતોની હાર ચારે બાજુએ આવી રહી છે. વચમાં તળેટીમાં એક સુંદર સરોવર આવી રહ્યું છે. કોઈ સફેદ, કોઇ લાલ સરોજથી તે સરોવર આચ્છાદિત થયેલું છે. પર્વતના શિખર પરથી આછો આછો સૂર્યનો પ્રકાશ પડી રહ્યો છે. હમણાં જ સૂર્યોદય થયો હોય, આકાશમાંની ઉષાના રંગ અહીં તહીં રહી ગયા હોય અને તેના પડછાયા સરોવરના નિર્મળ જળ પર પડી રહ્યા હોય, એવું અનુપમ દૃશ્ય કુદરત જનતાને સમર્પી રહી છે.

ત્હારા કલ્પના-પટ પર ચિત્ર દોરવા ત્હારી પીંછી લે. ધીમાં ધીમાં એ રમણિય સરોવરની જલ સપાટીપર આવતા તરંગો દોરી દે. અહોનીશ વહેતાં પાણીની ઘટના જોઇ રહેનાર તે વ્યક્તિને તે સરોવરની પાળ પર બેસાડ.

ત્હેના મનોરાજ્યમાં કદી જો પ્રવેશ થઇ શકતો હોય તો કર. પરંતુ એ કીકીઓ મહીં અંતરના ભાવ જોઈ શકાતા હતા!

માનવ જીવન અને સરોવરના સલીલની સરખામણી-પાણી વહ્યું જાય છે, કદી અટકતુંજ નથી. તેનો મધુર રવ અને માનવ જીવનની ગડમથલ-તેનાં તરંગો અને માનવ જીવનની ચડતી પડતી-સમીર દોરે તેમ દોરાવાની તેની પ્રકૃતિ-માનવ જીવનની જનસમાજના રિવાજ પાછળ ચાલવાની ટેવ-પાણીનું અખંડ વ્હેવું અને માનવ જીવનની અનન્તતા.

એ ભાવ એ વ્યક્તિના વદનપર અને આંખની કીકીઓમાં મૂકી દે.

જે હોય તે, પરંતુ કુદરત ત્હેને પાઠ ભણાવી રહી હતી, એ તો સ્પષ્ટ જ હતું. સૃષ્ટિની સર્વ વસ્તુ માત્ર મનુષ્યને કુદરતના અચળ નિયમો શિખવી રહી છે. ઇશ્વરનું ઐશ્વર્ય સમજાવે છે. સૃષ્ટિ માત્રના એક જ ઉદ્દેશનું ભાન કરાવે છેઃ એવું કંઇક હૃદયના ભાવે અર્ધ ખુલેલા એના મધુર હોઠ સૂચવતા.

કદી કોઇ કવિના કલ્પના–સામ્રાજ્યમાં વિહરતાં સૃષ્ટિને ભૂલી ગયા છો ! એવે સમયે કોક ફેરી અવનવી રીતે લાગ્યું છે કે કાંઇ સ્મરણો તાજાં થાય છે, વિસ્મૃતિ પરનો પડદો ખસતો જાય છે, કાંઇક આછો આછો ભાસ થાય છે, અને શું થાય છે એ ચોક્કસ કળી શકાતું નથી ! કદી અચાનક ત્હમારાં પુસ્તકો મહીં નિમગ્ન થતાં ત્હમારા અભ્યાસગૃહના એકાન્તમાં બેઠા બેઠા શરીર કમ્પી ઉઠયું છે ! શું એમ નથી લાગ્યું કે ગત જીવનની સ્મૃતિઓના એ ભણકારા છે ! એ જ્વલંત સૌંદર્ય જોતાં મ્હને એવું કંઇક થયું. પ્રિયદર્શના મ્હને પરિચિત લાગી.

તે સુંદરી તહીં બેઠી બેઠી શું કરી રહી હતી ? એક ચિત્રફલક પર ચિત્ર દોરી રહી હતી. એક ઉદ્યાનનું તે ચિત્ર હતું. તેની આસપાસ સરોવર આવી રહ્યું હતું. ઉદ્યાનને એક ખૂણે પાળ પર એક સોળેક વર્ષની નૌતમ નમણી અને એક કામદેવ સરિખો પુરૂષ આલેખ્યાં હતાંઃ પાણી સામું જોયાં કરતાં હતાં.

ચિત્ર આટલેથી જ અધુરૂં રહ્યું હતું. રંગનું મિશ્રણ ઘણુંજ સરસ થયું હતું.

તે સુંદરી ત્હેમની મુખમુદ્રા પર શું ભાવ આલેખવા એ વિચાર કરતી હતી પરંતુ કાંઇ સૂઝતું નહતું. એ એના કપાળ પર વળતી કરચલીઓ સૂચવતી.

ચિત્રમાં એટલું બધું ચિત્ત પરોવાયું હતું કે બાહ્ય જગતનું ભાન ત્હેને રહ્યું નહતું. ત્હેની પછાડી ઉભો રહી તે ચિત્ર અને ત્હેને વારાફરતી હું જોઇ રહ્યો હતો. પરંતુ એનું ત્હેને ભાન નહતું.

આ ચિત્ર દોરવાનું શું પ્રયોજન ? શું આ ત્હેના જીવનનો અણમુલો પ્રસંગ હશે ? આ ચિત્ર શી રીતે સ્ફૂર્યું ? એવા અનેક તરંગો મ્હારા મનમાં ઉઠ્યા. થોડી વારે ચિત્ર દોરનારના મગજમાં કંઇક વિચાર આવ્યો

હોય એમ લાગ્યું. ત્હેણે પીંછી પાછી હાથમાં લીધી. મુખમુદ્રા પર ભાવ જોઇએ તેવા મૂકી દીધા, અને પછી એકદમ કિલકિલાટ હસી.

ચિત્ર જોનારને સહજ એમ થતું કે ચિત્રમાંની યુવતી પુરૂષને પૂછી રહી છે કે પ્રાણેશ, આ જન્મ તો મળ્યાં પણ ભવેભવ મળશું ને ?

એ ચિત્રમાં પુરૂષ બેઠો હતો. સ્ત્રી ત્હેના ખોળામાં માથું મૂકી સૂતી હતી, અને સૂતાં સૂતાં પ્રશ્ન પૂછી રહી હતી. પુરૂષ યુવતીને પાણીના વહેણ બતાવી રહ્યો હતો. જાણે પાણીના તરંગો જ યુવતીના પ્રશ્નનો પ્રત્યુત્તર કાં ન આપતાં હોય !

મ્હને લાગ્યું કે ચિત્રમાં આલેખાયલી સુંદરી અને પેલી હયાત દેવાંગનાની મુખાકૃતિ મળતી આવતી હતી. શું આ ચિત્ર જાણી જોઇને દોર્યું હશે ? જન્મો જન્મના સંસ્કારે ત્હેના હાથને શું આમ દોર્યો હશે ? એ ગત જીવનના સંસ્કારની પરિપૂર્ણતા આ જીવનમાં સધાઈ હશે ? શું આ ત્હેની પરિણીત જીંદગીનો અનુભવ હશે ? ડોલા ખાતી મ્હારી વિચારશક્તિ કાંઇ નિર્ણય ન કરી શકી.

એટલામાં તે ઉભી થઇ. ઉભાં થતાં માથાનો છેડો જરા સર્યો અને મ્હને અદ્‌ભૂત દર્શન થયાં.

તે ચાલી ગઈ. જતાં જતાં મ્હને એણે જોયો. હું મૂઢ જેવો ઉભો રહ્યો. ગઇ એટલે મ્હારી મૂર્ખાઇ પર હસ્યો.

અને પછીથી હું ઘેર આવ્યો.

( ૨ )

હું પરણ્યો નહતો. મ્હને પરણવું ગમતું ન હતું. મ્હારા જગતની સહુ કુમારિકા જોઇ વળ્યો હતો. હૃદય એકેને અભિનન્દી શક્યું ન હતું. કોઇ દીલના દર્દના વૈદ્યે કહ્યું કે અંતર રસિકતા શોધી રહ્યું છે.

દુનીયાના કોઇ અનુભવીએ પૂછ્યું છે કે જગતના યુવકોને રસિકતા શા માટે જોઇતી હશે ? સહુને ભભૂકતા સૌન્દર્યના અલ્હાદતાં તોફાન શા સારૂ ગમતાં હશે ?

પ્રિય વાંચનાર, તું માનવ સ્વભાવનો અભ્યાસી હો તો પ્રત્યુત્તર આપ. મનુષ્ય હૃદયની અનન્તતાને પહોંચી વળતો હો તો બોલ કે યુવા

ને રસિકતાનો સમાગમ માનવ પ્રગતિના ઇતિહાસમાં કયા કાળમાં, કયા પ્રાન્તમાં થયો હશે?

પ્રિયદર્શના આજે કહે છે કે રસિકતા એ માનવ હૃદયની તૃષા છીપાવનારી સુધા છેઃ એ આત્માનું અમૃત છેઃ મનુષ્યજીવનનું સર્વોત્તમ સુખ છે.

પ્રિયદર્શના કહે છે કે એના જીવનમાં રસિકતાની શોધ, એની મુગ્ધાવસ્થાના ઘેનભર્યા વાતાવરણમાં શરૂ થઈ. બાળપણના ઉર ઉલ્લાસના દિવસો ગયા અને અદૃશ્ય અને ન સમજાય એવી જીવનની દશાએ એ પહોંચી ત્યારે રસની છોળ એને લાગી.

રસિકતા એ આત્મવિકાસનું લક્ષણ છે. મ્હને પૂછે છે કે શા માટે એકજ વસ્ત્ર એક વ્યક્તિ પહેરે તો આંખને ત્રાસ ઉપજે અને બીજી પહેરે તો આંખને જોયા જ કરવાનું મન થાય? વસ્ત્ર એક, પહેરવાની ઢબ એક છતાં ભિન્નતા શી? મ્હને અનુત્તર રહેલો જોઈ એ જવાબ આપે છે કે એક વસ્ત્ર પહેરવા ખાતર પહેરે છે, બીજી એ પહેરી પોતાની રસિકતાનાં દર્શન કરાવે છે.

આત્મવિકાસને અંગે જ નજીવી વસ્તુમાં પણ સૌંદર્યનાં દર્શન કરી શકાય છે. સૌંદર્યને અપાતાં આત્માનાં અર્ધ્ય એ જ વ્યક્તિગત રસિકતા.

પ્રિયદર્શના કહે છે કે પુરૂષ અને સ્ત્રી એક બીજાના આત્માના વિકાસ અર્થે છે. પુરૂષના આત્માના વિકાસ રસિકતા વગર કદી થઈ શકે નહીં. તેથી પુરૂષો રસિકતાને શોધે છે.

પુરૂષને રસિકતા મળે તો એનો આત્મા જાગ્રત થાય.

સ્ત્રીમાં રસિકતા જોતો આત્મા પોતાનાં ધ્યેય ઉંચાં ને ઉંચાં ખેંચી લઈ જઈ શકે. જગતનું પરમ સૌંદર્ય તે જ પરમ સત્ય.

એ પરમ સૌંદર્ય જોવા મથે તે જ આત્મા પરમ સત્યને પણ ઓળખી શકે.

ગમે તેમ હો પણ મ્હારા હૃદયના તાર હજી સુધી હાલ્યા નહતા. મ્હારો આત્મા સૌંદર્યને અર્ધ્ય અર્પવા કદીય ઉડયો નહતો.

પરંતુ પ્રિયદર્શનાને જોઇ ત્યારનો અનુભવ જુદો હતો. મ્હારૂં હૃદય એનાં ચરણોમાં નમી પડ્યું.

અંતરને અગમ્ય મહીંથી પ્રેરણા થયા કરતી કે એ આત્મા પોતાથી જુદો નથી.

કવિઓએ, મહાત્માઓએ, પ્રભુની વિરલ અનુકૃતિઓએ જન્મો-જન્મ પ્રિયતમ અને પ્રિયતમાનો સમાગમ કલ્પ્યો છે, ગાયો છે, જગતને શીખવ્યો છે.

મ્હારૂં હૈયું પણ કંઇક એવો ભાવ અનુભવી રહ્યું.

યુગયુગથી પરમાત્મા મહાંથી છૂટા પડેલા આત્માનાં દિવ્ય કણો, વિભક્ત થઈ, એક બીજાને શોધતાં ભમે છે. સ્નેહી તરીકે મળી આત્માનો વિકાસ સાધતાં એ દિવ્ય કણો ભેગાં મળી જીવનનું પરમ ધ્યેય સાધી પરમાત્મામાં ભળી જાય છે.

એવા સ્ર્જનજુના સૂત્રોની સત્યતાનો મ્હને તે ક્ષણે ભાસ થયો.

એ ધન્ય પળે આત્માએ આત્માને ઓળખ્યો, પ્રેમીએ પ્રેમીને પરખ્યો અને દિવ્ય રસજ્યોત પ્રગટી. એવા અગમ્યમાંથી આવતા આદેશના અંતરના ઉંડાણુ મહીંથી પ્રતિધ્વનિ ઉઠ્યા.

મ્હને મ્હારા જીવનની સિદ્ધિ સાંપડી. મ્હારા આત્માની તૃષા છીપવનારી રસિકતા જડી.

(૩)

કોણ જાણે શું હતું કે એ સરોવર પર જ હું હંમેશ ફરવા જતો. બીજે જવું મ્હને ઠીક લાગતું નહીં. સરોવર પર આવી બેસતો. સામેના પર્વતોની છાયા સરોવરના ઉંડા નીરમાં જોયા કરતો. મ્હને તે દિવસના દૃશ્યનું ભૂત છોડતું નહી.

મ્હને તે વખતે લાગતું કે મ્હારૂં કાંઈ ખોવાયું છે અને હું તેને શોધી રહ્યો છું. તે નિશ્ચિત વસ્તુ ન હતી. શું હતું તેની અંતર રૂપરેખા ઘડી શકતું ન હતું. માત્ર ભ્રમણા હંમેશ રહેતી.

ગમે તેમ પણ હું તે સરોવરની પાળ પર જવાનું ચૂકતો નહીં. બુદ્ધિ ના પાડતી હોય, અન્ય વ્યવસાય ઘણો હોય, છતાં તે તરફ ઘસડાતો. તે દિવસે જોયેલું દૃશ્ય કલ્પનાબળે પાછું જીવન્ત કરવા મથતો અને આખરે નિરાશ થતો.

એ ઝાંઝવાના નીરની માફક વિદ્યમાન છતે આમ એક ફેરી દેવને પણ દુર્લભ એવાં અજબ દર્શન દઈ ક્યાં સંતાઈ ગઈ! એને ક્યાં શોધું! એમ હૈયે થયા કરતું. આંખ મીંચતાં એની રમ્યમૂર્તિ ખડી થતી.

અને આશાતંતુ જીગરને તાણ્યા કરતો.

( ૪ )

જતે દહાડે એની યાદગીરીમાં હું ચિત્રકલા શીખ્યો. સુભાગ્યે મ્હને કુદરતની બક્ષીસ મળી હતી. એ કલા મ્હેં પછીથી ખીલવી અને એનો અભ્યુદય થયો.

પછીથી ચિત્રો આલેખવામાં કલાકોના કલાકો કાઢતો. એજ પ્રવૃત્તિ મ્હારૂં જીવન થયું. પ્રત્યેક વસ્તુ મહાંથી મ્હારો રસ નાસી ગયો. મ્હારૂં દીલ એ જ કામમાં ચ્હોંટતું.

મ્હારા એક સ્નેહીએ મ્હને આગામી કલાપ્રદર્શનની ખુશખબર કહી. એમણે એ પ્રદર્શનમાં મ્હારે એક ચિત્ર મૂકવું એવો આગ્રહ કર્યો.

મ્હેં બધો મ્હારા ચિત્રોનો સંગ્રહ ઉથલાવી કાઢયો. પરંતુ એક પણ ચિત્ર ગમ્યું નહીં. આખરે એક મ્હારા અપૂર્ણ ચિત્ર પર આંખ ઠરી.

એ ચિત્ર મ્હેં પ્રદર્શન માટે મોકલવા તૈયાર કર્યું. પ્રદર્શનનો દિવસ નજીક આવ્યો અને એ ચિત્ર મોકલી આપ્યું. મ્હેં પૂરૂં કર્યું જ નહીં. કોણ

જાણે શું થયું કે તે પુરૂં કરવા મ્હારા મગજમાં ખ્યાલ હતો તોય મ્હારો હાથ ચાલ્યો જ નહીં.

એ ચિત્ર મ્હારૂં પ્રિયમાં પ્રિય ચિત્ર હતું.

( ૫ )

પ્રદર્શનને દિવસે હું અને મ્હારા સ્નેહી મ્હારા ચિત્ર આગળ બેઠા હતા.

સમાજના કલારસિક નરનારીઓના સમુદાયને નિરર્થક જોઈ રહ્યા હતા.

સન્ધ્યાના ઘેનભર્યા વાતાવરણમાં બે કુમારિકાઓ પ્રદર્શન જોતી અમારી નજરે પ્હડી.

ફ્રી ફ્રીને એ બંને મ્હારૂં ચિત્ર જોવા આવ્યાં.

થોડીક વાર તો બંને શાંત ઉભાં રહ્યાં. ઘડી બે ઘડી ગઈ હશે અને એમાંથી એકનાં નયન ચમક્યાં.

કાંઈ એ ગણુગણુી; હોઠ હાલતા લાગ્યા.

"આ તો જાણે ત્હારી જ છબી, અને અંદરનું ચિત્ર ત્હેં દોર્યું છે તે જ જાણે આબેહુબ."

બીજી કુમારિકા અવાક્ જ ઉભી રહી. એનું ધ્યાન ચિત્રમાં જ હતું.

"એ ત્હારૂં ચિત્ર કોઇને બતાવતી ન હતી ને ! મ્હેં ધાર્યું તેના કરતાં તું પાકી નીકળી" એ ધીમું ગણુગણુી.

થોડીકવાર બંને ચિત્ર જોઈ રહ્યાં. પછી એ બોલી.

"આ ચિત્ર તો અધુરૂં છે: આ ભાગ કેમ ખાલી છે? કોઇ ત્હારી સાથે ઉભું હતું?" ધીમે રહીને બતાવતાં એણે પૂછ્યું.

હજી બીજી કુમારિકા મૂંગી જ ઉભી રહી હતી. ચિત્ર જોતાં જ એને કાંઈ અવનવાં સ્મરણો તાજાં થયાં હોય એવો ભાવ એની મુખમુદ્રા સૂચવતી.

મ્હેં એ કુમારિકાને ઓળખી હતી. મ્હારો અન્તરાત્મા સાક્ષી પૂરતો હતો કે એણેય મ્હને ઓળખ્યો હતો.

એ તો એ જ—મ્હારા જીવનની ઉષા.

ધારી ધારીને ચિત્ર જોવામાં મશગુલ થયેલી સખીનું ધ્યાન ચોરીને એણે મ્હારા તરફ એક દૃષ્ટિ નાંખી લીધી.

અને પછીથી એ સહજ હસી.

એની સહીયર થોડી વારે બોલી ઉઠી,–" ઓહો ! આ તો પ્રબોધચંદ્રનું ચિત્ર છે. પેલા હમણાં જ વિખ્યાત થયલા ચિત્રકાર— "

મ્હેં એના સામું જોયું અને માથું નમાવ્યું.

એ પાછી ફરી અને અમારી નજર મળેલી એણે જોઈ. અને પછી એ બંને ગયાં.

મ્હને મ્હારા ચિત્રને માટે પહેલું ઈનામ મળ્યું.

મ્હારૂં નામ ઘેર ઘેર જાણીતું થયું. વર્તમાનપત્રોએ મ્હારા ચિત્રનાં વખાણ કરવામાં વિશેષણો વાપરવામાં ક્યાશ રાખી નહીં.

( ૬ )

બીજે દિવસે પ્રિયદર્શનાનું માગું આવ્યું અને અમે પરણ્યાં. ઘેર આવી પેલું અધુરૂં ચિત્ર લઈ પુરૂં કર્યું. તે ચિત્રમાંની પ્રિયદર્શનાની પછાડી મ્હારૂં ચિત્ર દોરી દીધું.

સુખની મરૂભૂમિમાં વિચરતાં વિચરતાં કદી હું પ્રિયદર્શનાને પૂછું છું કેઃ—

"એણે સરોવરની પાળ પર બેસી પેલું ચિત્ર કેમ કાઢ્યું?" પ્રિયદર્શના ગાય છે કે પ્રેમ અનન્ત છે, અને અનન્ત પ્રેમની પ્રતિમા એનું ચિત્ર છે.

એ કહે છે કે જન્મોજન્મના પ્રેમના ભણકારા આ જન્મમાં કોક વેળા વાગે છે. કોઇક ફેરી વિના કારણે ઉદાસ થઈ જવાય છે, અર્થ વિના હૈયું રડી રહે છે, એવા અગમ્યના આદેશની પ્રતિકૃતિ એ ચિત્ર છે. મૃત્યુ પછી પ્રેમથી વિખુટા પડેલો આત્મા જન્મે જન્મમાં પણ એ પ્રેમને શોધી રહે છે.

એ કહે છે કે પૂર્વ જન્મના સંસ્કાર અને પ્રેમની સ્મૃતિ એના હૈયામાં મ્હને એ સરોવરની તીરે જોયો ત્યારે જાગ્યાં હતાં.

એ લવે છે કે એ અનન્ત પ્રેમની સાધના કરવા અમે અનન્તતાને આરે મળ્યાં છે. અને અનેક જીવનને પેલે પાર અમો પ્રેમયજ્ઞની પુર્ણાહૂતિ સાધવા ભેગાં થયાં છીએ.



અનુભવ્યાં છે ને કુદરતને ખોળે સૂતાં સૂતાં હૃદયનાં અગમ્ય ઉંડાણુ મહીંથી જીવનના પ્રિય સ્વપ્નો સજીવન થતાં! અપૂર્વ આનંદ સમાધિ લાધી છે ને એ સ્વપ્નો મહીં દીલને રીઝવતાં! કુદરત અને માનવ આત્માનો વિનિમય અનુભવ્યો છે ને!

વિશાખાને ઈંદુએ તે દિવસે જોઈ ત્યારે એને કાંઈક એવું થયું. ઉરસરના અગાધ જળમાં પ્રતિબિમ્બિત થયેલી કલ્પનાપ્રદેશની કાવ્ય મૂર્તિ સમી એ લાગી. એને જોઈ ત્યારે સર્વાંગસુંદર વિશાખા સફેદ વસ્ત્રો મહીં મનોહર દેખાઈ. એનું નાનકડું શરીર ઝંઝાવત મહીં તરફડતી અસહાય વનવેલી જેવું રમ્ય ભાસ્યું. એના કાનને ઢાંકી દેતાં એના વિપુલ ઝુલફાં રમ્ય રીતે એના ભાલ પ્રદેશ પર ગોઠવાઈ રહ્યાં હતાં. એની લટો મહીં અજબ આકર્ષણ હતાં. એની હાંફતી છાતી અને ઘેરા મદભર નયનો મહીં અનિવાર્ય મોહિની હતી. એની બેવફા બેદરકારી એના સૌંદર્યને અપૂર્વ બનાવતી. એના વદન પરની અનિર્વર્ણનીય ફીક્કાસ એને અજબ મોહિની ભરી લાગી. એ અણીવાળાં નયનોનાં જાદુ અનિવાર્ય હતાં. એ મરકલડાં મહીં હૃદયના આભાસ હતાં.

વિશાખા ખુરસીમાં પડયે પડયે રૂમાલ ગૂંથ્યા કરતી હતી. એને અઢારેક વર્ષ થયા હશે એમ સહજ જણાતું. વિશાખા રાનો મહીંનાં ગુલોની માફક વિજન વાતાવરણ મહીં પોતાની સુગંધી વેડફી દેવા જન્મી હોય તેમ ઈંદુને લાગ્યું. વિકાસને અંતે વિનાશ હોય જ, પણ વિશાખાની દેહકલિકાના વિકાસ ને વિનાશ ભેગાં ભેગાં થતાં જતાં હતાં.

ઈંદુ વિશાખાને દરરોજ જોતો. એને જોવી ગમતી. એને જોતાં એનાં નયનો ઠરતાં, હૈયામાં ભરતી આવતી, ઘડીભર એનો આત્મા થંભી

જતો. સામે બારણે જ રહેતો, એટલે દિવસમાં કોઈની કોઈ પળે તો વિશાખા એની નજરે ચઢ્યા વિના રહેતી નહીં. વિશાખાને જોતાં એને પ્રભુતાના દર્શન થતાં.

એ દેહકલિકા મહીંથી ઉઠતી યૌવનની ફોરમને કોઈ સત્કારી શકે એમ ન હતું. એ પ્રમત્ત દેહ મહીંથી ઉડતા યૌવન પરાગને અનન્તતામાં ભળવાનું જ નિરમાયું હતું. વિશાખા હિંદુ સમાજની એક અપશુકનીઆળ વિધવા હતી. પતિસુખ એણે નહોતું ભાળ્યું. તેર વર્ષે પરણી ને ૭ મહિને એના પતિ વિદેહ થયા હતા.

વિશાખાને ઇંદુ જોઈ રહેતો. એને જોવામાં ઇંદુને અજબ રસ પડતો. માનવહૃદયનાં ઉંડાણુ શોધવાનું એને બહુ પ્રિય હતું. વિશાખાની મુખમુદ્રા મહીં વિધવાહૃદયના લેખ વાંચવા એ મથતો.

રોજ ને રોજ એ કાંઈ નવું ને નવું જોતો, તે દિવસે જોયું તે એને અનિર્વર્ણનીય અનિર્વાચ્ય લાગ્યું.

ચોથા દિવસની નાહી ધોઇ ઉઠેલી વિશાખાના વદનની પ્રીક્કાશ મહીં એણે કાંઇક અદ્‌ભૂતતા જોઇ. ઘડીભર એને થયું, એ લલાટે સૌભાગ્યચંદ્ર હોત તો! વિચાર આવ્યો ને નષ્ટ થયો. વિશાખાને જોતાં જોતાં એ થંભી ગયો. કુદરતનું અનેરૂં સર્જન નિરખતાં એનો આત્મા દીનતા અનુભવી રહ્યો. એ અપૂર્વ પ્રીક્કાશ મહીં એને યૌવનના કવિત્વની ઝાંખી થઈ.

(૨)

ઇંદુના હૃદયનાં વહેણુ અનેરાં હતાં. એ દુનિયા મહીંથી રસ લુંટવા જન્મ્યો હતો. પાપ કે પતનમાં એને શ્રદ્ધા ન હતી. જ્યાંથી મળે ત્યાંથી આનંદના ઘુંટડા ભરી ભરીને પીવામાં એને એના જીવનનું સાર્થક જણાતું. સમાજે સ્વીકારેલાં પાપ પુન્યનાં ધોરણો પ્રત્યેની એની ઉદાસીનતામાં ભવ્યતા હતી.

કલા એ પરખી શકતો. કલાનું એને ગાંડપણુ લાગ્યું હતું. દુનિયાની એને પરવા ન હતી. જીવન તરફ એની બેદરકારી અજોડ હતી. ભવિષ્યના વિચાર, દેહના કલ્યાણુ કરવામાં પરલોકના વિચાર, આત્માનો મોક્ષ, એવા એવા વિચાર કરવાની એને ફુરસદ ન હતી. એને માત્ર આજની પડી હતી. પળેપળ મહીંથી એને આનંદ જોઇતો હતો.

પરણવું એને ગમતું ન હતું. પરણવાના પ્રતિબંધ એને ગમતા ન હતા. છતાંય એ હિંદુ સમાજમાં જન્મ્યો હતો. એક બાળક જેવી કન્યાને એને પરણવું પડયું હતું. સુંદર ઢીંગલી ઘરમાં આણી સાચવીને કબાટમાં મૂકીને જોઈ રહીએ તેમ એની ધર્મપત્નીને જોઈ રહેતો. એને માટે એના ઉર મહીં ઉમળકો ન હતો. આંખમાં સ્નેહ ન હતો. શબ્દમાં દયા ન હતી. અધિકારનો નશો અને માલિકીનું ગુમાન એને ચઢ્યાં હતાં. એનાં સુખ કે આનંદની એને જરી પરવા ન હતી. એના ખીલતા જતા શરીરને પોતાની વાસના પોષી નિષ્પ્રાણ કરવામાં એને અધિકારનો ઉપભોગ લાગતો. તેર વર્ષે ઇંદુની સહધર્મચારિણીને ઇંદુના પૂર્વજોને તારવા માતા થવા આત્માનું બલિદાન દેવું પડયું હતું. એના પિતાને ત્યાં ભુંડા ભાવીને વિમાસતી દોહ્યલાં દિવસ નિર્ગમન કર્યે જતી હતી.

ઇંદુને એનો વિચાર કરવાની ફુરસદ ન હતી. એને હૃદય સંતોષવા સિવાય બીજું કશું રૂચતુંજ નહીં.

વિશાખાને જોઈ રહેવામાં એને જીવનની લહાણ માણી. એ એને જોઇ રહ્યો. એના શરીરની એકેએક રેખા મહીં એ સૌંદર્યના દર્શન કરી રહ્યો. એ દર્શનજાદુએ એના મનને ઘેલું કર્યું.

## ( ૩ )

ઇંદુ પ્રભુની પ્રભુતા જોવામાં મશગુલ બન્યો હતો. સંગીતના નાદ આત્માને લાગે અને આત્મા આનંદમાં ઘડીભર ડૂબી જાય તેમ એ ભાન ભૂલ્યો હતો. એને એની કાન્તાભાભીએ જગાડયો.

ઈંદુની કાન્તાભાભીને દુનિયાના વાયરા વાયા હતા. પચ્ચીસ સત્તાવીસ થયા હોય એમ સહજ દેખાતું. એ જાજવલ્યમાન પ્રકારમાં ખપતી. સત્તાનો શોખ એમની આંખો મહીં ચમકતો હતો. યૌવનની મસ્તી એમના અંગે અંગમાં વિલસતી. એમની જીભ જરા છૂટી હતી. સંકોચ કે ક્ષોભ એમને અજાણ હતાં. એમનાં અંગેઅંગમાં વિલાસપ્રિયતાનાં દર્શન થતાં

નાની ઉમ્મરમાં વિધવા થયા હતાં એટલે જરા બેપરવાઇ આવી હતી. એમને માથે સ્વામી નહીં એટલે એ જરા નઠોર થયાં હતાં. સ્ત્રીમંડળમાં પોતાની આણ વર્તાવવા, જ્યાં ત્યાં સ્ત્રીમંડળ ભેગું મળ્યું કે એ પોતે સ્વયંનિર્ણિત

પ્રમુખસ્થાન લેતાં, વાતના વલણુ પોતે દોરતાં ઘણે ભાગે તો બીજાને બોલવાનો પ્રસંગ જ આવવા દેતાં નહીં. નાત જાતના અને પાડોશીઓના, ગામમાં જાણીતા લોકોના કુટુંબોની વ્યક્તિઓના સદાચાર સદ્‌વર્તન વિષે હંમેશ વાતો થતી. એમની કસોટીએ ચઢ્યા પછી કોઈ વિશુદ્ધ રહેતું નહીં.

એમને ત્રાજવે તોળતાં કોઈ સદાચારી રહેતું જ નહીં. એમની લોકોના ઘરના પુરૂષો તથા સ્ત્રીઓના ચારિત્ર્યની માહિતી સહજ બીજા કોઈ કરતાં વિશેષ હતી. જ્યાં જ્યાં એ જતાં, ત્યાંના લોકોને પોતાના બહોળા જ્ઞાનનો અનુભવ આપતા; અને બીજે ઘેર જતાં પહેલાં પહેલાં ઘરના લોકોનું ઘસાતું બોલતાં એમને જરાય સંકોચ થતો નહીં. પરનિંદાના વ્યવસાયમાં એમને એમના વિધવા જીવનનું એકલવાયું સુખ સાંપડતું. પોતા કરતાં બીજા વિશેષ ખરાબ છે એ ખ્યાલ એમના દીલને મનાવવા પુરતો હતો. દુનિયાની નીતિનાં સંરક્ષક કાન્તાભાભીનો આનંદ એમાંજ હતો.

કાન્તાએ ઇંદુને વિશાખાને અનિમેષ જોતો જોયો. એના દીલમાં તનમનાટ થઈ રહ્યો, એના નયનો તોફાને નાચી રહ્યાં. કોલમ્બસે અમેરિકા શોધ્યો ને ત્હેને જે આનંદ થયો હશે તેવો કાંઈક આનંદ એમને થયો. થોડાક દિવસ માટે વાતોનો વિષય એમને જડયો. વિશાખાને માથે અનીતિનું આરોપણુ કરવામાં એમને પોતાની મહત્તા વધતી લાગી. જેને આંગળી અડકાડી ન શકાય, ત્હેને હથેળીમાં લઈ ચોળી નાખી ફેંકી દેવામાં જે વિજયનાં ઘેન હોય તે ઘેન એમને ચઢ્યાં. "કેમ ઈંદુ, શું આમ મૂઢ જેવો જોઈ રહ્યો છે!" સત્તા દાખવતો કાન્તાભાભીનો અવાજ આવ્યો.

"કોણુ કાન્તા ભાભી!" ઈંદુ પાછો ફર્યો. ઘડીભર એની આંખ એક થઈ, અને ઇંદુને શું કરવું એ સૂઝયું નહીં.

"વિશાખા શું કરતી હતી!" બીજો પ્રશ્ન કાન્તા ભાભીએ પૂછ્યું.

ઈંદુને પરિસ્થિતિ અસહ્ય લ.ગી.

"કેમ નથી બોલતો?" વળી પ્રશ્ન આવ્યો.

"કંઈ નહીં, પણુ એના લક્ષણુ સ.રાં જણાતાં નથી." એક એક શબ્દ છૂટા પાડતો પાડતો એ ગણુગણ્યો. એના અંતરમાં એને મ્હોડેથી ઉઠતા જતા શબ્દોના આકાર ન હતા. હૃદય ડંખતું હતું.

" જેને સારા ધારીએ તે પણ આવાજ નીકળે છે."

કાન્તા ભાભીએ દુનિયાનું ડહાપણ દાખવ્યું.

એ સામા ઘરમાં જોઈ રહ્યાં, અને ઈંદુ ધીમે રહીને બહાર ચાલ્યો ગયો.

( ૪ )

પરનિંદાના શોખીનો વ્યક્તિઓના વર્તન તરફ સૂક્ષ્મદર્શક યંત્ર આંખે મૂકીને જુએ છે. નિંદાના સૂક્ષ્મદર્શક યંત્રની પેલી પાર વ્યક્તિઓની મલિનતા અપરિમિત થઈ જાય છે.

કાન્તાભાભીએ તે સાંજે પોતાનો મુકામ વિશાખાને સાસરે રાખ્યો. ઈંદુની ધર્મપત્ની એટલે વિશાખાની નણંદ. કાન્તાભાભી એ કુટુંબમાં વેવણ તરીકે ઓળખાતાં. વેવણને આવકાર મળ્યો, અને સહુ સ્ત્રી મંડળ એમની આજુબાજુએ ટોળે મળ્યું.

પાણીમાં પથરો નાંખી અને કુંડાળા એક પછી એક મોટાં ને મોટાં જ થતાં ચાલ્યા જાય તેમ સ્ત્રી મંડળની વાત કોઈના નજીવા જેવા વર્તન પર ટીકા કરવાની મળે એટલે વધ્યે જ જાય.

" ત્હમારે માટે મ્હારો જીવ બહુ તણાતો હતો. ત્હમે આવ્યા તે સારૂં કર્યું." એ આવકારના શબ્દોથી વાત શરૂ થઈ. અને એક બીજાના કુટુંબની મોટાઈ અને આત્મશ્લાઘા આગળ કરતાં કરતાં હેતના ઉમળકા બતાવતાં અને જીભની મીઠાશની લહાણી કરતાં જતાં આખરે વિશાખાને કાન્તાભાભીએ આગળ કરી.

" જુઓને ધનલક્ષ્મી, મ્હને લાગે છે તો કહું છું. વિશાખાના ઢંગ ઠીક દેખાતા નથી. ત્હમારા જમાઈ કોઇ દહાડો કોઇનું નામ પણ ન લે, તે પણ કહેતા હતા કે લોકો સારૂં નથી બોલતાં." દુનિયાની નીતિના સંરક્ષક કાન્તાભાભીએ વિશાખાની સાસુને અતિશય લાગણીથી આંખમાં આંસુ આણીને રડવા જેવા સાદે, અને દુનિયાને મહાન અનર્થમાંથી બચાવવાની અનુકંપા કરતાં હોય તેમ કહી દીધું.

પછી એક બીજાને આશ્વાસન દીધાં અને કાન્તાભાભી ગયાં.

સ્ત્રી મંડળે સંભારી સંભારીને વિશાખાના આચાર વિચારની સમીક્ષા કરી.

"બિચારા કાન્તાબ્હેન બહુ ભલાં છે એમને આપણા કુટુંબનું લાગે છે તો કહે છે. બાકી એમને શી પડી છે" એવાં એવાં અનેક પ્રમાણપત્રો કાન્તાભાભીને મળ્યાં.

વિશાખા હવે નાદાન નથી. હવે એને સાસરે રહેવું જોઇએ. એના બાપ એને ફટવે છે. મા હોય તો આમ ફટવવા દેજ નહીં. દીકરી સાપનો ભારો ઇત્યાદિ અનેક જગતજુના અનુભવ સૂત્રો અને અભિપ્રાયોનો વિનિમય થયો.

સહુ કોઇને કાન્તાભાભી કુટુંબના હિતેચ્છુ લાગ્યા. વિશાખા દોષની ભરી, દયાને પાત્ર તો નહીં, પણ હડધુત થવાને લાયક લાગી. એના નિર્દોષ વાર્તાલાપનાં, હૃદયના ઉલ્લાસનાં મૂળ મંડાણ પાપમાં છે, એમ સહુ કોઇએ માન્યું. એને માટે જીવન મહીં આનંદ સહુએ અનિષ્ટ ધાર્યો. વિશાખા હસે બોલે એ એમને અનિષ્ટ લાગતું હતું. વૈધવ્ય એટલે તદન ભાવહીન લાગણી વિનાનું જીવન એવો એમનો મત હતો.

જુના જમાનાની ધનલક્ષ્મી ઘડીભર ભાન ભૂલી ગઈ. એને દુનિયા ઉંધી વળી જતી લાગી. પોતાની પુત્રવધુ પર શંકા લઇ જતાં એને આચકો ન આવ્યો. દીકરી જેવી પુત્રવધુને માથે આળ ચઢાવતાં એની જીભ અટકી નહીં.

" હું તો એમને અસલથીજ કહેતી હતી કે એ રાંડના લક્ષણ સારાં નથી. બળ્યું, આપણું કોણ માને છે ? " ધનલક્ષ્મીએ મનમાં ઓછું આણ્યું અને તે રડી પડ્યાં. બીજી પુત્રવધુઓએ સાસુની સાંત્વના કરી.

રાત્રે સઘળી વાત વિશાખાના સસરા પાસે ગઈ. ધનલક્ષ્મી વળી ઓછું આણી રડી પડી. એમણે ઘણી સમજાવી. વિશાખા એવી હોય જ નહીં એમ સમજાવવા ઘણું મથ્યા. ધનલક્ષ્મીનો પ્રકોપ તેમને તેમ વધતો ગયો.

" હા હવે હું સમજી. એ રાંડનો ત્હમે શા સારૂ પક્ષ તાણો છો ! " પોતે અત્યાર લગી છેતરાઈ હોય એમ પતિ તરફ શંકાશીલ દૃષ્ટિએ ધનલક્ષ્મી જોઈ રહી.

વિશાખાના સસરાના અંતરના ચુરેચુરા થઈ ગયા. ધનલક્ષ્મીએ એને કેટલી નીચ કોટિ પર મૂક્યો તે જોઈ એના હૃદયને અસહ્ય આઘાત થયો. એકે અપરિમીત રોષમાં અને બીજાએ અમેય વિશાદ મહીં રાત્રી કાઢી.

## (૫)

બીજે દિવસે યુદ્ધનો પેગામ મોકલવા સવારથી ધનલક્ષ્મી તત્પર થઇ રહી.

ગયેલી રાત્રીના અને ગઇ કાલના આખા દિવસના સંભારણા મહીં દીલને રીઝવી રહેલી વિશાખા પોતાના ખંડમાં ઇઝીચેર પર પડી હતી.

એના ઉરના અભિલાષ આજ એને આઘે આઘે ઉડતા લાગતા. ગઈ કાલનો દિવસ એને અનુપમ લાગ્યો હતો. એણે ડાબે ખભે માથું નાખી દઈ અંગ પર હાથ લટકતા નાંખી દઈ ઉભાં ઉભાં આખો દિવસ આળસ મરડવામાં અનુપમ સુખ માન્યું હતું. હૃદયના પળેપળના ધબકારામાં નવીનતા અનુભવી હતી. એના આળસના પ્રત્યેક અંગમરોડ મહીંથી એને જીવનની મીઠાશ સરી જતી માની હતી.

એની દેહકલિકાના વિકાસ ને વિનાશ અનુસંગી થતાં જાય છે, એ આત્મભાન એને થયું ન હતું.

આયના મહીં દેહના દર્શન કરતાં એણે આંખો મહીં સૌંદર્યના જાદુ અનુભવ્યા હતા. વદનચંદ્રની સર્વોત્કૃષ્ટ ફીક્કાસ મહીં ઝીણા ઝરમરવાળી શ્રાવણની ચંદ્રિકાના તેજ ભાળ્યાં હતાં. શ્રાવણના સરવરિયાં મહીં ચંદ્રની કાન્તિ ધોવાઈ જાય, તેમ યૌવનના ફૂવારા ઉડયે એનાં વદનચંદ્રને તે નિસ્તેજ કરી રહ્યાં છે એમ દીલે માન્યું હતું.

ગત પળે જ વિકસી પરિપૂર્ણતા પામેલું અનુપમ ગુલાબ દીપકની જ્યોતે ધરો, અને એની ગુલાબી જોતજોતાં અદૃષ્ટ થાય–સુંદરતાની મૂર્તિ સમું ગુલાબ નિષ્પ્રાણ નિસ્તેજ બને, તેમ યૌવનની જવાળાથી એના ગાલોની ગુલાબી સરી ગઈ. પરંતુ એના વદનની આકર્ષક નિસ્તેજસ્વિતા અદ્વિતીય હતી.

સૌંદર્યના આત્મભાન કોને પ્રિય નથી હોતાં! કોને એ મહીં જીવનની અનુપમ સુખ સમૃદ્ધિ નથી સાંપડતી! નિર્દોષ બાળક જેવી વિશાખા એ સુખના મૃગજળ જોઈ રહી. સૌન્દર્ય વેડફાઈ જવા જન્મ્યું છે એનું એને ભાન નહોતું થયું. વસ્તુનું મૂલ માલમ હોય તો જ તેની કિંમત હોઈ શકે. વિશાખાને એ સૌંદર્યના મૂલનું ભાન ન હતું. માત્ર અનાયાસે એનું હૃદય આનંદ અનુભવતું હતું. મોડી રાત સુધી ઉંઘ નહોતી આવી.

નભની ચંદ્રા નીરખી રહેતાં એને રાત્રીના પહોર ચાલ્યા ગયા તેનું ભાન નહોતું રહ્યું. શરીર અહીં અજબ પ્રાણુ—ચેતના અનુભવી હતી. લચી જતી ચોળી ઉરના ઉમળકે હીંચોળા ખાતી અનુભવી હતી. વસ્ત્રોની કરચલીએ કરચલી મહીં ઉરરસસરિતાના ઘોષ વહી જતા અનુભવ્યાં હતાં. એનું દોડતું દીલ હૈયાની હુંફ અનુભવતું હતું.

સંસારની અણજાણ, નિર્દોષતાથી નીતરતી વિશાખાએ બધાંમાં સુખ માન્યું હતું.

કડવું અને મીઠું શું, એ તો સ્વાદનું ભાન થતાં સમજાય. હજી રૂદન અને હાસ્યના અંતર એને કાપવાના હતાં.

વિશાખા ઉરના એકાન્તમાં સુખની સુધા આત્માને પાઈ જીવનને પોષી રહી હતી. ત્યાં ધનલક્ષ્મીની નાની દીકરીના પગલાં એના ઘરમાં થયાં. ઇંદુની ગૃહલક્ષ્મીને યુદ્ધના અંતિમ પેગામ લઈને ધનલક્ષ્મીએ મોકલી હતી.

વિશાખાએ સામા બારણાની પાડોશણનો સત્કાર કર્યો.

"કેમ કુસુમ બ્હેન, આવ્યાં ને બોલતાં કેમ નથી?" કુસુમ ગૂંચવાઈ ગયેથી બોલ્યા વિના જ બેસી રહી. એણે આમ તેમ જોયા કર્યું.

"કેમ ઇંદુભાઈને મળવાં પિયરથી નાસી છૂટ્યાં?" વળી પૂછ્યું.

"ના" ગભરાતાં ગભરાતાં એણે જવાબ વાળ્યો, ને "ત્હમને બાએ ઘેર તેડ્યાં છે." જેમ તેમ કરીને પોતાનું કાર્ય આગળ કર્યું.

"કેમ કાંઈ આજે છે?" નિર્દોષતાથી પ્રશ્ન પૂછ્યો.

"ના આજથી ત્હમારે ત્યાં આવીને રહેવાનું છે."

"કેમ!" વિચારમાં પડી જતાં વિશાખાએ પૂછ્યું.

"નહીં, ખાસ કંઈ નહીં! પણ અમારા કુટુંબની આબરૂને ખાતર ત્હમે પિયરમાં વધુ વખત રહો એ બાને ઠીક નથી લાગતું.

કુસુમ ગણગણી ગઈ.

"એટલે!" વિમાસણમાં પડેલી વિશાખાએ પૂછ્યું.

"વિશાખા બ્હેન, ખોટું ન લગાડતાં પણ......"

"શું છે!" વિશાખાએ સત્તા દર્શક અવાજે પૂછ્યું.

"કંઈ નહીં, પણ લોકો ત્હમારે માટે સારૂં નથી બોલતાં." વિશાખાએ એક ક્ષણ કુસુમ સામું અનિમેષ જોયાં કર્યું; અને બીજી પળે એની આંખમાંથી આંસું ઢળ્યાં.

"કાન્તાભાભી કહેતાં હતાં, કે ત્હમારે ભાઈએ ક્યાંકથી ત્હમારા વિષે લોકોને હલકું બોલતાં સાંભળ્યાં" કુસુમ ઘડીભર અટકી. "મ્હેં તો નો'તું ખરૂં માન્યું, પણ બાએ કહ્યું એટલે મ્હારે આવવું પડયું." સ્તબ્ધ થયેલી વિશાખાએ સાંભળ્યાં કર્યું. આંખો લૂછી નાંખી શૂન્ય હૃદયની થઈને જોયાં કર્યું.

"વિશાખા બ્હેન, મ્હને બહુ ખોટું લાગે છે ત્હમને આવું કહેતાં. મ્હને માફ નહીં કરો!" કરગરતાં કુસુમે ક્ષમા યાચી.

વિશાખા ખુરસી પર નિર્માલ્ય થઈને પડી હતી તે એકદમ આવેશમાં ઉભી થઈ.

"જાઓ, ત્હમારાં બાને કહેજો કે હું નથી આવવાની." સહેજ પાછું જોયું. દોડતાં દોડતાં માથેથી છેડો સર્યો. અર્ધ ખુલેલી આંખો મહીંથી આંસુઓ ચમકતાં હતાં. એ દોડી ગઈ. એ દાદર પર ચઢી તે સંભળાયું. ઉપર બારણાં બંધ થયા તેનો કાને અવાજ આવ્યો.

ભારે હૈયે કુસુમ વિશાખાને ઘેરથી નીકળી. પોતે ખોટું કર્યું એવું એને થયું. એનું હૃદય દીનતા અનુભવી રહ્યું.

વિશાખાના ઘરથી બહાર પગ મૂક્યો કે સામે ઘેર જવા દીલ લલચાયું. ઇંદુ ઘરમાં જ હશે; જરા મળીને ઘેર જાઉં એમ એને થયું.

જરા આમ તેમ જોયું. રસ્તામાંથી કોઈ ત્હેને ઓળખનાર જોતું નથી એવી ખાત્રી થઈ. ધીમે રહીને સામા ઘરનું બારણું ઉઘાડી દાખલ થઈ.

હૈયું પતિને નિરખવા તલસી રહ્યું. હિંદુ સમાજની સંસ્કૃતિ મહીં જીવતી પતિપરાયણ સ્ત્રીનું, પત્થર જેવા પતિને દેવ તરીકે પુજનારી આર્ય મહિલાનું હૃદય તે એનું હૃદય હતું.

"ગમે તેવો ય મ્હારો નાવલિયો." એજ આવેશ એના હૈયાને નચવી રહ્યો હતો.

ઉમળકાભેર દાદર ચઢી. ઈંદુને એણે ન દીઠો. શયન ગૃહ તરફ ગઈ. બારણું અટખોલું હતું. ભાઇએ આપેલી દંપતીની છબી પોતાને ત્યાં લાવીને કુસુમે ટાંગી હતી.

ઈંદુને એ છબી જે ઉંચે ટાંગેલી હતી તે ઉતારતો કુસુમ જોઇ રહી ફ્રેમમાંથી છબી બહાર કાઢી ઘડીભર ઈંદુ જોઈ રહ્યો, એ જોયું. છબી કાઢી કાતરે કાપી, અને વિશાખાની પ્રતિમાવાળું અડધીઉં હાથમાં રાખ્યું. બીજું કચરાની ટોપલીમાં ફેંકી દીધું. વિશાખાની પ્રતિમાને સરખી કાપી ટેબલ પર પડેલી ફ્રેમમાંથી પોતાની છબીને કાઢતાં ઈંદુને કુસુમે જોયો. એને બદલે વિશાખાની છબી મૂકી એ જોતાં એનું હૈયું ચીરાઈ ગયું. અંતરે હાય નાખી.

ઈંદુ વિશાખાની પ્રતિકૃતિને અનિમેષ જોઇ રહ્યો. હૈયાના આવેશ મહીં એ ફ્રેમને ઉપાડતાં કુસુમે જોયો. ઈંદુએ ફ્રેમ લઈ વિશાખાની પ્રતિકૃતિને ચુમી. એ જોતાં એની આંખે અંધારા આવ્યાં, અને એ ધબ લઇને ઉભેથી ચત્તીપાટ પડી.

ધબાકો થયો. ઈંદુ પાછો ફર્યો. બેશુદ્ધ કુસુમને જોતાં એનું દીલ કંપી ઉઠયું.

કાન્તાભાભીને ઈંદુએ બુમ પાડી. કુસુમને શુદ્ધિ આવ્યા પછી પિયર મૂકી આવ્યા.

( ૭ )

આખો દિવસ ઈંદુને ગમ્યું નહીં. બેશુદ્ધ કુસુમ લવી હતી, કે "બીજાને માથે આળ ચઢાવતાં હતાં ને ત્હમે શું કરતા હતા!" એ વાક્ય આખો દિવસ ઈંદુના મનમાં ઘોળાયાં કર્યું.

વિશાખાને પોતે ખરાબ કહી એ કુસુમને ક્યાંથી ખબર પડી, એ પ્રશ્નનો ઉકેલ એને ન જડયો.

સાંજે પણ ઘરની બહાર જવું એને ગમ્યું નહીં. એનું હૈયું એને ડંખતું. કુસુમ વિશાખાને કહેવા આવી હતી એમ કાન્તાભાભી કુસુમને મૂકી આવ્યાં તે ખબર લાવ્યાં.

"કુસુમે શું વિશાખાને મ્હારૂં નામ દઈ કહ્યું હશે ! મ્હેં એને ખરાબ ધારી એ જાણીને એણે શો વિચાર બાંધ્યો હશે !"

કાન્તાભાભીના પ્રશ્નમાંથી બચવા એણે વિશાખાના ઢંગ સારા નથી એમ કહ્યું. નાહકનો આરોપ ચઢાવ્યો, અને ગઇ સારી રાત વિશાખાના વિચાર કર્યાં કીધાં. આવા અનુપમ સૌંદર્યમાં દોષ ન હોય એમ ઘણી ફેરી દીલને મનાવ્યું હતું. દીલ વિશાખા તરફ આકર્ષાયું. રાત્રીએ વિશાખાના ઘર તરફ જોયાં કર્યું હતું. અંતરે ક્ષમા યાચી હતી.

બિચારી વિશાખા કેટલી દુઃખી છે, એવી એની એણે દયા ખાધી હતી. એણે વિશાખાને જોયાં કરી, એમાં શું ખોટું કર્યું ! રૂપ રૂપની ભરી વિશાખા કોને જોવી નથી ગમતી ! એણે જોઈ તેમાં શો વાંધો !

પોતા વિષે કાન્તાભાભી ખરાબ ધારે તેથી એવું કહેવાઈ ગયું, એમ એના દીલે કબુલ કર્યું. એવું કહ્યું તો શું ખોટું કર્યું ! એમ કહ્યાથી કાંઈ વિશાખા એવી થઇ ગઇ !

ઘણી ફેરી એ સૌંદર્યને અભડાવવાના અભિલાષ એણે કર્યા હતા. એ એને જોતાંજ એના પ્રતાપથી આપોઆપ સમાઇ ગયેલા. વિશાખા વિશુદ્ધજ હોઈ શકે એમ અંતરે સ્વીકારેલું.

માનસ સૃષ્ટિમાં આખો દિવસ એવાં તરંગો મહીં એણે વિચર્યાં કર્યું.
રાત્રે એને મોડી રાત સુધી ઉંઘ ન આવી.

વિશાખાને નાહક બદનામ કીધી, એ એના દીલના ડંખે એને ઉંઘવા ન દીધો. પોતે કેવું નીચ કૃત્ય કર્યું એ ખ્યાલ એને પજવવા લાગ્યો. કોઇના સારા નામને નિંદાની મેશ લગાડી. હવે એનો ઉપાયજ નહીં એ વિચાર એને પીડવા લાગ્યો.

બીજી સ્હવારે ખબર મળી કે કુસુમને મુવેલું બાળક અવતર્યું, અને વિષ ચઢવાથી કુસુમ વિદેહ થઇ.

સમાચારથી એનું હૈયું હબકી ગયું. એના મ્હોંડા પરથી લોહી ઉડી ગયું. એને થયું કે કુસુમને વિશાખાની તસ્વીરને દીધેલાં ચુંબને વિષની ગરજ સારી. એ માનસિક પતને નિર્દોષ મૃગલી જેવી કુસુમનો જીવ લીધો.

પાપના પ્રાયશ્ચિતનો પત્થર એના હૈયાને છૂંદી રહ્યો. એની આંખ-માંથી આંસું સુકાઈ ગયાં. એના અંતરના વિષાદને આસુંમાંય સ્થાન ન મળ્યું. એ જોતજોતામાં મૃતઃપ્રાય થઇ ગયો. નીચું માથું નાંખીને ખુરસી પર પડી રહ્યો. જીવનમાંથી આનંદ લૂંટવા જન્મેલો ઈંદુ કશામાં આનંદ ન લઇ શકયો. નીચે કાન્તાભાભીએ વહુના અવસાનથી કોલાહલ મચાવી મૂકયો.

(૮)

વિશાખા સવારે કુસુમને તરછોડી ઉપર દોડી ગઇ. અને એણે પથારીમાં પડતું મેલ્યું. પુષ્કળ રડી લીધું, અને પછી તે વિચારે ચઢી.

કુસુમ બોલી કે કાન્તાભાભી કહેતાં હતાં કે ઈંદુએ લોકોને એને માટે હલકું બોલતાં સાંભળ્યાં. એ વિચાર એક ઘડી પણ એના મગજ-માંથી ખસ્યો નહીં, એના અંતરના એકેએક ધબકારા સાથે એ વિચાર એના મગજમાં ધબકી રહ્યો.

"શું લોકો મ્હારે માટે આવું બોલે!"

"એ લોકો બોલ્યાજ કરવાના! સારા છતાં લોકો માથે આળ ચઢાવે!" એ વિચારો એના અંતરને ગૂંગળાવી રહ્યા.

જીવનના લહાવ જતા કર્યા, યુવા વેડફી દેવાનું પસંદ કર્યું, સુખ ને આનંદની આશા પણ જતી કરી, નિરાધાર વૈધવ્યનો આંસુની માળા અર્પી સત્કાર કર્યો, પોતાપણું સાચવીને રહી, તોયે દુનિયાને આવું બોલવું સૂઝયું! પરણીને જેણે પતિ નથી ઓળખ્યો ત્હેને એવા પતિના પુણ્ય સ્મરણો મહીં જીવન વ્યતિત કરવાનો ધર્મ સમજાવનાર સમાજ તરફથી જીવનના બધાં સુખો જતાં કરી, દેહને દમી ઓશીઆળું જીવન ગાળવા છતાં આ બદલો! એવા એવા તરંગો એના લોહીને ઉશ્કેરી રહ્યાં.

પોતે ન્હાની હતી. અણુસમજુ નિશાળે જતી બાળા હતી. જગતના અટપટા રંગ એણે જોયા ન હતા. ત્યાં એણે કુમારને જોયો હતો. એના દીલને એ ગમ્યો હતો.

કંઇક મોટી થઇ હશે ને એને પરણવાની ભાવના જન્મી હશે. કુમાર ભણી ધણી આશા ભરી દૃષ્ટિ નાંખી હશે. આઘેથી કુમારે દીલનાં દાન દીધાં; અને એણે સત્કાર્યાં હતાં. એને પોતાનો કરવા દીલ તલસ્યું હતું.

છતાંય માબાપે પરણાવી ત્યાં પરણી હતી. એકે શબ્દ બોલવો ઉચિત નહોતો ધાર્યો. માબાપે વગાડી અને એ ગઇ. મનમાં વસેલા કુમારને તજી બીજાને પરણી હતી. અને પછીથી છ મહિને વિધવા થઈ.

કુમારને દુભવ્યો. આત્માને છેતર્યો, અને પરણી એટલે પતિનાં પુણ્ય સ્મરણનાં સેવનો મહીં ચિરવૈધવ્ય પાળી જીવવાનું કબુલ કર્યું. એક અક્ષર નથી ઉચ્ચાર્યો. કોઈના દેખતાં હૈયે એક ઉંડી હાય પણ નથી નાંખી.

સમાજમાં સારી કહેવડાવવા બધું જતું કર્યું હતું. વ્રતનાં પારાયણ કરીને દેહને દમવાનું શરૂ કર્યું હતું. ગમે તેવું ખાવાનું, પરાધીન ગુલામની માફક જીવવાનું સ્વીકાર્યું હતું. કદી આંખ નીચેથી ઉંચી કરી નથી; છતાં સમાજને આળ ચઢાવતાં કશો વાંધો નથી નડતો.

જ્યાં જ્યાં નજર પડે છે ત્યાં ત્યાં દુનીયા સ્નેહીના સ્નેહની ઉષ્મા વડે જીવી રહી છે એ જોઇ રહી, છતાં એને નિરાધાર નિરાશ્રિત એકલતામાં શોષાઈ મરવાનું ! સૌને માટે સ્નેહની ઉષ્મા તો એને માટે શા સારૂ વૈધવ્યની નિરાધારીની હોળી !

જીવનનો આનંદ, ઉત્સાહ, સુખ બધું જતું કર્યું, પણ તે બધું શા માટે ! સમાજને એની કદર નથી, વિધવા થઇ એટલે એને હલકી પાડવામાં સમાજ આનંદ માનતી હોય, તો પછી એ જીવનભર અન્તરની હોળીમાં બળી મરવાનું શા માટે !

પણ પોતે શું કર્યું છે કે એને માથે આવું કલંક !

પરણ્યા પછી કુમારને હૈયા મહીં ઉમળકા ભેર કદી જોયો નથી ! એને મળવાની—અરે એક ક્ષણ માટે એની ઉપર આંખ માંડવાની કલ્પના સુદ્ધાં નથી કરી. આ જીવન બ્રહ્મચારિણી થવાનું કબુલ્યું. જીવનના ઉલ્લાસોને દાબીને કચરી નાંખ્યાં. પ્રણાલિકામાં ઘસડાઈ, રીબાઈ મરવાનું ખુશીથી સ્વીકાર્યું; છતાં આજ બદલો સમાજ આપતી હોય, તો સમાજને શા સારૂ માનવી ! સમાજે સ્વીકારેલી નીતિ માથે ધરી:નીતિની ટાઢાશે હૈયાની ઉષ્માને ઠારી નાંખી જીવનને છુંદી નાંખવાનું પસંદ કર્યું, તે બધું શા સારૂં !

પોતે પતિત નથી છતાં લોકો કહે છે તો પોતે એવી હોય તો એ સમાજ શું ને શું કરી નાંખે ! જે સમાજમાં દયાનો છાંટો નથી તે સમાજનાં આવા જુલમો ક્યાં સુધી સહ્યાં કરવાં ! સમાજે એની એ જ કિંમત કરી તો પછી જીવનને કચરી નાખવું શા સારૂં ! શા માટે દુનિયાની મજાહ જતી કરવી !

આખો દિવસ વિશાખાએ આવા ને આવા વિચાર કર્યાં કીધાં. ઘડીમાં સમાજની સામે બંડ કરવા દીલ દોડતું. ઘડીમાં પોતાની નિરાધારી પર રડતું. "મ્હને લોકોએ પતિત કહી" એ ખ્યાલ એના મગજને ગંગળાવી રહ્યો.

એણે તે દિવસે ખાધું નહીં. આખો દિવસ ખંડમાં આંટાં માર્યા કર્યા કે પથારીમાં પડી કમળપત્ર જેવા સુંદર હાથો વડે મ્હોડું ઢાંકી દઇ રડયાં કર્યું. સ્ત્રી એટલે રડે નહીં તો બીજું શું કરે !

આંસું ખુટી ગયાં તોયે હૃદયના રૂદન અટકયાજ નહીં. આખી રાત એને ઉંઘ નહીં આવી. એણે ઉશ્કેરાયેલી હાલતમાં ખંડમાં આમતેમ આંટા માર્યાં કર્યાં. ઘડીમાં અંતરમાં ભીષણુતા રેલાઇ રહેતી. ઘડીમાં લાચારી આગળ થતી.

ઇંદુ ને કાન્તાએ એને ખરાબ ધારી ! શા સારૂં ? ખરેખર પોતે ખરાબ છે ? કુમારને કેવા દીલથી જોયો હતો ? એ શું પતન નહીં ! શું પવિત્રતા ગઈ !

વિશાખાનું સતીત્વનું ગુમાન ઉતરી ગયું.

કુમાર એ પોતે પરણી ગઇ પછી પણ પરણ્યો નથી. હજુ એના હૃદયમાં બચપણના સ્નેહની ચિનગારી સળગતી હશે ! નહીં, કુમાર નહીં ભૂલ્યો હોય. વિધવા તો વિધવા પણ કુમાર જરૂર એને સ્વીકારે ! સમાજને ઠોકરે મારી કુમારને પરણે તો શું ખોટું ! કુમાર પાસે સંપત્તિ છે. સાહ્યબી છે. એને શી પરવા છે ! એનો કુમાર એને નહીંજ તરછોડે ! એવા અનેક વિચાર આવ્યાં. વિચાર નકામા લાગ્યા, અને છોડી દીધા; છતાં લોકો પોતા માટે ખરાબ બોલે છે એ વિચાર વિશાખાને ગૂંગળાવી રહ્યો. એ વિચારે વિશાખાને હતી ન હતી કરી મૂકી. રાત્રી કેટલી ગઈ હતી તેનું એને ભાન નહોતું રહ્યું.

નીચે રસ્તામાં કોલાહલ થયો. અને બારી ઉઘાડી ત્યારે સવાર થઇ ગઈ છે તેનું એને ભાન થયું.

કાન્તાને કુસુમને માટે વિલાપ કરતી સાંભળી વિશાખા સ્તબ્ધ થઈ ગઇ. પહેલે માળે નજર ગઈ તો નિરાશાની મૂર્તિ સમા ઇંદુ પર હૃદયના દુ:ખે રડી રડી સૂઝી ગયેલી આંખો માંડી.

એને કાંઇક સમજણ પડી. એનું હૈયું વેર પોકારી રહ્યું. બીજી ક્ષણે એ ખડખડાટ હસી.

ઇંદુએ માથું ઉંચું કરી વિશાખાને ખડખડાટ હસતી જોઈ. કાન્તાએ એને જોઈને મ્હોં મચકોડયું.

(૯)

કુસુમના અવસાનને બે દિવસ પણ થઈ ગયાં. વિશાખાના સ્નેહથી વિમુખ થયેલો કુમાર માણસ મટી પશુ બની ગયો હતો. દીલની આશાના ચૂરેચૂરા થતાં એની વિદ્વતા અને બુદ્ધિ વિસારે પડ્યાં હતાં. સદ્વર્તન સરી ગયું, અને એ સ્વછંદે ચઢયો હતો.

કુમાર વિશાખાના પિતાના બાળસ્નેહીનો પુત્ર થતો હતો. વિશાખાને ત્યાં ઘણો ખરો આવતો હતો.

વૈધવ્ય દુ:ખના ડુંગર નીચે કચરાઈ જતી વિશાખને કુમારની વાતો ગમતી. વિશાખાના પિતા એનું દુ:ખ ઓછું કરવા મથતા. કુમારને તેડતા. એના આનંદી સ્વભાવથી સર્વત્ર આનંદ થઈ રહેતો.

કુમારને વિધવા વિશાખાનું દુ:ખ ઓછું કરવું એ પ્રિય થઈ પડયું હતું. હતાશ થયેલા એના હૃદયને એના જીવનનું એ પ્રિય કાર્ય થયું હતું. વિશાખા ને એની વચ્ચે અંતરાય હતા, એટલે દેવની મૂર્ત્તિને દૂરથી વંદના કરવા એ પ્રેરાયો હતો. વિશાખા એના તરફ કકડતી દાઢાશથી જોઈ શકતી. બંનેના હૈયાં મહીં એકબીજાને જોઈ જૂના અનુભવની સ્મૃતિ જાગ્રત થતી, પણ એમના વચ્ચે અંતરાય અભેદ્ય હતા.

વિશાખાને ઘેર જતો ત્યારે ડાહ્યો ડમરો થઈ જતો. એના સાન્નિ-ધ્યમાં એનું દીલ ઉન્મત્તતા અનુભવતું, પરંતુ સમાજની નીતિનું ભયંકર વાદળ એમની વચ્ચે ઉભું રહેતું. અને એ એનું દુઃખ ભૂલી જતો. એને અનેક રીતે રીઝવવા મથતો.

વિશાખાને છોડીને જતો અને પોતાનું દુઃખ એને સાંભરતું. દુઃખ શમવવા એ સ્વચ્છંદે ચઢતો.

એના હૃદયમાંથી મહત્વાકાંક્ષા નાસી છૂટી હતી. કાંઈ પણ ઉત્કૃષ્ટ કાર્ય કરવાની એનામાં અભિલાષા રહી ન હતી. એનું વ્યક્તિત્વ ધીમે ધીમે સરી ગયું હતું. એ મનુષ્ય ધીમે ધીમે મટી જતો હતો. મરવાને આળસે એ જીવતો હોય ને, એવું એનું જીવન થઈ ગયું હતું; છતાં એના પતનમાંય ઉત્કૃષ્ટ ભાવનાને સ્થાન હતું.

એની આંખમાં નિરાશા હતી. એના પગલાંમાં અસ્થિરતા હતી. બોલવામાં આગ્રહ ન હતો, એના કાર્યમાં ઉત્સાહ ન હતો. એના વદન પર દિશાશૂન્યતાની છાપ પડેલી હતી.

અભિલાષ કે હર્ષ અનુભવવાની એના હૈયામાં હામ નહોતી. અંતરના દુઃખ ભૂલવા મથતાં એનું પતન થયું હતું.

જીવનમાં આનંદ નહોતો, સાહસ ન હતું, ઉમંગ નહોતો. એના જીવનમાં એક ઘડીભર શાંતિ હોય તો વિશાખાને વૈધવ્ય દુઃખ નિર્દોષ વિનોદથી ભૂલવવા મથવા મહીંજ દેખાતી.

કુસુમના અવસાનને બીજે દિવસે ઇંદુને મળવા કુમાર સામે બારણે આવ્યો અને પછી વિશાખાને ત્યાં ચઢી આવ્યો.

વિશાખા ઘરમાં એકલીજ હતી. વિશાખા અમરતી બેસી રહી હતી. ત્રણ દિવસ થયાં એને કાંઈ સૂઝતું ન હતું. માત્ર લોકો એના શીયળ વિષે શંકા રાખે છે, એનાજ વિચાર કર્યા કરતી.

કુમાર આવ્યો, વિષાદમગ્ન વિશાખાને જોઈને એ વિચારમાં પડી ગયો, "કેમ, કાકા બહાર ગયા છે!" પ્રશ્ન પૂછી અટકી પડયો.

"બિચારા ઇંદુને મ્હોટું દુઃખ આવી પડયું." એ શબ્દોથી એ વિશાખા જોડે વાતે વળ્યો. વિશાખા એકલીજ છે એમ એ સમજી શકયો.

" મ્હને તો બહુ ગમ્યું, " વિશાખાએ કટાક્ષમાં કહ્યું.

" ત્હમને તો લોકોને દુ:ખી જોવામાંજ ગમ્મત પડતી દેખાય છે !" કુમારે દીલ હાલવ્યું.

વિશાખા ખડખડાટ હસી. " લોકોને મ્હને રીબાવવામાં ક્યાં નથી મઝા પડતી ! " હોઠ કરડતાં વિશાખા ગણગણી.

" બીજાના અભિપ્રાય પર ત્હમે જીવો છો તેથી ત્હમને લોકો રીઝવતાં લાગે છે. " કુમારે ઉમેર્યું.

" ખરેખર, કુમાર તું એમજ ધારે છે કે હું લોકોના અભિપ્રાયે જીવવા મથું છું. " ચમકતી વિશાખાને અનિમેષ ઘડીભર જોઈ રહ્યો. 'એ તુંકારથી એના હૃદયમાં જૂની સ્મૃતિઓ જાગી. એ તુંકાર એના અંતરના ઉંડાણમાં ઉતરી ગયો. વિશાખાની મોહિની એને અનિવાર્ય લાગી.

" કેમ નથી બોલતો, કુમાર ? " વિશાખાના શબ્દોમાં મમતા હતી. અવાજમાં સ્નેહની મીઠાશ હતી.

વિશાખા લજવાઈ ગઈ, વસ્ત્રો ઠીક કરતાં એક દ્રષ્ટિ કુમાર તરફ નાંખી લીધી. સુંદર સુરેખ હોઠથી અનેરૂં સ્મિત સરી પડ્યું.

પુરૂષની પ્રગલ્ભતા આગળ વધી.

" હું તો સાચુંજ કહું છું, લોકો બીજાના અભિપ્રાય પર જીવવા મથે ત્હેમને સુખ નથી હોતું. " કુમાર ગણગણ્યો.

" હા ખરૂં છે. " વિશાખાના અવાજમાં નિરાશા હતી.

" કેમ, કાંઈ અનુભવ થયો ? " ઉત્સુકતાથી કુમારે પૂછ્યું.

" અનુભવ ! " વિશાખાની આંખમાંથી આસું કહેતાં કહેતાં વહી ગયાં. કુમારને ન સમજાયું. કાંઇક ગૂંચવાયો. આભો બની જોઈ રહ્યો

" વિશાખા ! " કુમાર લવી ગયો.

વિશાખાને ધ્રુસકાં આવવા લાગ્યાં. એ રડયેજ ગઈ.

" મ્હને ત્હમે કરતાં તું બહુજ ગમ્યું. " કુમારે રીઝવવા પ્રયત્ન કર્યો.

" ખરે, સાચું કહે છે ! " વિશાખા કુમારની કીકીઓ મહીં સ્નેહને શોધી રહી. કુમારે આખી વિશાખાને નિમિષમાં જોઈ લીધી.

" તું એવોને એવોજ રહ્યો છે. હું બદલાઈ ગઈ!" વિશાખાએ દીલનો એકરાર કર્યો.

" વિશાખા, હ્‌હને આજે શું થયું છે." ઉછળતાં હૈયે કુમારે પ્રશ્ન કર્યો.

" કશું નહીં પણ કુમાર, તું મ્હને ભૂલી નહીં જતો હોં!" વિશાખાના અવાજમાં પુષ્પધન્વાનો ટંકાર હતો.

" વિશાખા " એ પાછો લવ્યો.

પછીથી કુમાર ગયો. વિશાખા જતાં જતાં એને જોઇ રહી. ઘડીભર પાછું ફરી કુમારે એક દૃષ્ટિ નાંખી વિશાખાને પાછી જોઇ લીધી, ને બારણું બંધ થયું.

વિશાખા ઉઠી. દેવપૂજામાંથી કંકાવટી લઈ આવી. કંકાવટી લઈ આયના સામું જોઈ ઉભી રહી. ઘડીભર થંભી ગઈ. પણ બીજી ક્ષણે કપાળે ચાંદલો કર્યો. આયનામાં પોતાને જોઈ રહી. આયનામાંથી પ્રતિકૃતિને ચુમી.

" હાશ " એટલું બીજી પળે લવી.

એ દિવસ ગયો અને છ મહિના પણ થઈ ગયા.

## ( ૧૦ )

ઈંદુને માટે કુસુમના અવસાનથી જીંદગી મહીંથી આનંદ જતો રહ્યો હતો. એના જીવનની ઉત્ક્રાંતિ થઈ હતી. સોજીલો જીવ વિષાદપૂર્ણ થઈ ગયો હતો. ઈંદુને હંમેશ એનું દીલ ડંખતુ કે વિશાખાને પોતે બદનામ કીધી. એ પવિત્રતાની મૂર્તિને લ્યાનતની કાળી ટીલી વિના કારણે ચ્હોંટાડી. અને પ્રભુએ એની કુસુમને એ પાપના પ્રાયશ્ચિત કરાવવા છીનવી લીધી એમ એ માનતો.

" મોઈ ભેંસના મોટા ડોળા "ની હિંદુ સમાજની રીતિએ ઈંદુ એને સંભારી સંભારી રડતો. અને વિશાખાને નાહક બદનામ કરી તેનું પ્રાયશ્ચિત એનો આત્મા વાંછી રહ્યા હતો. એના દીલના ડંખ કારમા હતા. એના મનનો ઉદ્વેગ અપરિમિત હતો.

એ બદનામીનો બદલો શી રીતે વાળી શકે ! એક શબ્દથી લોકોમાં એને માથે કાળી ટીલી ચ્હોંટાડી. હવે એ શી રીતે ભુંસી શકાય ! વિશાખાને પગે પડે, એની માફી માગે અને વિશાખા આપે તોય શું ! એને બદનામ કીધી એનો પ્રતિકારજ શો !

કાન્તાભાભીએ વાત જાણી. કુસુમે જાણી અને બીજા કેટલાએ જાણી હશે. એની વિશુદ્ધિને ઝાંખી કરી; હવે એ ઉજ્જવળ શી રીતે થાય !

એનું દીલ ડંખતું કે વિશાખાને કરેલી બદનામી ભુંસી શકાય એમજ નથી.

એ અન્યાયથી એનું દીલ એને ડામતું અને કુસુમને સંભારી રડતું.

આખી રાતને રાત એની ઘડીભર પણ આંખ મીંચાયા વિના જતી. ઘણી ફેરી બારીએ મધ્યરાત્રીએ ઉભો રહેતો. વિજન વાટને નિહાળ્યા કરતો. નભની ચંદ્રાને નિરાશાથી જોઈ રહેતો. હૃદય રડયે જતું.

એક દિવસ રાત્રે સામા ઘરમાં કાંઈ વાત થતી સાંભળી. મધ્યરાત્રીની શાંતિમાં જગત સુતું હતું. માત્ર ઇંદુનું હૈયું રડતું હતું. સામા ઘરમાંથી એણે સાદ આવતો સાંભળ્યો.

" કમજાત છોકરી ! આ શું કાળું કર્યું ! વિધવા મરી છે તેનું તો ભાન રાખવું હતું. " એ ત્હારૂં પાપ હવે ક્યાં છુપાવું ! " રાત્રીની નિરવ શાંતિમાં ઇંદુએ એ શબ્દ સાંભળ્યા. અવાજ વિશાખાના પિતાનો હતો. ઇંદુએ અવાજ પારખ્યો અને વિચારમાં પડયો. રડવાનો અવાજ સાંભળી રહ્યો.

ઘડીભર એની બુદ્ધિ બહેર મારી ગઇ. એને ઘડીભર થયું. " શું બદનામીનાં આ પરિણામ ! વિચારની અમરતા અહીં પણ આગળ આવી. એને ખરાબ કહી અને એ ખરાબ પણ થઈ. અરે પ્રભુ ! " રડતાં એણે આંખે હાથ દીધો. રાત્રીની શાંતિ અને વિચારની ભયંકર અસર એને ભીષણ લાગ્યા.

"નાલાયક કુમારે મિત્રના પુત્ર થઈ દુશ્મનની ગરજ સારી." વિશાખાના પિતાનો બબડાટ ઇંદુને સંભળાયો.

"જેને પાપનો પડછાયો પણ અડકી ન શકે એવી ડાહી વિશાખાની એની નિંદાથી આ દશા થઈ. એના અધમ વિચારથી પવિત્ર વિશાખાનું આ પતન થયું." એના વિચાર એને ગૂંગળાવી રહ્યા.

સારી રાત ઇંદુની વિચારમાં ને વિચારમાં જ ગઇ.

બદનામીથી એની વિશુદ્ધિ ઝાંખી કરી, પણ આવું પરિણામ કેમ આવ્યું, એ એને સમજાયું નહીં. કુમાર હવે એને પરણી જાય તો શું ખોટું! એવો વિચાર પણ એને આવ્યો.

બીજી સ્હવારે એણે જાણ્યું કે કુમારે વિશાખાને તરછોડી દીધી, અને પોતાના કરેલાં પાપનો સ્વીકાર જગતમાં જાહેર રીતે કરવા એણે ના પાડી દીધી હતી. વિશાખાને ત્હેનું ભાવી ફોડી લેવા ત્યજી દઈ એ તો ક્યાં ને ક્યાં ચાલી ગયો હતો.

## ( ૬૧ )

સાંજે વિશાખાના પિતાને મળવા ઇંદુ ગયો; એને પ્રાયશ્ચિત સાંપડયાં હતાં. એમાં એ બદનામીનો બદલો વાળી શકશે, એમ લાગ્યું હતું.

વિશાખાના પિતા દુનિયામાં થનાર નાલેશી અને અપયશના વિચાર કરતા પડ્યા હતા. એ આવી પડેલા દુઃખભાર તળે એમના હૈયાના ચૂરેચૂરા થઇ રહેલા હતા.

દુનિયાના ઘા ખમી ખમીને ઘડાયેલું હૃદય પણ તે દિવસે રડી રહ્યું હતું. લાડમાં ઉછરેલી દીકરીએ આ શી ભૂલ કરી! એ બિચારી શું કરે? એ પણ માણસને? પણ હવે એ બાળકનું શું? દુનિયા શું ધારશે? લોકો એને માટે શું કહેશે? હવે શું થાય? પતિ સુખ કદી જોયેલું નહીં, જીવન સમજી શકેલી નહીં, એટલે વિશાખા ભૂલનો ભોગ થઈ પડી. હવે શો ઉપાય?

એ બધી રીતે મૂંઝાતા હતા. વિશાખા આખો દિવસ રડયાં કરતી હતી. બીચારી નીચેથી ઉંચે જોતી ન હતી. એ પ્રભુ પાસે નિરંતર મોત માંગ્યા કરતી હતી, એ જોઈ શક્યા હતા. એ છોકરીને ઠપકો દઈને રીબવવા એમનું હૈયું ચાલતું ન હતું. એમાં એમને નિર્દયતા દેખાતી હતી.

અંતરની મૂંઝવણે એમને હતા ન હતા કરી નાંખ્યા હતા. ચિંતા-ગ્રસ્ત હૃદય રડી રહ્યું હતું, ત્યાં ઇંદુ આવ્યો.

"કેમ ભાઈ? કેમ આવ્યો?" ઇંદુને પ્રશ્ન વિશાખાના પિતાએ પૂછ્યો.

"હું આજે એક માંગણી કરવા આવ્યો છું." ઇંદુએ પ્રયોજન કહ્યું.

"બોલ, શું છે?"

"મ્હારી માંગણી કબુલ કરવાનું વચન આપો તો કહું." ઇંદુએ ઉમેર્યું.

"જા, અપાય એવું હશે તો આપીશ." વિશાખાના પિતાએ જવાબ વાળ્યો.

"જો ફરી ન જતા." ઇંદુએ ફરીથી યાચના કરી.

"ના"

"તો હું વિશાખાનો હાથ માગું છું." ઇંદુએ પાપના પ્રાયશ્ચિત માંગ્યા.

"ઇંદુભાઇ શું બકે છે? સફાળા બેઠાં થતાં એના પિતાએ પૂછ્યું.

"ના હું નથી બકતો! હું ખરૂં કહું છું. વિશાખાનો મ્હેં મોટો અપરાધ કર્યો છે. એ અપરાધનાં પ્રાયશ્ચિત આજે ત્હમારી કનેથી માગું છું. મ્હારા દુષ્ટ વિચારોના આંદોલનો વિશાખાના પતનનું કારણ બન્યાં છે. મ્હને મ્હારા કર્યાં ભોગવવા દો." ઇંદુ લવી ગયો. વિશાખાના પિતા એના આત્માની ઉત્કૃષ્ટતા જોઈ રહ્યા.

"ઇંદુભાઈ, તું શું કરી રહ્યો છે, તેનું ત્હને ભાન નથી." દુનિયાનું ડહાપણ આગળ થયું.

"ના, મ્હને પૂરેપૂરૂં ભાન છે. મ્હેં ત્હમારી બાપદીકરીની ગઈ કાલની વાત સાંભળી છે. વિશાખાનાં પાપ હું માથે લઈ મ્હારા પાપનું પ્રાયશ્ચિત કરૂં છું. ના ન પાડશો." ઉશ્કેરાયલો ઈંદુ લવી ગયો.

આત્માના પરમ કલ્યાણ સાધતી ધન્ય ઘડીની ભવ્યતા ઈંદુની મુખમુદ્રા પર છવાઈ ગઈ.

દુઃખથી ઘેરાયલા પિતાને શો ઉત્તર દેવો તે સૂઝયો નહીં. ઉપકારવશ પુત્રીને બોલવું રહ્યું નહીં.

વિશાખાના પિતાને એમાં જન્મનાર બાળકનું શ્રેય લાગ્યું. પરણીને પતિ સુખ જોયા વગર વિધવા થયેલી વિશાખાને જીવનમાં સુખ સાંપડશે એમ એને જણાયું. વિશાખા તરફ એમણે જોયું અને વિશાખાએ ધરતી તરફ જોયાં કર્યું. એક અમસ્તી બદનામી કરનાર વ્યક્તિ પોતે બીજાનું પાપ માથે લેવા તૈયાર થાય, પોતાની સુકીર્તિ, સમાજમાં સમૃદ્ધસ્થાન વિગેરેને લાત મારવા તૈયાર થાય, એને માટે આટલો ત્યાગ કરે, તે વિરૂદ્ધ એનાથી શું કહી શકાય! ઉપકારવશ હૈયું એની તરફ વળી ગયું.

"ત્હમને જેમ ઠીક લાગે તેમ કરો" એટલા શબ્દો બહુ પૂછ્યું ત્યારે ગણગણી.

## ( ૧૨ )

પછીથી વિશાખા ને ઈંદુનાં લગ્ન છાનાં બહારગામમાં થઈ ગયાં. પુરે માસે પુત્રી અવતરી, ત્હેને લઈને ત્રણેક વર્ષે યાત્રા પૂરી કરી ગામમાં તેઓ પાછા ફર્યાં.

ગામે વાત જાણી હતી, ચર્ચા કરીને ભુલી ગયું હતું, યાત્રા દરમ્યાનજ વિશાખાના બાપનું અવસાન થઇ ગયું હતું. એટલે દુઃખ જોવું એમને રહ્યું ન હતું. એ પાછા આવ્યાં. જરા ચર્ચા જાગી અને થોડે દહાડે સમી ગઈ.

વિશાખાનું દીલ અહેશાન ભૂલ્યું ન હતું. ઉપકારવશ હૈયું ઈંદુ તરફ વળી ગયું, છતાં પાપના દીલનાં ડામ હજુ કાયમ હતા. ઘણી ફેરી ઈંદુના સાન્નિધ્યમાં બાળકને જોતાં એની આંખમાં પાણી આવી જતાં.

મૃત્યુ વિના એને એના પાપના પ્રાયશ્ચિત અધુરાં લાગતાં.

પરમ સૌંદર્યની મૂર્તિ સમી વિશાખાના દયાપૂર્ણ નયનો મહીંથી આસુંડા વહી જતાં જોઇ ઇંદુ એને ખભે હાથ મૂકી કહેતો.

"વિશાખા, રડે તો ત્હને મ્હારા સમ છે. આપણે આજીવન બ્રહ્મચર્યના વ્રત લીધાં, દુનિયાની આંખે એક છતાં જૂદા રહેવાનું કબુલ કર્યું. જગતની કાળી ટીલી કપાળે ચ્હોંડી, તોય હવે પાપના પ્રાયશ્ચિતમાં શી ઉણપ રહી!"

"ઇંદુ, એ ત્હને નહીં સમજાય! મારૂં શિયળ ગયું. હવે હું રડું નહીં તો બીજું શું કરૂં!" વિશાખા લવી જતી, "ગાંડી, એ પાપ ત્હારાં નહીં પણ મ્હારાં, તું તો દેવી છે." એ ગણગણતો. "માફ કરજે, ઇંદુ, હું કૃતઘ્ની છું. મ્હને તો પ્રભુ ઉપાડી લે તો સારૂં." એ ગણગણી.

અને ઇંદુ લવી જતો, "ખેર! બદનામીનો બદલો નથી!"

---

યશા ન્હાની હતી. દુનિયા કદાચ ત્હેને મ્હોટી કહે પણ તે ન્હાની જ હતી. લગભગ સોળેક વર્ષની થઈ હશે. સમાજ પ્રમાણે તો મ્હોટામાં ખપી જાય.

જીવનની એની એ દશા કાંઇક અજબ જ હતી. સંક્રાંતિ દશા સહુ કોઈની અજબ હોય છે ને !

બાળક જેવી યશા એ દશામાં પ્રભુતાભરી હતી.

રૂપ અને રંગ બંને મળેલાં—જાણે સોનું અને સુગંધી સાથે મળ્યાં.

બ્રહ્માને ઘેર એને ઘડતાં શી ખોટ પડી હોય કે કાંઇ મણા રહે ! મઝાનું સુંદર શરીર, મધુર આકૃતિ અને કંઠથી અને નયનેથી ઝરતો મધુરતમ આત્માનો પ્રભાવ: એ એવાં મળ્યાં હતાં કે જોનાર બે ઘડી પોતાના સુખ દુ:ખ સહુ ભૂલી જાય.

પુરૂષનો આત્મા સ્ત્રી સૌંદર્યનો પૂજક હંમેશ રહ્યો જ છે. અથડાતાં, કૂટાતાં પણ એ અનુપમ સૌંદર્યની સુરખીની આશા પુરૂષને કદીય તજતી નથી. અભિલાષ હોય કે વિના કારણ હોય પરંતુ દરેક પુરૂષ સ્ત્રી સૌંદર્યના દર્શનના કાજે તલસે છે.

ભૂત અને ભવિષ્યના અંધકારમાં કદી પ્રકાશનું કિરણ પ્રગટે છે. જીવનની કોઇ ધન્ય પળે લાગે છે કે આત્મા કાંઇક અજબ સૌંદર્યને શોધી રહ્યો છે; અને યુગ યુગની વાસના તાજી થાય છે.

ઉર સરિતામાં ઉર્મિ સાગર ઉછળી ઘડી ભર ભરતી આણે છે.

તે કોઇ લગ્નનો પ્રસંગ હતો. યોગેશને તે લગ્નમાં જવાની ફરજ પડી હતી. જનસમુહથી દૂર ને દૂર ભાગતો યોગેશ એ દિવસે ન છટકી શકયો. એને જવું જ પડયું.

યોગેશનાં ભાભી પણ એની સાથે હતાં. એમને લીધે યોગેશને પણ ફરજિયાત હાજરી આપવી પડી.

એના ભાભીના પિયરમાં લગ્ન હતાં એટલે એ કુટુંબમાં અટુલા જેવો એ હતો. નિમિત્ત વગર અહીં તહીં જોયા કરતો હતો.

એણે એક દિવસ અચાનક જ સ્ત્રી મંડળમાં એક વ્યક્તિ જોઇ. અંધની આંખ ઉઘડી જાય અને વિસ્મયથી બધું જોઈ રહે એવું એને કંઇક થયું.

તે શરીરે કાંઇક સાધારણ સ્ત્રીઓ કરતાં વિશેષ ઉંચી, એકવડા શરીરની હતી. નૈસર્ગિક લજ્જા, પ્રૌઢાની ધીમે ધીમે ડગ ભરતી ચાલ નહિ પરંતુ શ્યામાની કંઇક વેગવતી ગતિ અને નયનેથી નીતરતી નિર્દોષતા—એ બધું યોગેશને ગમ્યું.

સ્ત્રીઓ ગીત ગાતી ત્હેમની સાથે સાથે એ પણ ગાતી. એ એક સાથે ઉઠતા ધ્વનિમાંથી એના અવાજનો રણકો શોધવા એ કાન માંડતો. તે પણ એણે સાંભળ્યો અને એને ગમ્યો.

યશાને જોઈ. જોવી ગમી. જોતાં એને કાંઇ અદ્‌ભુત દર્શન થયું. ભાભી સાથે કાંઇ નિમિત્તથી વાત કરી એને જોઇ લેવી એવું એને થયું પરંતુ એના પગ ન જ ઉપડયા.

( ૨ )

અને પછીથી એનામાં અજબ ફેરફાર શરૂ થયો. સંક્રાંતિ નહિ પણ ઉત્ક્રાંતિ થઇ. ત્યાર પછી હંમેશ એ અનુપમ સૌંદર્યની શોધમાં ફરતો.

જાગતાં સ્વપ્નાં એ જોતો. સ્વપ્ન મહીં જ રાચતો. કલ્પનાના ભૂતો ઉત્પન્ન કરવામાં જ આનંદ માણતો

ભાભી પાસેથી "એ કોણ હતું ?" એ પ્રશ્નના જવાબમાં કાંઇ કાંઇ અપેક્ષા રાખી હતી. ભાભી કાંઇ સહેલાઇથી માને એવાં ન હતાં. પ્રશ્ન પરંપરા કરી, ઉલટ તપાસ પણ કરી. આખરે થોડુંક જાણવાનું મળ્યું.

" ત્હમારે કોઇને માટે આવી પૂછપરછ કરવાની શી જરૂર ?" એ સવાલે ઘડીભર તો યોગેશને આભોજ બનાવી દીધો. જરાક ઝંખવાણો પણ પડયો.

બધી વાત પછી, ભાભીને " એ કન્યા આપણને ખપે " એટલું બોલતાં સાંભળીને એને સંતોષ થયો. ટાઢક વળી.

યોગેશને ભાભી તે ક્ષણે પ્રભુ જેવાં લાગ્યાં.

( ૩ )

યોગેશની જિજ્ઞાસા એ પાપ ન હતું, વાસના ન હતી. અગમ્ય ભૂતજીવનના આત્માના સ્મૃતિ ચમકારા હતા. એ અંતરના ઉંડાણ મહીંથી ઉઠતા, દૂર દૂરના દેવમંદિરની આરતિના પ્રતિધ્વનિસમાં હતાં.

ન્હાનો હતો તે મટી મોટો થયો. પુરૂષ અને પ્રકૃતિના સમાગમની પ્રથમ પ્રગતિ હતી. પુરૂષના જીવનમાં સ્ત્રીનું શું સ્થાન તે એને સમજાવવા લાગ્યું. માણસ વસ્તુ માત્ર જે ગમી તે પોતાની કરવા જ મથે. વાંછના જન્મી તો ઉપભોગનો પ્રયાસ પણ અવશ્ય શરૂ થાય જ.

એ વાંછના આખરે ફળીભૂત થઇ. ભાભીના મનમાં ઠસી ગયેલી વાત થોડે દિવસે ઠેકાણે પડી. ઉરમાં રહેલી, આદર્શે પહોંચેલી જીવનમાં ઉતરી આવી.

( ૪ )

અને એ જ્યારે મળ્યાં ત્યારે બહુ વિલક્ષણ પ્રસંગ હતો. પરણીને આવ્યાં પછી કુળદેવીને વરવધુ પગે લાગવા ગયાં. સાથે આવેલી બેત્રણ વ્યક્તિઓ જરા મોડી પડી.

યશા અને યોગેશ કુળદેવીને નમ્યાં અને પછી ભેટ મૂકી. દેવીના ઉપાસકે નવીન દમ્પતીને દીર્ઘાયુષ ઇચ્છિયું અને બંને બહાર નીકળ્યાં.

સાથે આવેલાંઓ મંદિરમાં પેઠા અને એમનું બહાર નીકળવું થયું.

યશાએ લાલ પાલવનું સફેદ રેશમી મંગલ વસ્ત્ર પહેર્યું હતું. આછું ઓઢેલું ને નીચું જોતી શરમાળ નવોઢા ઉભી રહી; યોગેશ એને જોઈ રહ્યો. કલ્પનાએ એની દીલમાં મંજુલ ને રમ્ય મૂર્તિ ઘડી મૂકી હતી. કલ્પનાની ભાતે ભાત પડતી હોય તો કેવું !

જરાક મનમાં સરખામણી કરી. પરંતુ બીજી ક્ષણે એ કરવું ઠીક ન લાગ્યું. એની વૃત્તિઓને એ ન રૂચ્યું.

પળ બે પળ જોઇ રહ્યો, નયન સંતોષ્યા. આત્માની ભૂખને ઘડીભર સંતોષી. એને યશા ગમી. પોતાનું થયું એટલે દોષ એને ન જ સૂઝે. સૂઝે એ સ્વાભાવિક ન હતું. સ્નેહ વસ્તુ જ એવી છે કે બધું સમરેખ દેખાય.

"યશા, કેમ નથી બોલતી ?" કંઇક મહામહેનતે પ્રયાસ કરતાં એટલા શબ્દો કાઢ્યા. પછી ચાતક મેઘને જેમ જુવે તેમ જોતો ઉભો. જલબિન્દુની વાટ જોતાં ચાતકની માફક યોગેશ યશાના મંજુલ સ્વરની અપેક્ષા રાખી ઉભો.

"શું બોલું ? મ્હને નથી સમજાતું." એ ગણુગણી.

એ લજવાઈ. કંપી ઉઠી. જરા ભયભીત બની આમ તેમ જોયું.

એટલામાં યશાને પિયરથી એની સાથે આવેલી એની એક સહીયર મંદિરની અંદરથી નીકળી. એ એને જોઈ રહી અને પછી ખડખડાટ હસી. ત્હેનાં નયન ચમક્યાં. યોગેશે એને જોઈ. અને હસવાના અવાજથી ચમકેલી યશા પાછી ફરી.

"કેમ યશા બ્હેન, હવે હું જાઉં કેની ? મ્હારો હવે શો ખપ રહ્યો. કહેતાં'તાં કે મ્હને નહિ ગમે તે, જુઠ્ઠાં ! પરણ્યાં એટલે પારકાં થઈ ગયાંને !"

"કેમ લોપા, બહુ બ્હેકી કે ! ચાલ આપણે ઘેર જઈએ."

યોગેશ જોઈ રહ્યો. એને જોવુંજ બાકી રહ્યું. લોપાના એ તોફાન એને ગમ્યાં પણ ખરાં. મનમાં થયું, "કેવી મજેની છોકરી !"

મનના મનોરથો બહુ ઘડ્યા હતા તે ઘડીભર ભાંગી ભચકાઈ ગયા એમ લાગ્યું. પરંતુ બીજી ક્ષણેજ બુદ્ધિ આગળ વધી. એને એ વિચાર કરવો પણ યોગ્ય ન લાગ્યો.

યશા ન બોલી. એનામાં લોપાનાં તોફાન હોય તો કેવું સારૂં ! એ સાધારણ છોકરીઓ જેવી જ હશે !

વળી પારકે ભાણે લાડવા મોટા દેખાતા હશે એમ થયું.

હૃદય કાંઇ ન સમજ્યું. પણ બુદ્ધિ અને ડહાપણ આગળ આવ્યાં.

લોપાના જેવી જ એ પણ હશે પરંતુ જરા શરમાતી હશે એમ ગણી મન વાળ્યું.

લોપા દેખાવડી હતી. એને મુખડે ચમકતી વિરલ હાસ્ય-રેખા વિદ્યુતના ચમકારા જેવી હતી. વિજળી ચમકી, આખું આભ ને જગત

બતાવે. એના હાસ્યના ચમકારા હૃદયમનોરથનું જગત દાખવતાં. એની ચાલમાં નરી નિર્દોષતા ભરી હતી. બાળક ઉછળતું, કૂદતું ચાલે એમ એ ચાલતી. કુરંગ જેવી કૂદતી એની ચાલ હતી. સાથે સાથે એમાં નૈસર્ગિક લજ્જા આવી મળી હતી.

એની મુખમુદ્રા પ્રતાપી હતી. એના હાવભાવમાં પ્રતાપ હતો. એના બોલમાં સત્તાનો મદ હતો.

ઘડીના છઠ્ઠા ભાગમાં આટલું યોગેશે જોઈ લીધું. અંતરમાં ઉતરી ગયું. અને કલ્પનાને રૂચ્યું.

(૫)

તે પછી લોપા યોગેશના જગતમાંથી અદ્રશ્ય થઇ ગઈ.

એ મધુર અવાજનો રણકો, એ નયનનાં તોફાન, હૃદયના ઉલ્લાસ અને એ કામણગારૂં સૌંદર્ય–યોગેશને સ્મૃતિઅવશેષ જ રહ્યાં.

હસતી શરમાતી યશા યોગેશની વહાલસોઇ સ્હોડમાં લપાઈ ગઈ.

યશા ને યોગેશ પરણ્યા. પરણ્યાં ને જુનાં થયાં. યુવાનીની મસ્તીમાં બે મસ્ગુલ બન્યાં. એકે બીજાને ચાહ્યો. એણે એને અભિનન્દી. જુની પ્રણાલિકાઓમાં જીવનારી યશા એ પ્રણાલિકામાં જ જીવવા લાગી.

યશા યોગેશ કહે ને પડતો બોલ ઉપાડતી. સદ્‌ગુણની પુતળી સમી યશા,–પતિ એટલે દેવનો દેવ, પોતાનો જીવન પ્રાણ, એમ સમજનારી યશા–હિંદુ સંસારની જુગજુના વિચારની યશા, પ્રણાલિકામાં ઉછરેલી એ જ પ્રણાલિકામાં ઘસડાઈ ગઇ.

દિવસો ગયાં, વર્ષો વિત્યાં ને એનું પોતાપણું સરી પડ્યું; એ પતિ-મય જ જીવવા લાગી.

સ્હવારથી સ્હાંજ સુધી પતિની અનેક જોહુકમી સાંખી ન્હાનું કે મ્હોટું એનું દરેક કામ કરતી.

પોતે વહેલી ઉઠતી, પતિ ઉઠે ત્હેને માટે અનેકાનેક તૈયારીઓ કરી રાખતી. એને જમાડતી. વસ્ત્રો સજાવી ધંધે વળાવતી. અને સંધ્યા થતાં આ બારી પેલી બારી કરતી વાટ જોતી. પતિને આવતા જોઈ ઘેલી થતી.

પતિની તહેનાતમાં સ્હવારથી ઉઠે ત્યાંથી રાત્રે શરીર થાકી નિદ્રાવશ થાય ત્યાં સુધી રહેતી.

પતિભક્તિપરાયણ—આર્ય સંસ્કૃતિની વિભુતિ–આર્ય સંસારનો આદર્શ એટલે યશા.

સારી સૃષ્ટિ મહીં અન્ય કોઇ પુરૂષ છે જ નહિ એમ જ સમજનારી, એના પતિ સિવાય અન્ય કોઇ પુરૂષની છાયામાં પણ ઉભી ન રહેતી.

અન્ય કોઈ પુરૂષનો સહચાર, વિચારની આપલે, એને વર્જ્ય હતાં.

સ્ત્રી સમાજ પરનો પુરૂષનો સનાતન હક ને માલિકી યશા ને યોગેશના જીવનમાં ય નિરંકુશ પ્રવર્તી રહ્યાં હતાં. સ્ત્રી અને પુરૂષ પરણ્યાં એટલે સ્ત્રી એના પતિની નિર્જીવ વસ્તુ, એક માલિકીની વ્યક્તિ–પતિની ગુલામીને માટે પતિભક્તિની સોનાની સાંકળી સ્ત્રીને ગળે બાંધી છે એવા તર્કોને એનાં જીવનમાં સ્થાન ન હતું.

સ્ત્રીને સ્વતંત્ર વિચાર ન હોઈ શકે. સ્વતંત્ર વર્તન હોય જ શાનું ! એવા બંડખોર વિચારને ત્યાં સ્થાન ન હતું.

અપરિમિત વિશ્વાસ, અનન્ય ભક્તિ, અને પરણનારને જ ચહાવું એ ધર્મશ્રદ્ધા–એ ત્રણે યશામાં હતાં.

યશા ને યોગેશ પરણ્યા તેવામાં યોગેશને કાંઇ પ્રવૃત્તિ ન હતી. એટલે કુટુંબમાં જ રહેવું પડેલું.

યશા સંયુક્ત કુટુંબની દિનચર્યામાં ગંથાયેલી જ રહેતી. સહુને રાજી રાખવા તરફ સતત પ્રયાસ કરતી. ઘરમાં વહુવારૂ એટલે સૌની નોકર, સહુની દબાયેલી, ટાઢું, વાસી ગમે તેવું ખાઇ, રાત દિવસ ઘરકામ કરનારી ને પતિદેવને દેહના અર્ધ્ય આપનારી એ આર્ય સંસારની સંસ્કૃતિ હતી.

તેમાં એને કાંઇ ખરાબ લાગતું નહતું. હજારો જેમ જીવે છે તેમ એ જીવતી હતી. આર્ય મહિલાની અનન્ય પતિભક્તિની જ્યોત અખંડ જલ્યા કરતી.

( ૬ )

યોગેશ પ્રથમ તો મોહનિદ્રામાં પડયો. એ અદ્‌ભુત સૌંદર્યનાં ઘેન એને ચઢ્યાં.

કાંઇ કાંઇ મનોરથોને ધૂળમાં મળી જતાં એણે જોયા પરંતુ એણે મન વાળ્યું. ઉણપો લાગી એટલી જતી કરવા બુદ્ધિએ દોર્યો.

સ્વભાવમાં કાંઈક જુદાની અપેક્ષા રાખી હતી તે ન મળ્યું. તોફાન ન જચ્યાં.

સમાનબુદ્ધિની આશા રાખી હતી. બુદ્ધિ ને કલ્પનાના સામ્રાજ્યમાં સહગામી થાય, એક એકથી કાંઈ ને કાંઇ વિશિષ્ટતા અનુભવે, વિચારમાં, ( Intellectual treat ) બુદ્ધિવાદમાં બરાબરી કરી શકે એવી એવી કાંઈ કાંઈ અપેક્ષા રાખી હતી.

યશા કોઈ પણ વસ્તુમાં ઉતરે, યશા કોઈ બાબત વિચાર ન કરી શકે, એના જેવી જ લાગણીએ એનામાં ન ઉદ્ભવે, એના અંતરમાં ઉઠતી રસછોળ યશાના અંતરમાં ન જ ઉછળે અને એ રસછોળનો સમાગમ થઈ રસિકતાની લહેજત માણી ન શકે અને એ રસછોળ અસમાનતાના ખડક સાથે અથડાઈ ઉડી જાય તે એને ન રૂચ્યું.

એ મોહનિદ્રામાંથી જાગ્યો ન જાગ્યો હશે ને એણે અજાણે પોતાની સત્તા યશા પર બેસાડવા માંડી. આ ત્હારાથી ન થાય, આ ઠેકાણે ત્હારાથી ન જવાય, વિગેરે વિગેરે અનેકાનેક હુકમ નીકળતા. વ્યાજબી છે, ન્યાયપૂર્વક છે કે કેમ તે પૂછવાનો અધિકાર ન હતો. ત્હેં ફલાણા સાથે વાત કેમ કરી, ફલાણે વખતે હસતી'તી શું કામ ? એવા એવા સવાલો પૂછાતા. પૂર્ણ સત્તા અને માલિકી બેસાડવામાં આવ્યા હતા જાણે સ્ત્રી એટલે એને વ્યક્તિત્વ નહિ-વિચાર નહિ—એના પતિના કુટુંબનું કામ કરનાર નોકરડી—સમાજે સ્વીકારેલું પાશવ વૃત્તિ પોષવાનું સાધન.

હિંદુસમાજની એક જગત્‌જુની પ્રણાલિકામાં પડયો. તણાયો, વિદ્વત્તા વિસારે પડી.

પછી યોગેશ ધંધાર્થે કુટુંબથી છૂટા પડચો.

યશા જુના જમાનાથી ચાલતી આવેલી હિંદુ સંસ્કૃતિ પર ઉછરી હતી. સીતા, દમયંતી, તારામતીના જીવન જીવનમાં ઉતારવા મથતી યશા બીજું શું કરે !

( ૭ )

પછીથી યશાને અવસર આવ્યો, થોડે મહિને યશાએ લોપાને પોતાની સારવારને માટે તેડી.

ત્રણ ચાર વર્ષે લોપા ફ્રીથી યોગેશની નજરે ચઢી. પહેલાં જોઈ ત્યારે કુમારી હતી હવે પરણી હતી.

અર્ધું ખીલેલું પુષ્પ લો અને સુંઘો. પાંખડીઓ ખીલી જાય, એ ત્હમારા ઉષ્મા ભર્યા શ્વાસથી. તેમ લોપા ખીલી હતી.

એ ગૌરવદન, સુંદર ઘટીલું નાક, ચમકતી કીકીઓ ભાલ પ્રદેશ પર રાજતો સૌભાગ્ય ચંદ્ર નાજુક હોઠ અને છેડેથી લસી પડતું સ્મિત. એ ગૌરવ, એ મદમાતી ચાલ–બધું યોગેશ જોઈ રહ્યા. ત્રણ વર્ષે જ્યારે ફ્રીથી લોપાને જોઈ ત્યારે એને લોપા બહુજ સુંદર લાગી. એને જોતાં આંખ ઠરતી.

યશા ઉઠી શકતી ન હતી, હજુ પથારી વશજ હતી. યશાએ લોપાને સારવાર માટે તેડી હતી. એ આવી ને ઘરમાં એને ફરતી જોઈ ત્યારે એને કાંઈ અજબ ઉત્સુક્તાથી યોગેશે જોઈ.

ત્રણ વર્ષ પહેલાની કૂદતી તોફાની લોપા એની આંખ આગળ તરવરી રહી. પેલું કુળદેવીનું મંદિર યાદ આવ્યું. અને એના જીવનની એ ધન્યપળ યાદ આવી.

યશાની માવજત એ બરાબર કરતી. યશાનું ઘરનું કામ બધું એણે ઉપાડી લીધું.

એને થતું "લોપા શી સુંદર છે !" ઘરકામ કરતી લોપાને એ ઘણીય ફેરી જોઈ રહેતો. નિરાંતે એ સૌંદર્યદર્શન કરતો. પુરૂષજીવનનો એક અજબ અનુભવ એને થતો.

સંધ્યાએ કદી આખા દિવસથી શ્રમિત થયેલી યશાને આનંદ આપવા દીલરૂબા લઈ અગાસી પર વગાડતો.

દીલરૂબાથી ઉઠતા મંજુલ ધ્વનિના પ્રતિધ્વની આકાશથી ઉઠતાં.

મધુર સંગીત ધીમે ધીમે સંધ્યાની અનુપમ લહરીમાં નિરવ બની જતું ઘણુંજ સુંદર લાગતું.

યોગેશે બંને સખીઓની સ્નેહગોષ્ટિમાં કદિ અડપલાં ન કરતો. એ વાનો કરે તો, વનદેવીઓ ભલે વાતો કરે, એવું એને થતું. એ દૂર રહ્યો રહ્યો સાંભળતો. જે કામ કરતો હોય તે આપોઆપ દૂર થતું. અને એની ચિત્તવૃત્તિ એકાગ્ર થતી. અને એ સાંભળતો.

વિજન શેરીઓમાંથી મધ્ય રાત્રીએ દૂર દૂરથી આવતી સંગીતની વ્યંજના ઝીલતું સૂતું સૂતું રસિક હૃદય આનંદના ઉમળકે ઉછળે તેમ યોગેશને થતું.

યશા ઘણીજ અશક્ત હતી. યોગેશના પુસ્તકો પણ લોપાજ ગોઠવતી. એવાં મઝાનાં ગોઠવતી કે ઘેર પાછા આવી જોતાં યોગેશની નજર ઠરતી.

કદી કદી બારણે વિંટાયલી ચંમેલીની વેલે ફૂલ ઉતરતાં તે લઈ યશાને શણગારતી. ફૂલદાનીમાં ગોઠવતી, અને કદી કદી ઉઘાડા મૂકેલાં પુસ્તકમાં યોગેશને ગમ્યું હોય તેના પૃષ્ટે પુષ્પો મૂકતી.

લોપાને યોગેશયશાના જીવનમાં નરી રસિકતાજ ભરી છે એમ ખ્યાલ હતો. લોપાને યશા પર પરણ્યા તેવામાંજ આવતા પત્રો વાંચવા મળેલાં. એને યોગેશ યશાનું યુગલ વિરલ લાગેલું.

યશા વગર યોગેશ દુ:ખીજ થાય માટે યશા યોગેશ માટે શું શું કરતી હશે એમ કલ્પના કરતી. પોતાની રસિકતાને આગળ કરતી. અને એ સહુ કરતી.

લોપાને પરણીને રસિક જીવન ન્હોતું મળ્યું.

એની રસિકતા કરમાવા માંડી હતી. એનાં તોફાન સત્કારાયાં નહતાં. એની કોઈને કદર નહતી ઉલટું લોકો એને ઉદ્ધત કહેતાં. એ નિર્દોષ, મૃદુ, રસિક હૃદયના ઉલ્લાસ એના પતિથી ઝીલાતા નહિ. એના પતિને

એ નાદાન મૂર્ખ છોકરી લાગતી. એના ઉપર અંકુશ રાખવાની જરૂર એના ધણીને જણાતી. વાતો કરતી હસતી જોઈ એને ધમકાવી કાઢતો.

પરણી તેવામાં રસિકતાની સુવાસ જીવનમાં પમરાવવા મથવા માટે એને ઠપકો મળેલો.

એની વૃત્તિઓને સ્થાન ન મળ્યું એટલે એની કલ્પના મરી જવા લાગી. શિષ્ટાચારના પાઠ હંમેશા એને પઢાવવામાં આવતા તે પ્રમાણે એને વર્તવું પડતું. એનામાં જીવનનું જોમ હતું; છતાં ખીલતી યુવાનીમાં પ્રૌઢાનું જીવન એને માટે મંજુર થયું.

અંતરના આઘાત એને થતાં. બંડ કરવા મન તૈયાર થતું. પરંતુ આખરે એક બાલિકા—એનું શું ગજું ? શું હિંમત ? અને હિંદુ સંસારનું શિષ્ટાચારનું ભયંકર વાતાવરણ—એના સામે જીવનના ઉત્સાહનું નવું જોમ કેમ ટકી શકે ?

દિવસે દિવસે નિર્માલ્ય જીવન જીવતી થતી ગઈ. અને તેવામાં યશાનું તેડું આવ્યું. એના પતિને કાંઈક અનિવાર્ય નિમિત્તને લઈને એટલામાંજ પરદેશ જવાનું થયું એટલે બંને સખીઓ પણ વચ્ચે યુગ યુગ વીતી ગયા હોય એટલા કાળ પછી મળી.

( ૯ )

યોગેશને લોપા બહુજ ગમી. યશાને ઠેકાણે લોપા હોય તો કેવું સારૂં એવી વાસના જન્મી. લોપાની નજીક રહેવા ઇચ્છયું. લોપા સાથે વાત કરવાના પ્રસંગ શોધતો. નિમિત્ત કાઢતો. "આ તમારો કાગળ આવ્યો છે" એવું કહી એ જ્વલંત સૌંદર્યના સાન્નિધ્યમાં આવી ઘણી ય ફેરી ઉભો રહેતો. એ તરત કાગળ ફાડતી ને ઝડપથી વાંચી જતી તે યોગેશ જોઈ રહેતો.

ઘણી ય ફેરી વિયોગી પતિ તરફથી વપરાયેલાં વિશેષણો વાંચી કિલકિલાટ હસી પડતી.

યશાની સ્હોડમાં લપાતી ને લવતી: "યશા બ્હેન, બળ્યું પુરૂષોને આવાં લાડકાં વિશેષણો વાપરતાં શરમ ન આવતી હશે."

એ હાસ્ય—એ તોફાન યોગેશને કંઈ કંઈ કરી દેતાં. અને સરવાળે એને થતું કે ક્યાં લોપા ને ક્યાં યશા—એક નિર્માલ્ય ઘરરખુ ગૃહિણી અને બીજી રસિકતાની રસવેલ.

લોપા રસોઈ બનાવતી અને યોગેશ જમતો. જમતાં જમતાં ખાવાની રીત પર, ભાવ અભાવ પર કંઈ કંઈ ટીખલ કરતી. "કેમ, યશાબ્હેનના જેવી રસોઈ થઈ છે ને, ફલાણી ચીજ એમના જેવી બની છે ને?" ત્યાંથી વાત શરૂ થતી અને કંઈ કંઈ વિનોદ કરતી.

દિવસે દિવસે લોપાનાં આકર્ષણ વધવા માંડ્યાં.

એક તટસ્થ વ્યક્તિનાં હવે રસિકતા અને સૌંદર્યના દર્શન ન રહ્યાં.

એ આકર્ષણનું મોહમાં રૂપાંતર થયું. અંતરની નિર્દોષતા ધીમે ધીમે જવા લાગી. લોપાને પોતાની કરવા હૃદય પલટ્યું. વાંછના મહીંથી લાલસાનો જન્મ થયો. હૃદયે નિરંકુશતા અનુભવવા માંડી.

યશા એને નિર્માલ્ય લાગી. પોતાને લાયક ન લાગી. અંતર વલખાં મારતું થયું. વિશુદ્ધિનું અભેદ્ય અંતર એનાથી તૂટતું નહિ. બહુએ મનમાં મનોરથ ઘડતો પરંતુ સર્વે મનમાં જ ઉઠી મનમાં જ શમાતા.

એને એમ જ લાગતું કે લોપા એ સૃષ્ટિનું અમૃત છે. એ અમૃત જીવનમાં જન્મોજન્મનું સાફલ્ય છે.

એ તીરછાં નયન, મનોહર દૃષ્ટિ, એ મદભરી નરી નિર્દોષતા, એ અનુપમ સૌંદર્ય, રસિકતા, બુદ્ધિ ચાતુર્ય—સહુએ જોતજોતામાં યોગેશને દિવાનો બનાવ્યો.

જેઠ મહિનાની પુનમ હતી—ચંદ્ર ને આછાં વાદળાંના આવરણો કદી કદી થતાં. આકાશ ઘણે ભાગે સ્વચ્છ હતું. રાત નિર્મળ હતી.

વર્ષાના આગમન એ વરસે હજુ થયાં નહતાં. વટ સાવિત્રીનું વ્રત યશાએ જરા એવી જ તબીયત છતાં ય કર્યું હતું. એણે ન માન્યું.

સાંજે યશા બહુ જ થાકી ગઇ. રાત પડી તેવી એ સૂઇ ગઇ. ઘરમાં હરતી ફરતી થઇ હતી. પરંતુ નહિ જેવી જ. શ્રમિત થયેલું એનું શરીર નિદ્રાવશ થઇ ગયું.

યોગેશ બહુ જ કામથી કંટાળી ઋતુની કલામ્યતા ન ખાળી શકયો એટલે જરા અગાસીએ ચઢ્યો. ચંદ્રને જોઇ રહ્યો હતો.

લગભગ નવેક વાગ્યા હતાં. લોપા ઘરના કામકાજમાં ગૂંથાયેલી હતી.

યોગેશે પાણી માગ્યું હતું. તે કામમાંથી પરવારી હાથમાં પવાલું લઇ આપવા અગાશીએ ચઢી. યોગેશ ચંદ્ર તરફ જોઇ રહ્યો હતો.

લોપા આવી એટલે એનું ધ્યાન એ તરફ ગયું. લોપાને આવતી જોઇ રહ્યો.

લોપા દરરોજ કરતાં વિશેષ સુંદર લાગી. એ મદભર નૈનાંનાં ઘેન એને ચ્હડવા લાગ્યાં. બારણાથી તે અગાસીમાં એ પડેલો હતો ત્યાં સુધી આવી ત્યાં સુધી એને જોઇ રહ્યો એ ચાલ, એ અંગેઅંગની મોહકતાએ એને ઉત્તેજીત કર્યો. એ સૌંદર્યનો કૈફ એને ચઢ્યો. એના અંગમાં અજબ પ્રકારનું આલસ્ય આવ્યું. અંગો કંઇક ઢીલા થયાં.

એણે નિશ્વાસ મૂકયો અને નયનો ચમકયાં. એ લોપા સામું એ પુરૂષની પ્રગલ્ભ લાલસાથી ક્ષણેક જોઇ રહ્યો.

લોપાનું કાંઇ ધ્યાન ન હતું.

"લ્યો, આ ત્હમારે માટે પાણી." મધ્ય રાત્રીએ કોયલ ટહુકી હોય એવું એને લાગ્યું. એ અવાજ યોગેશના કાનમાં ઉતરી પડયો. અને અંતરના ઉંડાણ મહીંથી એનો પ્રતિધ્વનિ ઉઠ્યો. એ પવાલું મૂકતી હતી ને એણે વચમાં જ લઇ લીધું.

ક્ષણ બે ક્ષણ પવાલું બંનેના હાથમાં રહ્યું. લોપાનો હાથ નીચે અને યોગેશનો હાથ લોપાના હાથ ઉપર રહ્યો. ઘડીભર મુગ્ધ નયનોથી એને જોઇ રહ્યો. એના લલિત અંગોની ઉષ્મા ધબકતા હૈયાને શાન્ત કરવા વાંછી.

એ સ્પર્શ યોગેશને ગમ્યો. એ અંગુલીઓ છોડી દેવાનું એને ન ગમ્યું. એ અંગુલીની ઉષ્મા પણ એના અંતરને ટાઢક આપવા લાગી.

ઘડી બે ઘડી એમ વીતી હશે. અને યોગેશની પ્રગલ્ભતા આગળ આવી.

" લોપા "—આંખના પલકારા જેટલીવાર થોભ્યો—" ત્હમે મ્હને મળ્યાં હોત તો "—એ લવી ગયો.

લોપા ચોંકી. હાથ ખેંચી લીધો, ચંચળ નિર્દોષ નયનોએ એના સામું જોઇ રહી.

" યોગેશભાઇ શું બોલ્યા ? "

અને એકદમ પાછું ફરી વિજળીની ત્વરાથી ત્યાંથી ચાલી ગઈ.

યોગેશ નીચે પછડાઇ પડયો. મ્હોંડું હાથવતી સંતાડી દીધું. અસહ્ય પશ્ચાતાપથી એનું હૈયું સળગી ઉઠયું. એને થયું, "અરરર ! આ શું કર્યું !"

ઘણીવાર હાથમાં મ્હોંડું સંતાડી પડી રહ્યો. જેમ જેમ વખત ગયો તેમ તેમ એના અંતરની વ્યથા વધતી ચાલી.

"યશા શું ધારશે ? જીવનભર લોપાના સામું ય જોવાનું ન રહ્યું. શી મૂર્ખાઇ ? શું વિધિએ એને ભૂલવ્યો ?

એ પશ્ચાતાપથી એના અંગેઅંગ પ્રજળી રહ્યા. હૃદયની વ્યથાએ આખરે આંસુ આણ્યા. થોડી વાર તો એ રડી ય શકયો નહિ. થોડીક પળો વીતી ગઇ. એ ધ્રુસકાથી એનો જીવ ગભરાઇ ગયો. " યશા મ્હને માફ નહિ કરે" એ છેલ્લો આર્તનાદ હૈયેથી ઉઠ્યો અને પછી એ હૈયા ફાટ રડયો.

કલાકેક વીત્યો હશે અને પછી લોપા અને યશા બંને અગાસીમાં આવ્યાં. લોપા નીચે યશા પાસે દોડી ગઇ. અને બીજી પળે એનાથી રડી દેવાયું. યશા ઉંઘમાંથી જાગી અને સાંત્વન કરવા માંડયું. આખરે બંને બાળપણની સહીયરો સમજી, બંને જણ અગાસી પર ચઢ્યાં.

એ આવ્યાં તે વેળા યોગેશને ભાન ન હતું યોગેશ મ્હોંડું સંતાડી ધ્રુસકાં ખાતો પડી રહ્યો હતો. એ આવ્યાં પછી થોડીવારે "યશા, મ્હને માફ નહિ કરે એમ એ લવ્યો. અને હૈયાફાટ રડી પડયો."

એ બંને યોગેશને જોઈ રહ્યાં હતાં. યશાને ખાત્રી થતી જતી હતી. એ સમજી કે કોઇ ક્ષણિક મોહને લીધે ભૂલ થઇ હશે. લોપાને યોગેશની

નિર્દોષતાનો ખ્યાલ આવ્યો. ઘડી પર થયેલું જાણે બન્યું જ નથી એમ એને થયું.

"યશા, મ્હને માફ ન કરે ?" યોગેશ લવ્યો એટલે યશા લોપાનો હાથ તરછોડી યોગેશને વળગી પડી.

"ત્હમને બધું માફ છે," એમ કાંઇ નહિ તો પચ્ચીસ વાર યશા બોલી ગઇ. પરંતુ એના અવાજ ત્હેના કાનમાં ગયા એટલે એ વધારે વધારે રડયો. અને યશાના ખોળામાં મ્હોંડું છુપાવી દીધું.

લોપા બધું જોઇ રહી.

રડી રડી આંખમાંના આંસુ ખૂટ્યા. પણ હૃદય રડતું જ રહ્યું. થોડીવાર પછી એણે ઉંચું જોયું.

"યશા........" એટલું જ લવ્યો.

યશાએ સાંત્વન કર્યું. યોગેશને ઉઠાડયો એણે લોપાને જોઈ.

નયનોએ માફી માગી.

"મ્હને મોહ થયો"—એટલું બોલી યોગેશ અટકયો. એનું ગળું રડવાથી ડુસકાથી રૂંધાયું.

માથું યશાના ખભા પર નાંખી દીધું.

આંસુ આંખેથી વહી યશાના લુગડાં પર પડ્યાં. યશાએ પાલવ ઉંચકી આંસુ લુછયાં.

લોપાને શું કરવું એ ન સૂઝયું અને અંતરમાં ખાત્રી થઈ કે ભુંડા ભાવિની કોઇ અજુગતી પળે થનાર થઇ ગયું. એના અંતરે યોગેશને માફી આપી દીધી. પરંતુ એને ગળે એક શબ્દ પણ ઉપડયો નહીં.

લોપાએ યશાને ઇશારો કર્યો. યશા યોગેશને લઇ ગઇ. એને લઇ જઇને સુવાડયો. બહુ આશ્વાસન આપ્યાં અને ધીમે ધીમે હૃદયનાં સાંત્વન

થતાં એને ઉંઘ આવી ગઇ. અમૃત જેવી લાગતી લોપાએ એના જીવનમાં ઝેર ભેળવ્યું એ વિચાર કરતાં કરતાં યશાની અસંખ્ય માફી યાચતાં એની આંખ મળી ગઇ.

યશા ત્યાંથી ઉઠી અને લોપાને તેડી લાવી. બે જણાં દૂર એક સોફા પર બેઠાં. એ વાત કોઇને કાને ન જાય એવાં એક બીજાને વચન આપ્યાં ને લીધાં. યશાએ લોપાની માફી માંગી—એના મનનું સમાધાન કર્યું. અને લોપાએ બીજે દિવસે જવું એવું નક્કી કર્યું.

ઉંઘમાં યોગેશ લવ્યો : "યશા, લોપા અમૃત કે ઝેર ?"

---

મુગ્ધા યૌવન ઉપવનમાં વિહરતી એક સુંદર કલિકા હતી. દિનપ્રતિ દિન વિકસતી જતી એ સુંદરતાના ભારમાં લળી લળી જતી. જીવનની સુવાસ મીઠી અને આછી પમરતી જતી હતી.

મુગ્ધા મુગ્ધાવસ્થાને ઉપાન્તે આવી ઉભી હતી. એ બાલિકા મટી મુગ્ધા થઇ, તેનાં સંજોગો કાંઇક અવનવાં હતાં. એ ફેરફાર થતો એણે જાણ્યો નહીં, અને બીજાઓએ જોયો પણ નહીં. આંખ ઉઘાડીને જોતાં જ જાણે અજબ રૂપાન્તર થયું હોયને એમ લાગતું. રાત્રીના ચોથા પહોરના અંધકાર ઉષાના તેજમાં મળી જઈ નષ્ટ થાય તેમ થયું.

એ રમતિયાળ અને તોફાની બાલિકા હતી. એનાં વિવાહ થયાં તેની સાથે એના જીવનમાં પલટો થયો. એનો વિકાસ જોતજોતામાં થઈ ગયો.

નિરંકુશ તરંગે નાચતું એનું હૈયું એના ભાવી પતિ તરફ એક આર્યા બાળા જે ઉચિત સંસ્કાર મુજબ જુએ તે સંસ્કાર મુજબ વળી ગયું હતું. એના હૈયાને ઉર્મિવશ થવું ગમતું, અને એ ઉર્મિથી દોરાઇ ગઇ.

દીલનાં દાન દેવાઇ ચૂકયા હતાં. અને એ કલ્પના સ્વર્ગો મહીં વસતી હતી. દિવસોના દિવસો વરસ્યા પછી ઘનઘટા આછી થાય, ગગન ઉંચું ને ઉંચું જતું જાય અને વિરલ તડકો ચમકી રહે તેવું કંઇક થયું હતું. બચપણનાં સ્વપ્નાં દૂર ને દૂર જતાં હતાં. જીવન ભાનુ ઉગતા અજ્ઞાન અન્ધકાર ઉડી ગયો, અને એ ઉષા મહીંથી નવું જીવન આવતું હતું.

રૂપરૂપની ભરી મુગ્ધાનું સૌંદર્ય આંખે ઉડી વળગતું.

(૨)

તે લગભગ રાત્રીના અગિયાર વાગ્યાનો સમય હતો. વર્ષાઋતુનો નિસ્તેજ ચંદ્ર જળકુંડાળા સહિત પ્રકાશી રહ્યો હતો. પોતાની નિસ્તેજ દશાની છાપ સારા જગત પર પાડતો હતો.

સૃષ્ટિ સુની લાગતી હતી. માનવીનો પગ સંચાર બંધ થયો હતો.

મુગ્ધાએ બારીની બહાર જોયું. રસ્તો વેરાન લાગતો હતો. ઘણી વાર જોતી એ ઉભી રહી. દૂર દૂરથી ધીમાં કોઇનાં ઘસાતાં પડતાં પગલાંનો અવાજ આવતો હતો. ધીમે ધીમે અવાજ વધારે ને વધારે સંભળાતો ગયો.

સ્ત્રી સ્વભાવોચિત બ્હીક પેઠી.

થોડી વાર પછી એના ઘરના બારણાની સાંકળ કોઇએ ખખડાવી. નિદ્રાથી ઘેરાતાં જતાં એનાં નયન ચમકી ઉઠ્યાં; શરીર કંપી ઉઠયું.

ઉઠીને ઉભી થઇ. બારણે ગઇ. બારણાનો આગળો પાડીને ઘડી ભર ઉભી રહી. પછીથી એણે બારણું ખોલ્યું. એના પિતા ઉંડો નિશ્વાસ મૂકતા દાખલ થયા. મુગ્ધાને જોતાંજ એકદમ એને વળગી પડ્યા. ફક્ત બે શબ્દો એમના મુખથી નીકળી પડ્યા.

"કમનસીબ છોકરી."

મુગ્ધા અજબ વિમાસણમાં પડી. એનાથી કાંઇ પણ સમજાયું નહીં. શૂન્ય હૃદયની એ ઘડીભર ઉભી હતી.

એની માતાએ એના પિતાના ઉતારેલાં કપડાં લીધાં. એના પિતા એમના ખંડ તરફ ગયા.

મુગ્ધાની માતાએ એ તરફ જતાં જતાં કહ્યું: "જા, સુઈ જા, બહુ મોડું થયું."

મુગ્ધાએ એ આદેશ માથે ચઢાવ્યો.

(૩)

વિષમ રાત્રીના અતિ વિષમ પહોર વીતતા ગયા. મુગ્ધાને નિદ્રાદેવી પ્રસન્ન ન થયાં.

મુગ્ધાને સોળ વર્ષનાં વહાણાં વાયાં હતાં. એનું દીલ ભોળું હતું. હૈયે ઉલ્લાસહેલા આવતી. એના અંગે યૌવનને તનમનાટ હતો. નયનેથી ચૈતન્યના ફૂવારા ઉડતા.

કંઈક ઉકળાટને અંગે ચોળી કાઢી મૂકી હતી. સફેદ મલમલને સાળુ એને ઢાંકતો હતો. પલંગ પર પડ્યા પડ્યા નભની નિસ્તેજ ચંદ્રાને જોઇ રહી હતી.

શા માટે એના પિતાએ એને "કમનસીબ છોકરી" કહી હશે તે વિચાર, અને બીજી ઘડીએ ઉંઘ શા માટે નથી આવતી એવા તરંગો મહીં એનું મન રમી રહ્યું હતું.

એ સુઈ જતી, પાછી બેઠી થતી, શયન પર ચમકી રહેલી ચાંદની મહીં નહાતાં આનંદ પામતી હતી.

જ્યોત્સ્નાના જાદુની એના અંગ પર અસર થવા લાગી. શરીરમાં ચંચળતા પ્રેરાવા માંડી. કંઈક ટટાર થઇ અને અંગો મરડી એ ઉભી થઇ. બારીએ ઉભી રહી. નિર્જન વાટ નિહાળી રહી, હૃદયને આલ્હાદતો શીળો સમીર એના સુંદર બદનને આલિંગી રહ્યો.

ઝીણો સાળુ ઉડવા લાગ્યો. સાળુ સ્વચ્છન્દતાથી ઉડયો. ઉડી સ્થાન-ભ્રષ્ટ થયો. નજર ન જોવાના સ્થળે પડી.

એકદમ નયનો વિકસ્યાં, ઓષ્ટ ઉઘડી ગયા, અને મધુર સીત્કાર મુખથી વહેવા લાગ્યા. માથું ગરદન પર લચી પડયું. ઘડી બે ઘડી અનુ-પમ વહી ગઇ. એને આવતી વસન્ત યાદ આવી. એ વસન્તે શું થવાનું હતું તે યાદ આવ્યું પછીથી ભૂંડા ભાવીની ભાવના ને સ્વપ્નાંની રમણીય કલ્પના કરતાં કરતાં એની મનોદશા બદલાઈ ગઈ અને એ સુઈ ગઇ.

(૪)

રાત્રીના ઉજાગરા પછી સવારના અનુપમ વાતાવરણની શાંતિકારક અસર થઇ. સવારે એને ઉઠાડવી પડી, જ્યાં ત્યાંથી એને કાંઇ અનિષ્ટ થવાનું છે એવી ભ્રમણા થયાં કરતી.

શિથિલતા ને આળસમાં સ્હવાર ચાલી ગઈ, અને બપોરે એની સહિયર મળવા આવી.

સ્હેલાસ્થી એ માતાનું વદન મ્લાન જોતી. સહિયરનું પણ લેવાયલું મ્હોંડું જોઈ એ વિચારમાં પડી. એની સહિયર ઘણી ઉદાસ હતી. કોઇક વખત એની આંખમાં પાણી આવી જતાં તે પાલવ વડે લૂછાતાં એણે જોયાં. એનાં નયન નિસ્તેજ હતાં. એ આવી ત્યારની શૂન્યહૃદયની થઇને એક આરામ ખુરસી પર પડી રહી હતી.

મુગ્ધા ઘણુંય પૂછે કે "અલી ત્હને શું થયું! રડે છે કેમ!"

પરંતુ એના મુખથી એક શબ્દ નીકળતો ન હતો. થોડી થોડી વારે એ ઉંડા નિશ્વાસ મૂકતી જણાતી.

નિર્દોષ મૃગલી જેવી મુગ્ધાને ક્યાં ખબર હતી કે એની સખી એને માટે રડી રહી હતી. સ્વપ્નમાં ય એને અનિષ્ટનો ખ્યાલ ન હતો. હૈયામાં દુઃખની રજ માત્ર પણ ખંચતી ન હતી. બિચારી સહિયર પણ શું કરે! સ્નેહીને સ્નેહવિમુખા થયાના સમાચાર આપવાની વિષમ પરિસ્થિતિ! એ મુગ્ધાને કહી પણ શી રીતે શકે કે એના હૃદયનાથે એને તજી દીધી! કોઇકની વિવાહિતા એ મટી ગઇ છે એ કહેવાયજ કેમ! એની જીભ કેમ ઉપડે!

હજુ આવતી વસંતના થનાર પ્રસંગને માટે મુગ્ધાની મીઠી મજાકના ભણકારા કાનમાં વાગી રહ્યા હતા, ત્યાં આવો નિર્દય આઘાત શી રીતે થાય!

મુગ્ધાની સહિયરનું હૈયું રડી રહ્યું હતું. હૈયાના ઉંડાણ મહીંથી શબ્દો હોઠે આવતા, અને ગળામાં પાછા ઉતરી જતા. ગળું ધ્રુસકાથી ગંગળાઇ જતું. શ્વાસ લેતી. મ્હોંડું ઉઘાડતી. બોલવા જતી. અવાજ અંતરથી ગળામાં આવી અટકી જતો. એ વધુ ને વધુ રડતી.

દુનિયાના સહુ કામો આવજો, પરંતુ પ્રિયતમ ને પ્રિયતમાના આશાભંગ થવાના સંદેશા ને વૈધવ્યના સમાચાર કહેવાના અનુચિત પ્રસંગો આવતાજ ના. એ કમભાગ્ય કોઇનાં ન હજો.

યુગ યુગ જેવી પળો વીતી ગઇ. જેમ તેમ કરતાં મુગ્ધાના માતપિતાની આજ્ઞા મનમાં આણી ફરજથી મન દૃઢ કરી રમા ધીમે ધીમે વાતે વળી.

"મુગ્ધા, કાલે રાત્રે ત્હારા પિતા ક્યાં ગયા હતા તેની ખબર છે?"

"ના." જવાબ મળ્યો.

"જ્ઞાતિ પંચ ભેગું થયું હતું તેની તો ખબર છે ને?"

"ત્યાં શું થયું." મુગ્ધાની ઇંતેજારી વધી.

રમા મુંગી રહી. મુગ્ધાને રાત્રે પિતા પાછા ફર્યાં ત્યારે "કમનસીબ છોકરી" એવું બોલ્યા હતા તે યાદ આવ્યું.

"બોલને શું થયું, કંઇક માઠું થયું?" મુગ્ધાનો જીવ કપાઈ ગયો.

"થનાર થઇ ગયું હવે રોવાનું બાકી રહ્યું."

"પણ કહેને શું થયું" ગભરાતે અવાજે મુગ્ધાએ રમાને પૂછ્યું.

રમાએ આંખે હાથ દીધો અને ગણુગણી "ત્હારો વિવાહ ફોક..." પોતાના ખોળામાં સુતેલી સહિયરને દૂર કરી મુગ્ધા ઉભી થઈ.

"મ્હારા વિવાહ...મ્હારૂં નસીબ ફુટયું!"

મુગ્ધા ઉભેથી નીચે ધબ લઈને પડી. પડતાં જ એનું ભાન જતું રહ્યું. હાથની બંગડીઓ વડી થઈ ગઈ, કહો તો ભાંગી ગઇ, ફુટી ગઇ, રમાએ એ કકડા વીણી ભેગા કર્યાં. એની સામે જોઇ રહી.

(૫)

એના શરીરમાં કંઇક ચેતના આવવા માંડી, ત્યારે રાત્રી અને અંધારૂં હતું. મુગ્ધા હજુ સુષુપ્તિ દશામાં હતી. જગતનું ભાન ન હતું, માત્ર નિશ્ચેતન શરીરમાં ધીમે ધીમે જીવનસંચાર થતો લાગતો હતો.

"મ્હને શું કરવા તજી દીધી?" એ લવી.

એની સુશ્રુષામાં પડેલી એની સહિયરે સાંભળ્યું અને નિશ્વાસ મૂકયો.

"પેલી શરદ્‌પૌર્ણિમા યાદ છે ને! આપણે બગીચાના ફૂવારાની પાળ પર બેઠાં હતાં, ત્હમે વાતો કરતાં હતાં અને હું પાણી સાથે રમતી હતી."

હૃદયના દ્વાર ઉઘડતાં ચાલ્યાં.

"ત્હમે મ્હને શું કહ્યું હતુંઃ મુગ્ધા, આપણે પરણીશું, પછી આપણું જીવન કેવું સુખી જશે! એમ જ ને!" એ અટકી.

"પછી આપણે લગ્નની વાત કરી, નહીં વારૂ! અને પછી ત્હમે ગયા, જતાં જતાં પેલો મદિરા રંગનો કાંગરાની કોરનો રૂમાલ આપ્યો. હાય! હાય! મ્હને એ રૂમાલ શું કામ આપ્યો!" એ લવી.

થોડી વાર પડી રહી. એકદમ હાથમાં પહેરેલા વસ્ત્રનો પાલવ લીધો. પછીથી એને ચુમ્યો, છાતી સરસો ચાંપ્યો, બીજી ક્ષણે ચોળી નાંખ્યો, આંખે અડકાડયો અને ફેંકી દીધો.

"જાવ એ સહુ. એ રૂમાલ હવે મ્હારે શા ખપનો! ભલે મ્હારા આંસુ લૂછતો જા. સુખ આપ્યું તો આંસુ ય લુછ." એ લવી ગઇ અને શાંત પડી.

મુગ્ધાની સહિયરની આંખમાંથી આંસુનું ટીપુ સરી ગાલ પર પડયું. અંતરના ઉન્હા શ્વાસે પછી એ સુકાઈ ગયું.

વળી પાછી થોડી વારે મુગ્ધા બબડી: "તે દિવસે હું હિંચકે બેઠી હતી, ત્યાં પાછળ આવી આંખ શું કામ દાબી અને વાંકા વળી ત્હમારા સ્નેહની ઉષ્મા ભર્યાં હોઠ મ્હારા હોઠ પર શા માટે ચાંપ્યા? મ્હને પતિત શા માટે કરી?"

હૃદયના અસહ્ય દુઃખથી વ્યથિત મગજ પોતાના વિચાર કર્યે જતું હતું, અને એ લવ્યે જતી હતી.

દશ પંદર પળો વીતી જતી, વળી બબડતી, અને પાછી શાંત પડતી.

આખરે એને ધ્રુસકાં આવવા લાગ્યાં. ધીમે ધીમે રડવા લાગી, અને પછી મ્હોટેથી રડી પડી.

"હૃદયનું રૂદન આંખના આંસુ ખૂટ્યાં તોયે ન ખૂટયું."

ઘણી વારે હૈયું રડી હલકું પડયું, અને મુગ્ધા ગાઢ નિદ્રામાં પડી ગઇ.

( ૬ )

પછીથી બીજે દિવસે બ્રહ્મમુહૂર્તમાં એ જાગી. શીળો શાંત સમીર વાઇ રહ્યો હતો, અને બહાર ચાંદની વિલસી રહી હતી. એ ઉઠીને બારીએ ઉભી રહી. જરાક એને આનંદ થયો. કુદરત જોવામાં અંતરનું દુઃખ ભૂલી ગઇ. રડવાથી હલકું થયેલું હૈયું હવે દુઃખ ખમી શકતું હતું.

એ તરંગો મહીં રમતી હતી તે એની સહિયર જોઈ શકી. થોડી થોડી વાર સુધી એ પણ એની સાથે એકપણ શબ્દ બોલ્યા વગર ઉભી રહી.

અમુક પ્રસંગો પર મુગ્ધા અને એના વિવાહિત પતિને સ્નેહની સાંકળ ગાંઠવાની અનુકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત થયેલી, અને એવા પ્રસંગે મુગ્ધાએ પોતાનું દીલ દઈ દીધું હતું, અને એના વિવાહિત પતિએ

સ્વીકાર્યું હતું. એ બધું જાણ્યા પછી મુગ્ધાના અંતરનું સમાધાન કરવાનું કામ ઘણું વિષમ થઈ પડયું.

પોતે પતિત થઇ છે એ વિચાર એના કુમળા મગજને ગૂંચવી રહ્યો હતો. એ ક્યમે કરીને દૂર થાય એમ હતો નહીં.

સહુ કોઈને લાગેલું કે મુગ્ધા ભગ્નહૃદયની થઈ મરી જશે; પરંતુ એ પ્રથમ આઘાતની અંતરને કળ વળી, ત્યાર પછી હૈયે રડતું મેલ્યું. પછી સહુ કોઈને આશા આવી. એ દુઃખ ખમી શકશે એમ લાગ્યું.

એની સહિયરે એના પતિને કોઇ બીજી કન્યાનો મોહ થયો, તેથી ત્હેણે આ પગલું ભર્યું એ બીના સવિસ્તર કહી. મુગ્ધાએ અજબ શાંતિ અને નિરાશાથી સાંભળી.

પ્રેમ વિકૃતિ પામે તો ધિક્કારમાં પૂર્નજન્મ પામે એવું કંઇક થયું. ક્ષણિક મોહને વશ થઈ જતા પતિ સાથે સંસાર કેમ નભતે એ વિચારે એના અંતરનું સાંત્વન કર્યું. એ વ્યવહાર બુદ્ધિએ એને જીવાડી.

એ આઘાત ખમી એ જીવી, પરંતુ એનું હૈયું તો ત્યાં જ રહ્યું, દીલને ચહાવાની ટેવ તે દીલ ભૂલી ન શક્યું.

ગત જીંદગીના અનુભવો યાદ કરતાં એને અજબ આનંદ થતો. મનોહર કલ્પનાઓ એના અંતરનું રંજન કરી શકતી; તે તરંગો મહીંજ જીવતી.

(૭)

મુગ્ધા કાંઈ બહુ ભણેલી નહીં. સાધારણ રીતે છોકરીઓ ભણે છે તેટલું ભણેલી. લાગણીઓ તીવ્ર કે ઉત્કટ થવા ન પામેલી. બુદ્ધિ બહુ સતેજ ન થયેલી.

થોડાક દિવસ વીતી ગયા, અને મુગ્ધા ધીમે ધીમે સ્વસ્થ થઇ ગઇ. આર્ય સંસ્કૃતિ મહીં ઉછરેલી એટલે આવ્યું તે નિભાવી લેવાની ટેવ પડેલી. કર્મ અને નસીબ એ બે જનહૃદયના દિલાસાના આધાર સ્થંભને અઢેલી એ ઉભી રહી શકી.

પરંતુ એના અંતરમાં નિરાશા ફેલાઈ રહેતી. એને ક્યાંય શાંતિ મળતી નહીં. એનું મન ઉદ્વિગ્ન રહેતું. જીવન મહીંથી આશા જતી રહી. પોતે પતિત થઈ છે એ ભ્રમણા એના કુમળા મગજને બહુ દુઃખ દેતી.

એના હૃદયની એ દશા એના માબાપ સમજી શક્યાં હતાં. મુગ્ધાના વિવાહ આમ ફોક થશે એમ સ્વપ્ને ધારેલું નહીં. એ બંને આ બનાવથી ઘેલા બની ગયા હતા: એમની વ્યવહાર બુદ્ધિ દુઃખથી ક્લિષ્ટ થઇ ગઈ.

એમનું ચિત્ત અસ્થિર અને અસ્વસ્થ હતું, તેવામાં જ્ઞાતિમાં એક ગર્ભશ્રીમંત શેઠની સ્ત્રીનું અવસાન થયું.

મુગ્ધાના માત પિતાને એ સ્થાન મુગ્ધા માટે ગમ્યું. જ્ઞાતિના રિવાજ પ્રમાણે મુગ્ધા મ્હોટી કહેવાય. એને લાયક પતિ જડવો એ મુશ્કેલ લાગતું હતું. તેવામાં એ બનાવ બન્યો, અને મુગ્ધાને માટે સામેથી માગું આવ્યું.

ગમ્યું ન ગમ્યું કરવા જેવું હતું નહીં. છોકરી દુઃખી થઇ તે મ્હોટે ઘેર જઈ સુખી થશે, એ વિચાર એમના મગજમાં પ્રાધાન્ય ભોગવવા લાગ્યો,

આખરે માગું સ્વીકારી દીધું, અને વગર ધામધુમે મુગ્ધાનાં લગ્ન પણ થઇ ગયાં. મુગ્ધાની ઇચ્છા અનિચ્છા જેવી વસ્તુ એ લગ્નમાં ન હતી. એને જીવનમાં રસ રહ્યો ન હતો, એટલે એ કાંઈ પણ જોઈ શકી નહીં. મુંગે મ્હોંડે ભાવી જેમ દોરી ગયું તેમ દોરવાઇ. જે વસંત જીવનની પ્રિયતમ વસંત થનાર હતી, તે જ વસંતમાં એના જીવનમાં ઝેર ભેળાયું. મુગ્ધા પરણ્યાં પછી પતિને ત્યાં થોડા દિવસ પછી રહેવા આવી.

રમેશ મુગ્ધાને સામે જ બારણે રહેતો હતો.

મુગ્ધાના પતિને ખબર હતી કે મુગ્ધાના વિવાહ રમેશ સાથે થયાં હતાં. સામે બારણે રમેશ રહે એ ઠીક નથી એમ એમને થયેલું. વૃદ્ધ પતિઓને યુવાન પત્નીની વિશેષ સંભાળ રાખવાની ટેવ પડી ગઈ હોય છે, તેથી એવી લાગણીઓ એમને થયેલી. પરંતુ પોતીકું મકાન છોડી બીજે ક્યાં રહેવા જાય! રમેશને સામા ઘરના માલિકને કહીને શી રીતે કઢાવી શકાય! છૂટકો ન હતો એટલે નિભાવ્યું.

રમેશને મુગ્ધાને ત્યજી દીધી એમાં બહુ શોક કે પશ્ચાતાપ થયો ન હતો. રમેશને બુદ્ધિવૈભવનો બહુ શોખ હતો. એને એકલું રૂપ અને નરી સરલતા જોઇતાં ન હતાં.

એને એ બેની સાથે સાથે બુદ્ધિપ્રાધાન્ય જોઇતું હતું. વરઘેલી લાગણીઓથી દોરાતી, જનસમાજની સાધારણ કુમારિકાઓથી એનું હૈયું સંતોષાય એમ ન હતું.

પરંતુ મુગ્ધાના સૌંદર્યનો મોહ એ વારી ન શક્યો. મુગ્ધામાં એને ઉણપ લાગી હતી, છતાંય દૂર રાખી ન શક્યો. અને એ નીતરતું સૌંદર્ય લૂંટવા વાસના જન્મી, અને ભાવીની કોઈ અજુગતી પળે એ વાસનાનો ભોગ થઈ પડયો. એણે એ ક્ષણિક ઉર્મિને વશ થઇ, રૂઢીને ઠેસે મારી, બુદ્ધિને વિસારી, મુગ્ધાને ચુમી.

એના અંતરમાં એ તે દિવસ ઘેર આવ્યો ત્યારથી એને લાગ્યું કે ભૂલ કરી, પરંતુ જે મોહ ઉત્પન્ન થયો હતો તે સંતોષાયો. એટલે એનું મન પ્રફુલ્લ થયું. એનો મનુષ્ય સ્વભાવ એના વર્તનની યોગ્યતા પુરવાર કરવા મથ્યો. મુગ્ધાને ત્યજી દેવાનો તે દિવસે એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. ગમે તેમ હૃદયનું સાન્ત્વન કર્યું.

એવામાં એણે કુમુદને જોઈ. નભમંડળેથી સદેહે ઉતરી આવેલી વિ લ્લતા જેવી એ હતી. કુમુદના બુદ્ધિવૈભવનો અનુભવ થતાં રમેશને એને માટે મોહ થયો.

થોડોક વિશેષ પરિચય થતાં એ મોહ દઢ થતો ગયો. એ ભયંકર યૌવનના વશીકરણ ન વારી શક્યો. એ નયનના જાદુએ એ ઘેલો થયો. એ શબ્દબંસરીએ એને મુગ્ધ કર્યો. મોહનું રૂપાંતર થઇ તે સ્નેહમાં બદલાઇ ગયો.

વિજયી અનિશ્ચિતપણામાં કેટલાક દિવસો વીતી ગયા. આખરે સાહસ કરીને મુગ્ધાને ત્યજી દીધી.

પછીથી કુમુદ અને રમેશ એક બીજાનાં થઈ ગયાં.

કોઇ અનુપમ વસન્તમાં આંબે બેઠલ કોયલના કૂજન જેવું મધુરૂં ત્હેમનું જીવન વહ્યું જતું હતું.

ત્યાં સામે બારણે રહેતા શેઠની નવી શેઠાણી થઈ મુગ્ધા રહેવા આવી.

યૌવનના કેફે ઘેરાયલાં રમેશનાં નયનો મુગ્ધાને જોતાં જાગ્રત થવા લાગ્યાં. કુમુદના આકર્ષણ ધીમે ધીમે ઓછા થતાં ચાલ્યાં હતાં. દૂરથી રળિયામણાં લાગતાં સૌંદર્યપ્રલોભન સહવાસથી ઓછા થતાં ચાલ્યાં હતાં.

એને ભૂતકાળ સાંભરવા લાગ્યો; ખાસ કરીને બે ત્રણ પ્રસંગો એની સ્મૃતિ મહીંથી કદી ખસતા નહીં.

મુગ્ધાનું કૌમાર અભડાવ્યું એ પ્રસંગ એના નયન સમીપ હંમેશ ખડો થતો. એ ચિત્રની એક એક રેખા સુરેખ ઉઠી આવતી. કેટલીક વસ્તુઓ ભૂલી જવા મથ્યે નથી ભૂલાતી એવું કંઈક થયું.

મુગ્ધાને રૂમાલ આપ્યો હતો તે વાત પણ એના મગજમાંથી કદી ખસતી નહીં.

કુમુદના અંતરમાં મુગ્ધા સામે બારણે રહેવા આવી અને રમેશ ને બારીએ ઉભો રહી એના ઘર તરફ જોઈ રહેતો ઘણી ફેરી વિચારમાં મગ્ન ઉભેલો જોતી, ત્યારથી ઇર્ષ્યા જન્મી. રમેશના વર્તન તરફ અણગમો ઉત્પન્ન થયો. "હવે એમને એ તરફ જોવાની શી જરૂર?" એ પ્રશ્ન એની સ્ત્રીબુદ્ધિ એને સૂઝાડતી.

ઇર્ષ્યાના સ્વરૂપ હજુ આછાં હતાં. રમેશ એ તરફ શા માટે જોઈ રહેતો હશે એ પ્રશ્ન પ્રથમ એના અંતરમાં ઉઠતો.

અને રમેશ શો વિચાર કરે છે તે જાણવાની ઉત્કંઠા દિન પ્રતિદિન તીવ્ર થતી ગઇ. રમેશ ઘણી ફેરી કહેતો કે પોતે બીજા વિચાર કરે છે; મુગ્ધાનાં નથી કરતો એવું કુમુદને મનાવવા મથતો, પરંતુ કુમુદને અંતરે એ સાચું ન વસતું. કુમુદને ભૂતકાળ કહેવાથી શો ફાયદો એવો રમેશનો અભિપ્રાય હતો.

રમેશ પોતાથી કાંઈ છુપાવે છે એ વિચાર કુમુદને માટે ઘણો અનિષ્ટ નિવડયો.

એક તો ઈર્ષ્યા જન્મી અને તેમાં વિશ્વાસ સરી જતો લાગ્યો, એટલે ગૃહજીવનના સુખ દૂર જતાં ગયાં.

કુમુદ રમેશના પ્રત્યેક વર્તન શબ્દનો સૂચિત અર્થ શોધતી. દરેકનાં કારણ એણે શોધવા માંડ્યા.

રમેશ હંમેશના જેવો હતો માત્ર એના અંતરમાં અજબ પ્રકારની ગ્લાનિ છવાઈ રહી.

કુમુદને કદી કોઈ પણ વાતે ઓછું ન આવે તે માટે મથતો.

પરંતુ પોતાના દિવાનખાનામાં ઇઝીચેરમાં પડ્યાં પડ્યાં કે બારી-માંથી સામા ઘરમાં ફરી રહેલી મુગ્ધાને જોયા વગર નહીં રહેવાતું. એનું વર્તન નિષ્પાપ હતું, પરંતુ મુગ્ધા શું કરે છે, કેમ રહે છે, તે નિરખવા એનું હૈયું તલસતું.

ઘરથી હેઠે ઉતરતો અને મુગ્ધાની નોકરડી મળતી તો "બાઇ મઝામાં છે ને!" એમ પૂછવા મન થતું.

કુમુદ જેમ બિલાડી ઉંદર પર ટાંપી રહે તેમ રમેશને જોયાં કરતી હતી. એની એકેએક લાગણી, શબ્દનું પૃથક્કરણ કર્યા વિના રહેતી નહીં.

દિવાનખાનામાં પડયો પડયો સામા ઘરમાં ફરતી મુગ્ધાને રમેશ જોઇ રહ્યો હોય, તો એ છાનું છાનું મુગ્ધા ને રમેશ શું કરે છે તે જોવાનું ચૂકતી નહીં.

અને પછી એના અંતરમાં ઇર્ષ્યાની હોળી પ્રગટી, અને એ અંતરની જવાળા મહીં પોતે જળી રહી.

દીલ જરાં વેગળાં થયાં, અને તેનાં કારણભૂત દેહ પણ વેગળાં થઇ ગયાં. સુખ અને શાંતિ ચાલ્યાં ગયાં.

(૧૦)

રમેશ અંતરમાં ઘણું મુંઝાતો.

કુમુદ અને એનાં અંતરના અંતર વધતાં જતાં એ જોઇ શકયો.

પરંતુ ઇર્ષ્યા અને વહેમ બહુ કારમાં છે. યુવા ને અહંભાવ એક બીજાને વરેલાં છે. સત્તાનો શોખ પણ એજ કાળે જન્મે છે. રમેશ પર પોતાની નિરંકુશ માલિકી ભોગવવાનો કુમુદને પ્રમાદ થયો હતો.

કુમુદનું અંતર એ પારખી શકયો હતો. એને જીતી લેવા મથતો હતો, પરંતુ એના વિચારમાં મુગ્ધાને સ્થાન હંમેશ મળતું. એ મુગ્ધાને ભૂલી શકતો નહીં; ભૂલી જવું અશકય થઇ પડતું. સામે ઘરમાં એને હરતી ફરતી જોતો એટલે બધું આપોઆપ યાદ આવી જતું.

મુગ્ધા સાસરે આવી તેવામાં થોડા દિવસ એણે મુગ્ધાને કાંઇ અજબ નિરાશામાં મગ્ન જોઈ. એનો સુવાનો ખંડ રમેશના ઘર તરફનો

હતો. એ ઘણી ફેરી કલાકોના કલાક સુધી રાત્રે બારીએ હાલ્યા ચાલ્યા વિના નિશ્ચેતન ઉભી રહેતી. રમેશે એને ઘણી ફેરી એમ ઉભી રહેલી જોયેલી, કારણ નહીં સમજાયેલું.

પરંતુ એક દિવસ મુગ્ધાના પતિને ઉતાવળેથી બોલતા રમેશે રાત્રીની નિરવ શાંતિમાં સાંભળ્યા. કુમુદ પણ એની સાથે ઉભી હતી.

"પરણી અને આમ મ્હારાથી દૂર ને દૂર ફરે તે કેમ પાલવે! હવે ત્હારી જીદ નથી ચાલવાની. જોઉં છું! શી તાકાત છે! નાદાનીની હવે હદ થઇ."

આટલા શબ્દો કુમુદે અને રમેશે સાંભળ્યાં. બંનેએ એકબીજાની સામું જોયું. રમેશનું મ્હોં લેવાઈ ગયું. કુમુદના નયન તોફાનથી નાચી ઉઠ્યાં.

રમેશ સમજી શકયો.

મુગ્ધાનો પતિ એનો દેહ માંગતો હતો. મુગ્ધા સોંપવા ના પાડતી હતી.

મુગ્ધા ત્યાર પછી મોટેથી રડી પડી. કુમુદ ને રમેશ બંને તે સાંભળી શક્યા. કુમુદ હસી. રમેશનું મ્હોં પડી ગયું.

"આ દેહ પર ત્હમને અધિકાર નથી." મુગ્ધા ધ્રુસકાં ખાતાં ખાતાં લવી.

કુમુદના નયન સાંભળીને ચમક્યાં, રમેશે સાંભળી નિશ્વાસ મૂકયો.

રમેશ સમજ્યો કે પોતે ભ્રષ્ટ કરેલ દેહ હવે બીજાથી ભ્રષ્ટ થાય એ મુગ્ધા નથી ઇચ્છતી.

રમેશે પથારીમાં પડતું મેલ્યું. ઉંઘવાનો પ્રયાસ કર્યો, પણ ઉંઘ ન આવી. કુમુદ નિરાંતે સુઇ ગઈ. આખી રાત રમેશની વિચારમાં ને વિચારમાં ગઈ.

એને થયું હવે શો ઉપાય! દેહ અભડાવ્યો: હવે અન્યથા શી રીતે થઈ શકે! એ ભૂલનું પરિણામ મુગ્ધાને આખું જીવન ભોગવવાનું!

એનું અંતર કંપી ઉઠયું. એના પશ્ચાતાપની હદ ન રહી. ઉર્મિવશ થઇ એક નિર્દોષ કન્યકાને દોષિત કરી એ પાપ એને પુરેપુરૂં સમજાયું.

તે દિવસથી રમેશના હૃદયની સ્વસ્થતા ગઇ. એ ભયંકર અપરાધની ક્ષમા એનું હૃદય મુગ્ધા પાસેથી દૂર દૂરથી યાચી રહ્યું.

મુગ્ધા અને પોતા વચ્ચે હવે સમાજે અંતરાય પાડી દીધા હતા-રમેશ એના આંસુ લુછવાને લાયક રહ્યો ન હતો; માત્ર દૂર દૂરથી દેખીને અંતરમાં દાઝવાનું અવશેષમાં રહ્યું હતું.

રમેશનું ગૃહજીવન દિવસે દિવસે શુષ્ક થતું ચાલ્યું, અને અંતરની વ્યથા પણ વધતી ચાલી.

મુગ્ધાના પતિને ચાળીસ ઉપર બે ચાર થયેલાં, અને મુગ્ધાને ફક્ત સોળ.

એના અંગે અંગમાં એકેએક જ્ઞાનતંતુમાં, એકેએક શિરામાં જીવન વહેતું હતું. એના દેહમાં જીવનનું જોમ હતું, ઉષ્મા હતી, ચેતન હતું. એના પતિના ગાત્રો શિથિલ થતાં ચાલ્યાં હતાં. બધા જ્ઞાનતંતુઓ વૃદ્ધ થતાં હતાં. જીવનની ઉષ્મા ત્યાં ન હતી.

પુરૂષે સ્ત્રી પાસે પોતાનો હક્ક માગ્યો. હક્કનો ઉપભોગ કરવા તત્પર થયો. હિંદુ સમાજમાં ઉછરેલી બિચારી મુગ્ધાનું શું ગજું! પોતે પતિત થયેલી છે એ પતિને કહેવાથી શો ફાયદો! એ જીવનનું કલંક ઉઘાડું પાડવાથી શો ફેર પડવાનો હતો! એ કહેવાની એનામાં હામ ન હતી. જડસુ જેવો પતિ એને જીવતી મારી નાખે—એના નિર્દોષ, નિષ્પાપ આચરણ તરફ કદી ઉદારતા બતાવી શકે એમ હતું જ નહીં.

એની જીભ ન જ ઉપડી. માનસિક વ્યથા અને અંતરની ગડમથલ અનુભવતાં ભાવીની ભુંડી પળે મુગ્ધાને શરીર સોંપી દેવું પડ્યું.

એના પતિએ એનું જીવન લૂંટી લીધું. એમની વૃદ્ધ અને ક્ષીણ થતી જતી શિરાઓએ નવું ચૈતન્ય મેળવ્યું.

સ્ત્રી જીવનમાં ઉત્તમમાં ઉત્તમ વર્ષો મહીં, મુગ્ધા યુવતી મટી આશા, ઉત્સાહ અને આગ્રહ વિનાની નિર્માલ્ય પ્રૌઢા બની ગઈ. વૃદ્ધાવસ્થાનાં ચિહ્ન દેખાવાં લાગ્યાં.

એની પ્રાણ—ચેતના લૂંટાઈ જવાથી એના અંગો ખીલવાને બદલે ગળી જવા લાગ્યાં. એના દેહનો ક્ષય શરૂ થયો.

વાસનામાં લુબ્ધ પતિને એ ક્ષયની અસર થઈ. એમને પણ એનો ક્ષય લાગ્યો. મુગ્ધા જુવાન હતી એટલે અસર ધીમી ન જણાય એવી હતી.

એના પતિ વૃદ્ધાવસ્થાને આંગણે આવી ઉભેલા એટલે ક્ષય એમના શરીરને ઘેરી વળ્યો. ભાંગી તૂટી પડેલો કિલ્લો પહેલે હલ્લે પડે તેમ એમનું શરીર જોતજોતામાં બેહાલ થઈ ગયું.

એ જોતજોતામાં પથારીવશ થયા. મુગ્ધાની ચિંતા અને નિરાશા દિનપ્રતિદિન વધતાં ચાલ્યાં.

( ૧૨ )

રમેશ એ બધું જોઈ શક્યો.

શિકારી કુતરાની માફક ગંધથી શિકાર પારખી શકાય, તેમ કુમુદ હંમેશ રમેશની પ્રવૃત્તિની દૂરથી ખબર રાખ્યા કરતી.

વહેમ વસ્તુ એવી છે કે એનો કદી અન્ત નહીં. રમેશના વર્તનમાં મુગ્ધા તરફ પક્ષપાત દેખાતો, પરંતુ અજુગતું આચરણ, ન છાજે એવી લાગણી એ જોઈ શકી ન હતી. રમેશના અંતરમાં શું રમી રહ્યું છે તે એ જાણી ન શકી અને એની શંકાનું નિરાકરણ પણ ન થયું.

એ દંપતીના વ્યવહારમાં કૃત્રિમતા આવી, અને દંપતી જીવનના સ્નેહનો જ્વલંત પ્રદીપ વહેમના ધુમાડાથી ઝાંખો થયો. વ્યવહારની સરળતા ગઈ; ને જે બુદ્ધિવૈભવના વિલાસનો રમેશને મોહ થયો હતો, તેજ બુદ્ધિ વૈભવ એના ગૃહજીવનનો ધીમે ધીમે વિનાશ કરી રહ્યો.

મુગ્ધા માટે એના હૃદયમાં સ્નેહ નહીં તો દયા તો હતી. જ્યારથી મુગ્ધાનું જીવન શુષ્ક કરનાર પોતે છે તે સમજાયું, ત્યારથી એના અંતરમાં અવનવી લાગણીઓ થતી. એનું પૃથક્કરણ અશક્ય હતું.

કુમુદને પોતાથી વિમુખ થતી રમેશ જોઈ શક્યો હતો. કુમુદને ભૂતકાળ કહેવાથી એને ફાયદો ન દેખાયો. મુગ્ધાને જોતાં દીલના ડામ એને અહોનિશ દુઃખી કરી રહ્યા હતા. એ તો ભોગવ્યેજ છૂટકો હતો. મુગ્ધા ભૂલી જવી એ બની શકે એમ હતું નહીં.

( ૧૩ )

પછીથી છ મહિને મુગ્ધા અનાથ થઈ.

વૃદ્ધ થતા જતા શરીર પર ક્ષયે ભારે અસર કરી, અને મુગ્ધાના પતિની તબીઅત દિનપ્રતિદિન લથડતી ગઈ, અને એ નજ સુધરી. છ મહિને એમનો દેહ પડ્યો.

એ કારમો બનાવ બન્યો તે પહેલાં રમેશનું અંતર ચીરાઈ જતું હતું. મુગ્ધાને કાંઈને કાંઈ મદદ કરવા જવા એનું હૈયું તલસતું.

પરંતુ મુગ્ધા અને એની વચ્ચે હિંદુસમાજ અને તેનું ભયંકર વાતાવરણ એ બે પડ્યાં હતાં. નિર્દોષ મદદ પણ એનાથી આપી શકાય તેમ ન હતું. એક રસહીન લુખ્ખો પણ દિલાસાનો શબ્દ મુગ્ધાને કહી શકાય એમ ન હતું. આશાની ચિનગારી એ ચીમળાઈ જતાં હૃદયમાં એને પ્રગટાવવાનો લેશમાત્ર અધિકાર ન હતો.

રમેશ દાક્તર હતો. જે દાક્તરની દવા મુગ્ધાના પતિને ચાલતી, ત્હેને ત્યાં એ રોજ જતો. કંઈને કંઈ નિમિત્ત કાઢી મુગ્ધાના પતિની તબીઅતના સમાચાર મેળવતો. એની આંખ ઘણી ફેરી સજળ થતી. આંખમાંથી આંસુ સરતું તો એના ગાલ પર પડી સુકાઈ જતું. એ જોઇ શકયો હતો કે મુગ્ધાના પતિનો જીવન દીપ ધીમે ધીમે હોલવાતો જતો હતો.

મુગ્ધાને જીવનભર દુ:ખી કરવા પોતે કારણભૂત થયો એ ખ્યાલ એના મગજને ધુમવતો, એના અંતરને ગૂંગળાવતો. એનું મુગ્ધાને તજી દેનાર પથ્થરનું હૃદય કુમળું ફુલ જેવું બની ગયું.

દીલના ડામ એનાથી ન સહેવાતાં.

એ અંતરવ્યથાની આખરે અવધિ આવી. એના પતિના અવસાનને દિવસ બેભાન અવસ્થામાં એના પતિ પડ્યા હતા.

મુગ્ધા સમજી શકી હતી કે એ દેહનો આત્મા ઘડી બે ઘડીનો પરોણો છે.

મુગ્ધા પતિની પથારી આગળ બેસીને જોઇ રહી હતી. એની આંખમાંથી એની નિરાધારી વરસતી.

અંતની ઘડી આવી, અને એના પતિનો આત્મા મૂંઝાયો. એ રાત્રીના બે વાગ્યાનો સમય હતો. બહાર ધીમો ધીમો વરસાદ પડયે જતો હતો. થોડીવારે વીજળીના ચમકારા થતા હતા.

સગાંસંબંધીઓએ દાક્તરને બોલાવો એવી સલાહ આપી; અને હંમેશના દાક્તરને ત્યાં કોણ જાય એ સવાલ થયો. ઝાઝી વાર થાય એ ફાવે તેમ ન હતું. કોઇએ સામે બારણે રહેતા દાક્તરનું નામ સૂચવ્યું.

મુગ્ધાની વિવેક બુદ્ધિ અંતરની વિમાસણમાં વિચારે પડી હતી. એને ભાન ન રહ્યું. એ મુંગી બેસી રહી. નોકર રમેશને તેડી લાવ્યો.

રમેશને જોતાંજ એ ચમકી. થયેલી ભૂલ માલમ પડી. પણ તે ઘડીએ શાંત થઈ ગઈ. પોતાનું જીવન ધૂળમાં મેળવનાર–પોતાના દેહને અભડાવનાર નિર્દય પુરૂષ તરફ અનિમેષ એક ક્ષણુ જોઇ રહી.

“હૃદય અર્પ્યું તેનો આ બદલો ”–હૃદયે પોતાનું વિષ ઢાલવ્યું. મુગ્ધાના શબ્દે એનું હૈયું કપાઇ ગયું. આંખ સજળ થઇ. હોઠથી શબ્દો ઉડી ગયા. આંખો વડે ક્ષમા યાચી.

રમેશ મુગ્ધાના પતિની સારવારમાં પડયો. થોડી વારે સહેજ ભાન આવ્યું, ત્યારે એણે રમેશને ઓળખ્યો. અકથ્ય વેદનાનો ભાવ એના કરમાયલા મ્હોંડા પર રમી રહ્યો. એમણે મુગ્ધાની સામે જોયું.

સગાં સંબંધીઓ કંઇ ન સમજ્યા. અને થોડી પળો પછીથી એનો આત્મા સાહસ કરી દેહના બંધનો છોડી ઉડી ગયો.

રમેશે મુગ્ધાની સામે જોયું. સજળ થયેલી આંખો રૂમાલે લુછી.

મુગ્ધાના પતિનો અંત ઘડી બે ઘડી વહેલો આણવા પોતે કારણભૂત થયો. મરતાં મરતાં એના પતિનો આત્મા રમેશને જોઇને દુભાયો. એ રમેશ અને મુગ્ધા બંને સમજી શક્યાં.

છેવટનો ફટકો મુગ્ધા પર પડયો તેનું કારણ પોતે બન્યો, એ વિચાર એના દીલને નિર્દયતાથી ડામી રહ્યો.

(૧૪)

સ્મશાનથી રમેશ પાછો ફર્યો, અને ઘેર આવી ઇઝીચેર પર માથે હાથ દઈ પડયો.

એની મુખમુદ્રા પર ગ્લાનિ અને દુઃખનાં ચિન્હ સ્પષ્ટ હતાં.

કુમુદ એને માટે ચા લાવી. કપ એની પાસે મૂકી એને જોતી ઉભી રહી.

એ દુઃખની છાયા જોઈ કુમુદના અંતરમાં ઇર્ષ્યા જાગી.

“કેમ, આજે પેલીને ત્યાં જવાનું મળ્યું તે ઓછું પડયું !” અજબ તીખાશ અને કકડતી ટાઢાશથી સામું ઘર બતલાવતી એ બોલી.

રમેશના અંતરના ચૂરેચૂરા થઇ ગયા. "એકજ ભૂલ અને તેને માટે કેવા કારમાં દીલનાં ડામ!" એ લવ્યો.

એનું હૃદય પીગળી ગયું. કુમુદ ત્યાં ઉભી હતી તેની પરવા કરવાય ન રહ્યું, આંખેથી આંસુ વહ્યાં ગયાં.

સ્તબ્ધ થયેલી કુમુદ થોડી વાર જોઇ રહી. પછીથી ત્યાંથી ચાલી ગઇ.

( ૬૫ )

સાંજે બૈરામાં કુમુદ ગઇ. એને તમાશો જોયો હતો. ત્યાં એને રમા મળી.

અડવા હાથની કપાળમાં સૌભાગ્ય તિલક વિનાની મુગ્ધાને એ કુતુહલથી જોઈ રહી હતી.

કુમુદને રમા એકબીજાને ઓળખતાં હતાં.

"કુમુદ બહેન, બહુ માઠું થયું. કેવો કારમો બનાવ! પણ એ ત્હમને નહીં સમજાય! રમેશભાઈ ત્હમને મળ્યા. ત્હમે પાંચે આંગળીએ પરમેશ્વર પૂજ્યા છે!" રમા ગણુગણી.

"કેમ" કુમુદે પૂછ્યું.

"ત્હમે મુગ્ધા બ્હેનને નથી ઓળખતાં. બિચારીને જરા સુખ ન મળ્યું. હવે જીવતા સુધી બળી મરવાનું!" રમાએ હૈયાની હાય નાંખી.

મુગ્ધા વિષે કંઇક જાણવાની કુમુદને ઉત્કંઠા થઇ. મુગ્ધાને ત્યાં તે ગુપચુપ બેસી રહી. પણ બધાં ત્યાંથી નીકળ્યા ત્યારે રમાને પોતાને ઘેર કુમુદ ઘસડી લાવી.

મુગ્ધાના વિવાહ, રમેશ અને ત્હેનો પરિચય, વિવાહ તૂટ્યા તે અને પછીનું મુગ્ધાનું જીવન આછું આછું કુમુદે જાણ્યું. એના અંતરમાં દયા પ્રગટી.

રમેશની નિર્દોષતાની ખાત્રી થઈ. તે રાત્રીના "આ દેહ પર ત્હમને અધિકાર નથી." એ શબ્દોનો અર્થ હવે એ બરાબર સમજી શકી. રમેશ ને મુગ્ધા પતિત થયાં હતાં તે એને ક્ષમ્ય લાગ્યું.

ભૂલ હતી પણ માફ કરી શકાય એવી એ ભૂલ હતી એમ એ સમજી શકી.

વહેમ અને શંકાથી અને છેવટે કટાક્ષથી પોતાનું ગૃહજીવન શુષ્ક કર્યું હતું તેને માટે એને પશ્ચાતાપ થયો.

પોતે ઉદારતા ન બતાવી શકી એનું એને ભાન થયું.

રમેશને દુઃખી કર્યો એ વિચારે એને એનું દીલ ડામી રહ્યું.

અંતરના અંતર કેમ ઘટે! જીગરના તૂટ્યા તાર પાછા કેમ સંધાય! એનું હૈયું એજ પોકારી રહ્યું.

રમા તે દિવસે ગઇ ત્યાર પછી કુમુદે આખો વખત રમેશને પોતાનો કરી લેવા વિચાર કર્યો હતો.

હતાશ થઇને ઇઝીચેર પર પડી. રમેશ તે દિવસે સાંજે મોડો આવી તરત સુઈ ગયો.

કુમુદની આંખ આગળ રમેશ હતો. પરંતુ એ ઇઝીચેર પર જ પડી રહી. નહીં એનાથી બોલાયું કે ચલાયું.

( ૧૬ )

પ્રિય વાંચનાર, રમેશ મુગ્ધાને અડવા હાથની, શણગાર કે સૌભાગ્ય ચિહ્નો વિનાની, સાદાં ધોળાં વસ્ત્રો સજેલી એના ઘરમાં ફરતી જોતો, અને એનું અંતર કપાઇ જતું. એ મુગ્ધાના દુઃખે દુઃખી થયો. દીલના ડામે અહોનિશ એ બળી રહ્યો. એને ક્યાંય એના પાપનું પ્રાયશ્ચિત જડતું ન હતું.

કુમુદ રમેશને પોતાનો કરવા મથતી. પરંતુ જીગરના તાર એમ સંધાયા નહીં. કુમુદ એની સાથે અનેકાનેક લાડ કરતી, પરંતુ રમેશ એને અભિનંદી નજ શકતો. એને ધુતકારી કાઢતો નહીં, પણ એને દેખી એના અંતરમાં હવે ઉમળકો આવતો નહીં.

ધંધામાં કે કોઇ પણ પ્રવૃત્તિમાં એનું દીલ ચ્હોંટતું નહીં. એને ક્યાંય શાંતિ કે સુખ જડતું નહીં.

મુગ્ધાનું કૌમાર અભડાવ્યું, એનું સુખ હરી લીધું, એજ વિચાર એના મગજને હંમેશ ઘૂમવતો. સૌ કોઇ એને જોઇ કહેતા કે એનું ચિત્ત ઠેકાણે નથી. કોઇ પણ કાર્યમાં—કોઇ પણ વસ્તુમાં એનું દીલ લાગતું નહીં. માત્ર એક ધૂન મચી રહેતી.

( ૧૭ )

તેવામાં એક અજબ બનાવ બની ગયો. મુગ્ધા અને કુમુદ રમાને લઇને એક બીજાને ઓળખતાં થયાં.

મુગ્ધા માટે કુમુદના હૃદયેથી વરસતી દયાએ મુગ્ધાને જીતી લીધી.

મુગ્ધા કુમુદનું દુઃખ જોઇ શકી હતી.

એક દિવસ મુગ્ધાને કુમુદ પોતાને ઘેર ઘસડી લાવી. બંને બેઠાં હતાં અને બ્હારથી અચાનક રમેશ આવ્યો.

મુગ્ધાને જોઇ એ ચમક્યો. એનું દીલ એને ડામી રહ્યું.

મુગ્ધાએ હિંમત રાખી; તે "આવો......"એટલું બોલી અટકી પડી. રમેશને શું કહેવું એ ત્હેને ન સુઝ્યું.

કુમુદની ઉદારતા જોઈને રમેશને સહજ આશ્ચર્ય થયું. એ મૂઢ જેવો બંનેને જોઇ રહ્યો.

" ત્હમે કુમુદબ્હેનને શા માટે દુઃખી કરો છો " મ્હારૂં તો મ્હારા નસીબમાં હતું તે થયું. મ્હારૂં કહ્યું ન માનો ? " દયાર્દ્રદૃષ્ટિથી મુગ્ધા રમેશની સામે જોઈ રહી.

મુગ્ધાનાં સૌજન્ય અને નૈસર્ગિક ઉદારતા જોઈ એની આંખ સજળ થઇ. એ નિરૂત્તર રહ્યો.

" જુઓને, ત્હમારૂં શરીર કેવું લેવાઇ ગયું છે ! નિરર્થક વિચાર કર્યે શો ફાયદો છે ! થયું ન થયું થવાનું છે ! " મુગ્ધાએ દલીલ કરી.

પછીથી ત્રણે જણાં નિરાંતે બેઠાં, મુગ્ધાએ રમેશના હૃદયનું સાંત્વન કર્યું. મુગ્ધાએ રમેશને માફી આપી.

વખતે દીલના ડાઘ રૂઝાવ્યા.

---

વિદ્યાર્થીજીવનના સ્વર્ગ મહીં તે વિચરતો હતો. એ સર્વાંગ સુંદર મરૂભૂમિ ( land of Gold ) અજબ છે. એ સૃષ્ટિની સુખસમાધિ જીવનનો અનુપમ લ્હાવો છે.

ચિન્તા નહીં, પરવા નહીં, અનુભવની કડવાશ નહી અને જ્યાં ત્યાં સ્વપ્નમાંની મિઠાશ જ. પછી એ જીવનની મજાની વાત જ શી !

એ નિરંકુશતાના ને બીનજવાબદારીના દિવસો, એ વિજયી અનિશ્ચિતપણાનું એ રમ્ય જીવન, એનાં થઇ રહ્યાં હતાં.

દુનિયાનું વિષ એને ન્હોતું લાગ્યું. ભાવીની એને વિમાસણ નહોતી થતી. વર્તમાન એને ન્હોતું મૂઝવતું. ભૂતકાળ એને ન્હોતો સાંભરતો.

એને જ્યાં ત્યાં પૂર્ણતા, સૌંદર્ય, સુખ જ દેખાતાં અને કલ્પનાએ રમ્ય કરેલા જીવનમાંથી એ રસ લૂંટયો જતો હતો. એને જ્યાં ત્યાં આનંદ જ જડતો.

સૃષ્ટિના દુઃખોની એને ઉન્હી આંચ પણ ન્હોતી લાગી; એક પણ વ્યક્તિની હૈયાની હાય એણે ન્હોતી સાંભળી; એને મન તો સૃષ્ટિ પૃથ્વી-પરની નંદનવાડી હતી.

કોઈ અનુપમ પ્રશાંત ખુશ્નુમા સ્હવારે દૂરદૂરથી આવતા કોઈ સુખી બુલબુલના મીઠા સૂરના જેવું મધુર કલ્લોલતું જીવન, એનું જીવન હતું.

મનોરથો મહીં જ જીવતો, એ સૃષ્ટિ મહીં રસિકતા શોધતો. જીવન એક દિવ્ય સંગીતના અનહદ ( infinite ) નાદ જેવું કરવા મથતો.

(૨)

એ દીલની દીલ્લગીના દિવસો વહી જતા હતા. તેવામાં એક ફૂલ-કળી ખીલી ફૂલ થાય અને એમાં અજબ રીતે સુવાસ આવે અને સૃષ્ટિમાં પસરી રહે તેમ એના જીવનમાં એક અજબ પ્રકારની મધુરતા ફેલાઈ રહી.

એ દિવસો મહીં પોતે પુરૂષ છે એ ખ્યાલ એના હૈયે જન્મ્યો. પુરૂષ ભાવના જાગતાં એને સ્ત્રી સન્માનના ભાવ જાગ્યા. સ્ત્રીત્વની કુમાશ એ પરખી શક્યો. એ જુદી આંખે જ સ્ત્રી સમાજને જોવા લાગ્યો.

નારીના સપ્રમાણ સુંદર હોઠથી સરી પડતાં વિરલ હાસ્યમાં રહેલા સ્વર્ગીય સુખના આસ્વાદનની લહેઝત એણે માણી. નારીપૂજાએ એનો આત્મા ઉડયો.

એ દેહલતાથી ઉડતાં પ્રેરકતાના આત્મકણો એનો આત્મા ઝીલવા મથ્યો.

એના જીવનમાં મીઠાશ આવી; મૃદુતા જન્મી, નવિન ભાવનાઓ જાગી; જીવનના જુદા આદર્શો સુઝયા. નવિન જીવનમંત્રો એના હૃદયમાં રમી રહ્યાં.

પુરૂષજીવનની કર્કશતા, તોછડાઈ ધીમે ધીમે સરી જતાં એ અનુભવી શક્યો.

હીરો ખાણમાંથી આવે, ત્યારે ઘણો મલિન હોય છે. ઉત્તમ કારીગરના હાથથી પાસા અને પહેલ પડે કે એની કીંમત, એની ઝલક વધી જાય.

એના જીવનમાં નરના દેહમાં રહેલી નારીભુખ જન્મી અને એનો આત્મા નારીપૂજામાં જીવનનાં સ્વાર્પણ જોઈ રહ્યો એટલે એના સુતેલા સંસ્કાર જાગ્યા. અને એના જીવનની પ્રભુતા વધતી ચાલી.

(૩)

પછીથી નિરંજન કોલેજમાં હતો ત્યારે દમ્પતી–સુખનાં સ્વપ્નાં જોતો. અંતરે મનોહારી મનોરથો ઘડતો.

એને મને જીવન સુખની સરિતા હતી.

સૌંદર્યની મૂર્તિ, પ્રેમની પ્રતિમા, ને જીવનની પ્રેરણા એનો આત્મા વાંછતો. જીવનપ્રાણ થઈ રહે, એવી કોઈ અલૌકિક સુન્દરીની મંજુલ મીઠી કલ્પનાઓ મહીં જઈ એનો આત્મા વસતો.

કોઈ રમણીય પ્રશાંત પ્રભાતે ઉષાના કુમળા તેજમહીં વિજન વનમહીં તરૂઘટાને પેલે પાર દૂર દૂર જોયલાં દશ્ય સરિખાં એને હૃદયદર્શન થતાં; એનાં હૈયાનાં ભાવ હજુ આછા આછા હતા.

દીલરૂબાના સહુ તારો મળે, અને એક તાર બીજાની સાથે રણુકાર કરવા મંડે, ગજ ફરતાં એક હૃદયસ્પર્શી મધુર વ્યંજના ઉઠે, એવી હૃદય તારોની મધુર વ્યંજના મહીં વ્યતીત થતા જીવનની અપેક્ષા હતી.

જ્યારથી એની જીવનભાવના જાગી, ત્યારથી આજન્મના સંસ્કારે ઉછેરી, શિષ્ટ સાહિત્યે વિકસાવી, સત્સમાગમે પોષી.

નિરંજન સુખ, સંપત્તિ અને સાહ્યબી મહીં ઉછર્યો ન હતો. સાધારણ મધ્યમ કહી શકાય એવી એની સામાજીક પરિસ્થિતિ હતી. કુલિન, સુશિક્ષિત, સંસ્કારી માબાપને પેટે અવતરી, એમની કુલિનતાની સંસ્કારિક અસ્મિતા એના જીવનમાં આપોઆપ ઉતરી આવી હતી.

નિરંજન કોલેજમાં હતો ત્યારે સહુ કોઈ જેવો સાધારણ યુવક હતો. માત્ર એની વિશિષ્ટતા બે ચીજમાં જણાતી. એનું કુમળું દીલ અને સતેજ કલ્પના એને બધાથી જુદો પાડી દેતાં.

દુનિયાનાં મૃદુમાં મૃદુ ઘાથીયે એનું દીલ ઘવાતું. એની કલ્પના વસ્તુસ્થિતિનું એને માટે પૃથક્કરણ કરી આપતી. અને એનું દીલ દુઃખે રડતું.

લાંબું સુપ્રમાણ મ્હોડું, ભવ્ય લલાટ, સહુ જગતપર મીઠી નજર માંડતી એની સુંદર આંખો, કાળા ભમરા જેવા સુંદર કેશ, ને વિપુલ ભમરો અને ન્હાનકડો ઓષ્ટ સંપુટ—આંખે ઉડી વળગતાં.

એના વ્યક્તિત્વમાં પ્રભાવ હતો. પરંતુ તેમાં પ્રતાપી ઉગ્રતા ન હતી. એના વ્યક્તિતત્વમાં તાપ ન હતો. કર્કશતા ન હતી. સહુને આમંત્રણ. શીળું દીલ હરી લેતું એ વ્યક્તિત્વ હતું.

તેથી એને આત્માનાં ઓજસ્ ગમતાં, બુદ્ધિના દોરના અને પ્રેરકતાના કોડ થતા. સ્વતંત્રતાનો શોખ હતો. વ્યક્તિત્વનો એને મોહ હતો.

એ ઉંચી, સમરેખ, ઘાટીલાં અંગની કોઈ રૂપરૂપની ભરી સુંદરીની કલ્પના કરતો. એની કલ્પનાને–ભાવનાને રૂચતાં સૌંદર્યના પ્રત્યેક લક્ષણ એ રસસુન્દરીને અર્પતો.

આછાં ઘેરાં નયન, સુકુમાર દેહલતા, સુહાગી કેશકલાપ એ વાંછતો.

એવી કોઈક સ્વપ્નસુંદરીનાં બુદ્ધિ વૈભવની લહેઝત મહીં એ જીવનનું સાર્થક જોતો.

હૈયું હામ હારી હેઠું પડે ત્યારે ઉત્સાહ પ્રેરે, સંસારના વાયરા વાય ને જીવનની આશાઓ તૂટી પડે, ત્યારે વિલસતા સ્મિતથી જીવનમાં નવું જોમ લાવે, એવી વિરલ ગૃહિણીના એને કોડ હતા.

સારી સૃષ્ટિનું સહુ રમ્ય ત્યાં આવી ભેગું મળે એ એના આત્માની ભૂખ હતી.

(૪)

પછીથી નિરંજન ગ્રેજ્યુએટ થયો. વિશ્વવિદ્યાલયનો સિક્કો એને કપાળે ચ્હોંટી ગયો.

એ વિશ્વવિદ્યાલયની પદ્દીનવાજેશના સમારંભમાંથી બહાર નીકળ્યો અને એના હૈયાંને મીઠો આઘાત થયો.

પોતે દેશની ઉત્તમ સંસ્કૃતિનો ઈજારદાર થયો; એ સંસ્કૃતિ જાળવી રાખવી, એને નીભાવી ખીલવવી એ એનો ધર્મ થયો એમ એ સમજ્યો. સહુ સાધારણ સમાજથી એ જુદો. એની ફરજો વિશેષ. દેશનું ભાવી ઉજ્જવળ કરવાની એની એ જવાબદારીનો વિચાર એના મગજમાં રમી રહ્યો કુટુંબ પ્રતિ ફરજો ય વધી, એ એ સમજી શક્યો.

પછીથી એ ઘેર આવ્યો અને આજીવિકાને અર્થે ધંધે વળગ્યો. વિદ્યાર્થી મટી અનુભવાર્થી થયો.

અને પછીથી એ પરણ્યો. એનાં લગ્નમાં સ્વપ્નાં કે ભાવનાને સ્થાન ન હતું. નિરંજનના પિતાએ ખપે એવી કન્યાઓમાંથી એક સુશીલ સારા ઘરની દેખાવડી કન્યા એને માટે શોધી કાઢી. નિરંજન એ પસંદગીથી નાખુશ ન હતો.

વ્યવહાર દૃષ્ટિએ યોગ્યજ કન્યા પિતાએ શોધી કાઢી છે એમ નિરંજન માનતો.

ન્હાતાં શીખીને પરણવાને બદલે પરણીને ન્હાતા શીખવાનું છે, એ હિંદુ લગ્નની કૃત્રિમતા એના જીવનમાં આવી. પરંતુ એને એની પરવા ન હતી.

એનું કુમળું અંતર એ અતિ મુશ્કેલ કામ પણ પાર પાડવાની હામ ધરતું. કુમળી વયમાં લગ્ન થાય તો બંનેનાં અંતર એક બીજા તરફ આપોઆપ વળી જાય એમ એ માનતો.

એને તો એનાં અને રાધાનાં મન મળી જશે એવી શ્રદ્ધા હતી. રાધા છેકજ સાદી પાંચ છ ચોપડી ભણેલી. નિશાળના ગરબાઓમાં ઈનામો લીધેલાં. પરંતુ છેકજ વ્યવહારૂ થઈ ગયેલી. જીવનનો ઉલ્લાસ એ ન શોધતી.

શરીરે ઠીક, દેખાવડી કહી શકાય એવી હતી. પરંતુ શરીર શણુગારની ઢબછબ સાદી. કોઈ જાતનો શોખજ નહીં. એવું કહીએ તો ચાલે.

ઘરડાઓ જેને " બહુ ડાહી છોકરી " એવું પ્રમાણપત્ર આપે એવી એ હતી. ઘરકામ આવડતું. ભરતાંગૂંથતાં શીખેલી એટલુંજ. ન્હાનપણથી માબાપની આજ્ઞા માથે ચઢાવતી આવેલી અને પતિની આજ્ઞાને આધીન રહેવાનું શીખેલી એટલે પતિને અનુકુળ થઇ જતાં એને બહુ સારૂં આવડતું, પણ તે એની પોતાની જ રીતે. એના સંકુચિત વિચાર એને એક જ માર્ગે દોરી જતા. જીંદગી જીવી જાણતાં એ શીખી જ નહતી. બધા જીવે છે એમ એ જીવ્યે જતી.

કદી એ પતિનો બોલ ન ઉત્થાપતી. પડતો બોલ ઝીલતી. સ્હવારથી સાંજ સુધી વૈતરૂં કરતાં કદીએ ન કંટાળતી.

એનામાં જરા ય વિશિષ્ટતા મળેજ નહીં. જુની સંસ્કૃતિ જેવી આદર્શ ગૃહિણી કલ્પે તેવી થવા મથતી.

જરા ય નવિનતા તો મળેજ નહીં. બધુંજ જુનું: રીતભાત, વિચાર અને જીવનભાવના.

નિરંજને પરણ્યાં તેવામાં એને સત્કારી, અભિનન્દી; એ કાળે યૌવનનાં પ્રલોભન એવાં સબળ હોય છે કે એ મોહને નિરંજન ન ખાળી શક્યો.

એના અંતરમાં તો એ ઘડીએ સ્નેહસાગર ઉછળ્યો હતો. મર્યાદા તજી એ સ્નેહસાગર આગળ વધ્યો. એને રાધાનાં કામણ અજબ થયાં. એને હૈયે તો માત્ર રાધાજ વસી હતી. એને તો કલાત્મક આત્માનાં હૃદયઝરણાં પીવાં હતાં. અને એ સુધા એને રાધા પાશે એમ એ માનતો હતો.

( ૫ )

જતે દહાડે યુવાનો મોહ મટી ગયો. અને ફરજ અને જવાબદારીની ભાવના એના હૃદયમાં ગડમથલ કરી રહી.

બ્હારથી એના કૉલેજના મિત્રમંડળમાં ફરીને ઘેર આવતો ત્યારે એના હૃદયમાં અમુક જાતની નિરાશા જાગતી. એનું ઉમળકે ઉછળતું હૈયું શાંત થઈ જતું. મિત્રો અને સ્નેહીઓ સાથે ઓજસ્વની ભાવના ચર્ચવામાં જે રસ પડતો તે ભાવના પોતાના ઘરમાં ન જોતાં સહજ ખિન્ન થતો. ક્યાં એ ઉચ્ચ ભાવના અને ક્યાં એનું રગશીઆ ગાડા જેવું જીવન !

અહોનિશ ફરતી ઘટમાળ જેવી દિનચર્યામાં એનું અને રાધાનું જીવન પુરૂં થતું. તેમાં રસનું આસ્વાદન નહીં, જીવનનો ઉલ્લાસ નહીં, વિચારની સ્વતંત્રતા નહી, માત્ર પ્રણાલિકાની ગુલામી.

વડીલોની આમન્યા રાધા બહુજ પાળતી અને નિરંજન કચવાતો. એની સાથે રાધા કદી કોઇના દેખતાં વાત ન કરતી. એક દિવસ ભૂલમાં હોય કે અકસ્માતથી થયું હોય પણ રાધાને નામ દઇને એણે બોલાવી ત્યારે એ બહુ રડી. “ લોકો આપણને વહી ગયેલા કહે, ત્હમે મ્હને નામ દઇને કેમ બોલાવી ? ” એમ કહીને રડી પડી.

નિરંજનને શું કરવું તે ન સૂઝયું. નિરંજનનું વ્હાલે ઉભરાતું હૈયું પોતાનું દુઃખ ભૂલી ગયું અને રાધાને દિલાસો દઇ રીઝવી. નિરંજન જાણતો હતો કે રાધાને નામ દઇને બોલાવે તે પોતાને તો ગમતું હતું.

પછીથી નિરંજને એના હૃદયને રૂચતી સંસ્કૃતિને પોષતું શિક્ષણ આપવાનો સંકલ્પ કર્યો.

નિરંજને રોજ રાતના એની પાસે પુસ્તકો વંચાવવાનો વિચાર કર્યો. પાંચદશ પુસ્તકો પણ ભેગાં કર્યાં.

રાધા નિરંજનને ના ન પાડતી. એ એનો સ્વભાવજ ન હતો. ઘણી ફેરી બહુ થાકી ગએલી હોય એટલે વાંચવા બેસે કે થોડીવારમાં ઉંઘ આવે એટલે વાંચવાનું પડતું મ્હેલાતું.

વ્હાલસોહી રાધા આખા દિવસના કામ પછી થાકીને એની સ્હોડમાં લપાઇને પડતી. નિરંજનથી એને એ છોડીને વાંચવાનું કહેવાનું નિર્દય લાગતું.

થોડું ઘણું શીખી હશે, અને તેવામાં એને કોઈએ કહ્યું કે પતિને ગુરૂ ન કરાય. પછીથી એણે જીદ પકડી અને એ ન શીખી. પતિ પાસે શીખતાં પતિને ગુરૂપદે સ્થાપે તો જરૂર કાંઈ અમંગળ થાય એ વ્હેમ એના કુમળા મગજને ઘુમવી રહ્યો.

નિરંજનના અંતરની વ્યથા એને અસહ્ય થઈ પડી. એના હૈયાના ચુરેચુરા થઈ ગયા. આખરે એણેજ જતું કર્યું. શીખવવાનો આગ્રહ છોડી દીધો.

પરંતુ એના અંતરનું રૂદન ત્યારથી શરૂ થયું. એના જીવનમાં કડવાશ ધીમે ધીમે આવી.

રાધાનો સ્નેહ તો અખૂટ હતો. એની આસપાસ વીંટાતી સ્નેહની વેલીસમી રાધાને એ કેમ તરછોડે! એને મૂર્ખ અને નાદાન ગણી કેમ ધુતકારી શકે!

એની આંખમાં આંસુ ન હતાં. ભૃભંગમાં ક્રોધ ન હતો; જીભમાં કડવાશ ન હતી, મુખ પર ગ્લાનિ ન હતી, છતાં એનું હૈયું રડી રહ્યું હતું.

રાધા નવિન સંસ્કૃતિ ન ઝીલી શકે! એના અંતરનાં કોડ છલકાતાં એ ન પુરે!

છતાંય એને એક શબ્દ પણ ન કહ્યો. એના સમીપ પ્રેમે એને બધું ભૂલવી દીધું. હશે સહુ સમજશે, જરા મોટી થશે એટલે, એમ મનને સમજાવી મન વાળ્યું.

હૃદયની ચિંતાને લીધે હોય કે ગમે તેમ હોય પણ નિરંજનની તબીયત લથડતી ચાલી. એક બે દિવસ એને વ્યવસાય છોડી ઘેર પથારીમાંજ પડયા રહેવું પડયું. નિરંજનનાં વૃદ્ધ માતાએ બીજા એની તબીયતના સમાચાર જાણી ભેગા મળેલાં વૃદ્ધ ને પ્રૌઢ વયનાં સ્ત્રી મંડળની સૂચનાથી એની નજર બાંધી.

નિરંજનને એ વાતની ખબર પણ ન હતી. પરંતુ રાધાએ વાત કરી. નિરંજનના અંતરની વ્યથાનો પાર રહ્યો નહીં. વાડકો ચ્હોંટી ગયો તેથી બહુ કરડી નજર લાગી છે એમ એની છ ચોપડી ભણેલી રાધા પણ માને છે એ જ્યારે એણે સાંભળ્યું ત્યારે એનું મગજ બ્હેર મારી ગયું.

રાધાને એ વ્હેમ છે એ સમજાવીને થાકયો. રાધાએ મ્હોંએ હા ભણી પણ અંતર જુદાં મતનેજ વળગી રહ્યું છે એ નિરંજન પરખી શકયો.

રાધા એની પાસેથી જતી રહી ત્યારે જીવનમાં પહેલીવાર એની આંખમાંથી આંસુનાં બે ટીપાં પડયાં. અંતરના નિશ્વાસ એને ગૂંગળાવી રહ્યા.

નિરંજને એ બધું નિભાવી લીધું. રાધાની નિઃસ્વાર્થ સ્નેહજ્વાલાએ બધું બાળીને ભસ્મ કરી દીધું. કોઈ કોઈ ફેરી એ રાધા સાથે દલીલ કરતો, પરંતુ તે વ્યર્થ જતી અનુભવી શકતો. અને રાધા માત્ર સ્નેહના દર્દભરી મીઠી મીટ માંટી એને જીતી લેતી. એ બધું ભૂલી જતો. ખરા દીલથી રાધાને બધું માફ કરતો.

ગમે તેટલી ભૂલો ભરી હોય, તો ય હૃદય પોતાની રાધા તરફ ઢળી જતું.

રાધા ન્હાની હતી ત્યારે એના હૈયામાં નિરંજનને સંતોષતી નવિન સંસ્કૃતિ આછી આછી જન્મવા પામી હતી. એ સંસ્કૃતિ ખીલશે એ આશા નિરંજને રાખી હતી. ધીરે ધીરે મોટી થતી ગઇ તેમ રાધા સાધારણ સ્ત્રી સમાજની વ્યક્તિ જેવી થતી ગઈ. જુના આચાર વિચારની પ્રણાલિકાની પગથાર પર એ મેંઢાની માફક ન્હડી ગઇ. રાધાની આસપાસ હંમેશ એજ વાતાવરણ રહેતું. એ વાતાવરણ સબળ હતું. કાળ–જુના વિચારની જોહુકમી એને પડખે હતી. એ વાતાવરણ ભેદીને એનાથી બહાર ન જવાતું. રાધા નિરંજન પાસે આવતી ત્યારે પોતે જુદા વાતાવરણમાં છે એમ અનુભવતી. વખત જતો ગયો તેમ તેમ પ્રણાલિકાની સત્તા એવી સજડ બેસતી ગઇ કે એના અંતરની નવિન સંસ્કૃતિ વિનાશ પામી. આ નજ થાય એવી માન્યતાઓ સજડ મૂળ ઘાલી બેઠી. રાધા એ તરફ ધસડાતી ગઇ. જોતજોતામાં રાધા ટંકશાળમાં પડેલા સિક્કા જેવી જુના આચાર વિચારની ટંકશાળમાં ઘડાઈ સાધારણ પ્રતિની સ્ત્રી જેવી થઇ ગઇ; એના એજ વિચાર, એના એજ વ્હેમો. ભાવના, કલ્પના, તરંગો, માત્ર ખાવું, પીવું, ઓઢવું, પહેરવું, ઘર સાચવવું એમાં આવી ગયા. પરનિંદા અને ટીકામહીં જીવન જતું.

એક ફેરી ઉમળકે હૈયું નાચતું તે રાધાને હૈયાંની હુંફ વિનાની થતી જતી નિરંજન જોઈ શકયો. એનું અંતર કપાઇ ગયું. એના જીવનની આશાઓ ભાંગી પડી. એનું જીવન પાણીમાં ગયું એ તે સમજ્યો, છતાંય નિરંજને એક શબ્દ પણ રાધાને ન કહ્યો.

સમાજમાં હરતાં ફરતાં એને ઘણું ડેકાણું રાધાને લીધે ઓછું આવતું. રાધા એની પત્ની થવાને લાયક નથી તે એ પામી જતો; ઘણી ફેરી રાધાના વર્તનથી એને શિક્ષિત સમાજમાં શરમાવાનું થતું, કોઇ મિત્રને એ પોતાને ઘેર ન તેડી શકતો.

કદી કદી એ ઘેર આવી એકાંતમાં એને કહેતો તો, " બેસો, ત્હમે બહુ સમજો છો તે ! એમાં તો અમારીજ બુદ્ધિ ચાલે." એવું એ લવી જતી. શું બોલે છે એનું એને ભાગ્યેજ ભાન રહેતું.

નિરંજનને લાજ લાગતી; પરંતુ એ અક્ષર ઉચ્ચારતો નહીં. પોતે ઉત્તમ સંસ્કૃતિનો ભોગી થયો છે તેથી સંસ્કાર વિનાનીને ધુતકારી કાઢવામાં કે બે લપડાક ચ્હોડી દેવામાં એની મ્હોટાઇ નથી. એ બધું શાંત સ્વભાવે ખમી લેતો. પોતે શિક્ષિત છે, રાધા અભણ છે એમ સમજી મન વાળતો.

ગમે તેવી પણ રાધા એની છે, એ સમજતો. એને નિભાવી લેવી જોઇએ. એ પોતાની ફરજ છે એમ એ સમજતો.

નિરંજનને તો જાહેર જીવનમાં સમાજજીવનના લ્હાવાના કોડ હતા. એ સ્વપ્નાંનો કિલ્લો તૂટી પડયો અને એનું ગૃહજીવન પણ ગયું.

આત્માનાં ઓજસ્ ન દીઠાં. જીવનની પ્રેરણા ય ન મળી.

ઘણી ફેરી દુઃખી થતો હોય, મનમાં મૂંઝાતો હોય ત્યારે એને દિલાસાનું સ્થાન રહ્યું નહોતું. રાધાને કહેવાથી શો ફાયદો છે, એ એનું દુઃખ સમજી શકશે ! એ લગ્નના સુનેરી પિંજરામાં પુરાયલી મધુર એના માનવીના દુઃખ ક્યાંથી સમજી શકે !

છતાંય રાધાના દેખતાં એક અંતરની વેદનાની હાય પણ નો'તી નાંખી. હસતે મ્હોંઠે એની એકેએક રીતભાત વેઠતો, એના મ્હોઢા પર રેખમાત્ર પણ ફેરફાર થયા વિના એના વ્હેમો તથા વિચારો સાંભળી રહેતો.

માત્ર એનો આત્માજ જાણતો કે એનું હૈયું રડી રહ્યું છે.

( ૧ )

વર્ષો ગયાં અને નિરંજન અને રાધાની દમ્પતીવેલ ફળી અને ફાલી; એમનું ઘર ત્રણ સુંદર બાલકોનાં કાલાઘેલાં મીઠડાં સુંદર શબ્દોથી ગાજી રહેતું.

એમનાં ગૃહજીવનમાં અજબ પ્રશાંત વાતાવરણ ફેલાઇ રહ્યું હતું. એ વાતાવરણની શાંતિ મહીં માત્ર આ વસંતની કોયલનાં કૂજન સરિખા બાલકોના નાદ સંભળાતા.

વખત જતો ગયો તેમ નિરંજનના હૃદયની નિરાશા અનિવાર્ય થઇ પડી. હંમેશ એના હૃદયમાં તેને સ્થાન હતું. એટલે એ નિરાશા એના પ્રાણની પ્રકૃતિ થઈ ગઈ. એના જીવનમાંથી આનંદ એની કલા ને સૌંદર્ય શોધતી દીલની રસિકતા, બંને ધીમે ધીમે લુપ્ત થતા ગયા. જીંદગી જીવવાના એના કોડ અંતરમાં ને અંતરમાં સમાઇ ગયા.

એક યંત્ર પોતાનું કામ કર્યું જાય તેમ નિરંજન પોતાનું કામ કર્યે જતો હતો. એમાં કદી વાંધો ન આવતો. સહજ કાર્ય કરવાનાં છે અને તેનો કર્યેજ છૂટકો છે એવી એના અંતરની વૃત્તિ થતી ગઇ.

એ એના બાલકો તરફ અજબ મૃદુતાથી (softness) જોઇ રહેતો. એ નિર્દોષ બાલુડાંઓને જોતાં એનાં અંતરમાં ભૂતકાળમાં હતી તે ચેતના પાછી જાગતી. એ બાલકોના જીવનમહીં પોતાનાં જીવનમાં સફળ ગયલાં આદર્શો ઉતરવા મથતો.

એ સમયે એના જીગરમાં નિરાશાનો સાગર ઘુઘવી રહેતો; તેમાં માત્ર એકજ આશાનું કિરણ દેખાતું અને એ બાલકોના જીવનમહીં કલ્પના ને આદર્શને ઉતારવાં એજ એના જીવનનું હવે પરમ સુખ છે, એમ એ સમજતો. એના દિશાશૂન્ય જીવનમાં માત્ર એકજ જીવનની સાર્થકતા સાધવાનું ધ્રુવબિંદુ હતું એ એનું હૃદય પરખી શક્યું હતું.

એ બાળકોના કુમળા મગજપર સારામાં સારા સંસ્કાર પડે તે માટે મથતો. કલાની પૂજા અને સૌંદર્યની શોધ એમનાં જીવનના પરમ ધ્યેય થાય એવું શિક્ષણ આપવાના મનોરથો ઘડતો. કલ્પનાને ખીલવી શકાય એ તરફ એનો પ્રયાસ હતો.

પરંતુ ઘણીય ફેરી એવું બનતું કે કંઇ કંઇ સુંદર કલ્પનાઓથી મનરંજન કરતો એ બેઠો હોય તો રાધા આવતી અને કુમારને ઝભલું ફલાણી બ્હેનના ફીકાને માટે ત્હેના મામાએ કરાવ્યું છે તેવુંજ જોઇએ, ફક્કી અને પોંચી વગર કિશોરને નહીં ચાલે, બ્હાર જાય આવે ત્યારે ખરાબ દેખાય; આપણને શું મળતું નથી કે આપણાં છોકરાં અડવા હાથે ફરે! અને કાન્તાને ત્હમારા પેલા દોસ્તદારની છોકરીને જેવી છે તેવી ન્હાની બુટ્ટી તો જોઇએજ; હાથની બંગડીઓ નવી કરાવવી પડવાની આ તો બહુ જુની ઢબની થઈ ગઈ, કપડાં તો સીવડાવવાંજ પડવાનાં, કુમાર ને કિશોરને કપડાં જોઇએ તો એ બિચારીએ શું પાપ કર્યાં!

આતુંને આવું હંમેશ પુરાણ ઉકેલાતું. નિરંજનના હૃદયના ચુરેચુરા થઈ જતા; પરંતુ બધું શાંત ચિત્તે સાંભળ્યા કરતો; મન ઉદ્વિગ્ન થતું તોય મુખ પર એક રેખા માત્ર પણ પડવા ન દેતો.

એના હૃદયમાં પોતાની આર્થિક સ્થિતિનો વિચાર આવતો; એને ટૂંકા પગારમાં અમુક ઢબછબે રહેવું પડતું હતું. પોતે વિશ્વવિદ્યાલયનો સ્નાતક! બીજાથી જુદો! દેશની સંસ્કૃતિ અને ભાવના ખીલવવાની પોતાની ફરજ છે એમ સમજનાર એજ પગારનાં બીજા સાધારણ આદમીની માફક કેમ રહી શકે! રહેવા મથતો તોય એનાથી નજ રહેવાતું. અમુક રીતે ન રહે તો એના ભણતરને નામોશી લાગે.

ગરીબાઇમાં ઘસાતો જતો છતાં સંસ્કાર અને કલાને પૂજતો રહેતો નિરંજન રાધાને ત્હેના તવંગર મિત્રોની માફક પોતાના બાળકોને રાખવાનું કહેતાં સાંભળતો ત્યારે એનું કુમળું હૈયું કંપી ઉઠતું; એના હૃદયમાંથી દુ:ખની એક ધીરી તીવ્ર વેદના ઉઠતી. પરંતુ એ કોઇ ન સાંભળી શકતું. જગતને એ સાંભળવાની પરવાય ન હતી—રાધામાં એ સાંભળવાની શક્તિ નહતી.

નિર્દોષ, સાદી, જગતની છેકજ સાધારણ, વ્યક્તિગત વિશિષ્ટતા વિનાની રાધા એના અંતરનું દુ:ખ કેમ સમજી શકે! બાળકોનું ભાવી અને દેશનું ભાગ્ય ઘરેણાં કપડાંમાં નથી, પરંતુ સંસ્કારમાં છે, એ શી રીતે સમજે! એનાં હૃદયનાં રૂદનની કરૂણતાની અવધિ ન હતી. એના હોઠ

રાધા તરફ એક સ્નેહભર્યું મીઠું સ્મિત ફેંકવા મથતા, હસવા ઉધડતા, પરંતુ દીલનાં દુઃખ સમજી શકનાર એ સ્મિતમાં એ હૃદયનાં રૂદન પરખી શકતો.

નિરંજનને મ્હોંડેથી એક કડવો શુકન ન નીકળતો. રાધાને ના કહેશે તો નિરાશ થશે એમ એ સમજતો. સવડ પડતાં થઈ જશે એમ પણ કહેતાં એને એની જીભ કપાઈ જશે એમ લાગતું. એનાથી બને તેટલો પોતાનો ખરચ ઓછો કરી એની એકેએક ઇચ્છા પૂરી પાંડવા મથતો. પોતાની નજીવીમાં નજીવી ઇચ્છા કે સુખનું સાધન જતું કરતો.

(૬)

દિવસે દિવસે એ ભાવનાઓ પાછળ ધસાતો ચાલ્યો. રાધા એનું અંતર નજ સમજી શકી. એ તો ન્હાના બાળકની માફક લવતીજ રહી.

પ્રિય વાંચનાર! જગતમાં નિરંજન અને રાધા ત્હને ઠામ ઠામ જડશે. છેકજ સાદી સાધારણ સ્ત્રી જેવી રાધા લવતી રહી. હૃદયની રાણી થવાનું સ્થાન એણે અજબ વિધિના યોગે જતું કર્યું. અનાયાસે દાસી થઇ. નિરંજન અંતર મહીંથી કલા સૌંદર્યોના આદર્શોને, જીવનની ભાવનાને અર્ધ્ય આપતો રહ્યો. પરંતુ જીવનમાં નિરાશા અને હૃદયનાં રૂદન એજ મળ્યાં. રાધા એનું અંતર છેવટ સુધી નજ સમજી શકી.

એ હૃદયનાં રૂદને અંતરને પ્રજાળીને રાખ કરી નાખ્યું. અને એ જીવનનિરાશાએ એની શરીરસંપત્તિનો વિનાશ કર્યો.

રાધાને જે રીતે એને ગમે તે રીતે સુખી કરવા પ્રયાસ કરી અથાગ મહેનતને લીધે એને એના શરીરને બરબાદ કર્યું. ટૂંકી આવક મહીં જીવતાં રાધાની ઇચ્છા પુરી પાડવામાં એણે પોતાના શરીરના પોષણ તરફ જોયું પણ નહિ ઘણી ફેરી એ એકજ ફેરી ખાતો. જાડી રસોઈ જમતો. રાધાને જે ખાવાનું મન થતું તે ખાતી.

ભરયુવાનીમાં નિરંજનની તબીયત લથડી અને પછીથી એના શરીરમાં તાવ હંમેશ રહેવા લાગ્યો, અને એ પથારીવશ થયો. માત્ર સુતાં સુતાં એકજ વિચાર એના મગજમાં રમ્યા કરતો. "શા માટે રાધામાં નવિન સંસ્કૃતિના બીજ હતાં છતાં એ ન વિકસ્યાં?"

એના કપાળ ઉપર કરચલીઓ વળતી. આંખમાંથી અંગાર વરસતો અને પછીથી એ આંખ મીચીને સુધ રહેતો.

રાધા ધણી ફેરી એ જોતી અને પૂછતી,

" ત્હમને શું દુઃખ થાય છે ? "

" કંઈ નહિ, રાધા, " વ્હાલભર્યું બોલી રાધાને સમજાવી દૂર કાઢતો.

એ દૂર જતી ત્યારે ગણગણતો, " જીગરના રાહ જુદા થયા પછી સુખ ક્યાંથી સાંપડે ! "

આખરે દિવસો જતા ગયા ને નિરંજનની તબીયત છેક જ અસ્વસ્થ થઇ ગઈ. દિવસનો ઘણો ભાગ તો એને ભાન ન રહેતું. અસહ્ય દુઃખની છાયા એના મ્હોડા પર છવાઈ રહેતી.

રાધા એ જોઇ રહેતી અને રડતી.

બેભાન અવસ્થામાં નિરંજન લવતો.

" હિંદુ સ્ત્રીસમાજને વીંટી વળેલાં અજ્ઞાનનાં ભયંકર વાતાવરણે મ્હારૂં જીવન નકામું કર્યું. " વળી અટકી જતો.

" એને લીધેજ રાધા છેક અસલી થઈ ગઈ, " વળી શાંત પડતો; " રાધા, તું ડાહી કેમ ન થઇ, છેક એવી કેમ થઇ ગઈ. મ્હારે માટે ત્હને કાંઇ થતું નથી ? " વળી લવતો અને વળી શાંત પડતો.

"હવે મ્હારે સુખ શું !" એકદમ બરાડી ઉઠતો, "રાધા, જીગરના રાહ જુદા થયા હવે તો રોવું જ બાકી રહ્યું." ધીમેધીમે ગણગણતો.

" રાધા, માફ કરજે; ત્હને ન સુખી કરી શકયો. " હાથ જોડતો યાચના કરતો.

એ બધું બેભાન અવસ્થામાં જ થતું.

રાધા આ બધું સાંભળી ગભરાતી, અને પછી રડતી.

રાધા નિરંજનની પથારી આગળ બેસીને રડાય એટલું રડી. આંખના આંસુ સુકાઇ ગયાં.

ત્યારપછી નિરંજનના આત્માએ બીજે દિવસે બ્રહ્મમુહુર્તમાં દેહ છોડયો.

*  *  *  *

પ્રિય વાંચનાર ! નિરંજનનાં બાળકો અને રાધા હજુ જીવે છે. રાધા અંતરનાં દુઃખને લીધે હૃદય શોધતાં શીખી છે. આખરે ધીરેધીરે એ નિરંજનનું દુઃખ સમજી શકી છે.

રાધા હવે માત્ર નિરંજનની સ્મૃતિને હૃદયનાં આંસુની અંજલિઓ આપે છે. જીગરના રાહ જુદા થયા અને જીવન એળે ગયું, પછી રૂવે નહીં તો બીજું શું કરે ?

---

દુનિયા મહીં પાનાર અને પીનાર બેને કેફ ચ્હડતો હોય તો તે એકજ—યૌવનનો કેફ.

યૌવનમદે ભરેલી યુવતીનાં નયનો પણ એ કેફે ઘેરાય અને એ મદભર નૈનાંના જોનારનેય એ કેફની મસ્તી ચઢે.

રજનીકાન્તનેય એવું કંઈક થયું. એણે ગાઢ અંધારી રાત્રી પછી ઉગતા રમ્ય સ્હવાર સમી મનોરમાને સનસેટ પોઇન્ટ પર એક ખડક પર ઉભેલી જોઈ. ઉંચું એકવડું શરીર, ખભાંનો અને ડોકનો સુંદર મરોડ, રાજવી નાક, ઘાટીલો ઓષ્ઠસંપુટ અને ચાતુર્યથી ચળકતી મનોહર કીકીઓ—એ સઘળાં પર ઘડીભર એની નજર ઠરી. એના ઉજળા બરફ જેવા, સુકુમાર હાથ લટકતા એના દીલ પર પડ્યા હતા. સફેદ દૂધ જેવાં વસ્ત્રે એનું શરીર ઢંકાતું. જરાક નીચું ઓઢેલું અને પવનની લહરીમાં ઉડી રહેલા છેડા મહીંથી ચમકીને ચાલી જતી વિદ્યુત્‌ની માફક એની મુખમુદ્રા દેખાતી અને અદૃશ્ય થતી.

એ અસ્ત થતા દિનકરને જોઈ રહી હતી.

સન્ધ્યાના સૂર્યનાં કુમળાં કિરણો મહીં એ ગૌર અંગ સુવર્ણમય લાગતું, જાણે હેમની લતાજ.

એ દૂર દૂર ક્ષિતિજ પર, તેજના અંબાર, જગતના જીવન, ખિન્ન થયેલા, ઘડી ભર સૃષ્ટિને નિરખવા થંભ્યા હોય એવા સવિતાનારાયણને જોઈ રહી હતી. દૂર દૂરની ઘેરી ટેકરીઓ પરથી ધીમે ધીમે સરકતો રાતો થઈ એ ક્ષિતિજ પર આવી અદૃશ્ય થયો. નભ મહીં શરમાળ યુવતીના કપોલનો નારંગી રંગ છવાઈ ગયો, જાણે કે રાત્રીના સંચારથી

એ લજવાતું હોયને. આઘે તળેટી મહીં ખળખળ વહેતી સુરમ્ય સરિતા પરનો મનોહર રક્તવર્ણો આભાસ જાણે જળ મહીંથી અગ્નિ પ્રગટ્યો હોય એવો લાગતો.

એ બધું નિરખવા એનો આત્મા એના નયનમાં આવી વસ્યો. સન્ધ્યા અને સૂર્યાસ્તની સુન્દરતા એને ગમી. સન્ધ્યાના રંગો જેમ ઘડી ઘડી બદલાય તેમ એના અંતરના ભાવ એના વદન પર તરવરી ઉઠ્યા અને અદૃશ્ય થયા.

અંતરે નિઃશ્વાસ નાંખ્યો. આંખમાં એક આંસુનું ટીપું ચમક્યું. એ પાછી ફરી.

"કુસુમ, ચાલો, મોડું થયું." એણે આદેશ આપ્યો અને બન્ને ગયાં.

(૨)

એ બે ગયાં અને રજનીકાન્ત ધબ લઇને જે પથરા પર ઊભો રહી સૂર્યાસ્ત જોઈ રહ્યો હતો તે પર એમને જતાં જોઈ રહેતો બેસી ગયો.

થોડે જતાં મનોરમાને માથેથી છેડો સર્યો. સરી ખભાંને અવલંબી રહ્યો. તે એણે જોયું.

"શું અનુપમ લાવણ્ય!" વીસેક વસંતના વાયરા વાયા હોય એવી મનોરમાના અંગેઅંગ મહીં વિલસતું યૌવન એની આંખમાં ભરાઇ બેઠું.

"કેવી મનોહર! શી છટા! જાણે એક કાવ્ય, એક સ્વપ્ન!"

એ યૌવનથી ઉભરાતા હાવભાવ એના હૈયે વસ્યા.

"અને વિધવા—"

ત્રીજો ભાવ એની ઔચિત્યબુદ્ધિને ખૂંચ્યો. ઋતુરાજ વસંત વિનાના કોકિલાના કૂજન જેવો, મિઠાશ અને મધુરતા વિનાનો દેહકલી મહીંથી ઉડતો એ યૌવન પરાગ અસ્થાનેજ—એવું કંઈક એને થયું.

"એ કોણ હશે?" એ પ્રશ્ન મનોરમા અને કુસુમ દેખાતાં બંધ થયાં ત્યારેજ એના મુગ્ધ હૈયાને સુઝયો.

હૈયાસુનો ઘડી બે ઘડી એ ત્યાંજ બેસી રહ્યો.

થોડી વારે એ ચાલ્યો. સૃષ્ટિમાત્ર શાંત હતી. આજુબાજુની ટેકરીઓ પર સુંદર વૃક્ષોની ઘટા આવી રહી હતી. રસ્તો નિર્જન હતો. રાત્રીની નીરવ શાંતિ અનેરા ભાવ પ્રગટાવતી. ચાંદનીના ચમકારા અહીં તહીં એને માર્ગ બતાવતા.

હજુ વિશાખાના અવસાનને છ મહિના ભાગ્યેજ થયા હતા અને ત્યાં આજે એનું હૃદય આવા ભાવો અનુભવે છે એ બન્ને વસ્તુસ્થિતિનું ભાન થતાં એના અંતરે વેદનાની ઝાળ ઉઠી.

એ રડતે હૃદયે મુકામે આવ્યો.

## (૩)

રોયલ હિંદુ હોટેલમાં જવાનો ઢોળાવ એ ચઢતો હતો ત્યારે એને દૂર કંઇક દેખાયું અને એ ચમકયો.

કંઈક ઝડપથી પગલાં ઉપાડવા ઇચ્છ્યું પણ લાંબે સુધી ફરીને આવ્યા પછી એ ઢોળાવ ચઢવા ઘણી ફેરી પગ ના પાડે છે. એવું એને થયું.

ગમે તેટલી ત્વરાથી આગળ વધવા મથ્યો પણ વખતસર ન જ બન્યું. હોટેલની ભવ્ય ઓસરીમાં દાખલ થતાં પહેલાંજ જે દૃશ્ય જોવા એનું હૃદય તલસતું હતું તે તો અલોપ થઈ ગયું.

શ્વાસ ભરાઈ આવ્યો હતો; અને તેમાં નિરાશા એના હૈયાને ઘેરી વળી, અને એ એકદમ એક ત્યાંજ પડેલી ડેકચેર પર બેસી ગયો.

જમણા ખભા પર માથું નાંખી દીધું. આંખો બંધ કરી દીધી.

રજનીકાન્તની તબીયત વિશાખાના અવસાન પછી ઘણી લથડી ગઈ હતી. વિશાખા સુવાવડમાં ગુજરી ગઈ અને એક અનુપમ કાન્તિમાન બાળકને નમાયું કરી ગઈ.

જન્મીને રજનીકાન્તે દુઃખ જોયું હોય તો વિશાખાએ દેહ છોડયો તેજ દિવસે. સૃષ્ટિ દુઃખથી ભરી છે એવી દલીલ કરનાર નિરાશાવાદીનું કથન ખોટું પાડતું રજનીકાન્તનું તે પહેલાંનું જીવન હતું.

વિશાખા ગઈ અને એની સાથે રજનીકાન્તના જીવનનો આનંદ લેતી ગઈ. ત્રણ ચાર મહિનાનું બાળક થયું પરંતુ જીવનના સ્રોત સુકાઈ ગયા પછી બાળકને માટે જીવન નો'તું રહ્યું.

રજનીકાન્ત એક ગાંડાની માફક એ બાળકને તેડી અહીં ને તહીં શાંતિ શોધવા ભમતો. એ બાળકને સુખી કરવા અથાગ મહેનત કરતો. દુનિયામાં પુરૂષના એવા પ્રયત્નો હંમેશ જેવા નીવડે છે તેવો એનો ય પ્રયાસ નીવડ્યો. 'મા તે મા' એ કથન નજ ખોટું પાડી શકાયું.

આખરે એ પુષ્પ-પણ અકાળે કરમાઈ ગયું.

એ બાળકને પ્રભુએ ઉપાડી લીધું ત્યારથી રજનીકાન્તની તબીયત વધુ ને વધુ લથડતી ચાલી. માનસિક વ્યથા એને માટે અસહ્ય થઈ પડી.

જગતમાં કોઈ હૃદય આપણે માટે ઉછળી રહ્યું છે એ ભાન કેટલું સુખદાયી હોય છે! સહુ કોઈના અંતરમાં એવી વાંછના જરૂર વસતી જ હોવાની.

કંઈક જગ્યા ફેરવવાથી દીલ ખુશ રહેશે એ આશાએ ઘર છોડી માથેરાન આવી પહોંચ્યો હતો.

"મ્હારે માટે જેને લાગતું હોય એવું કોઈ ન રહ્યું' એ વિચાર એના મગજમાંથી દૂર થાય તો એની તબીયત સુધરે એમ હતું.

એ ખુરસી પર પડ્યો અને માથું જમણે ખભે નાંખી દીધું કે એના હૈયાએ અજબ વેદનાની હાય નાંખી.

( ૪ )

ઓસરીમાં બધાં એને નિશ્ચેતન જેવો બનેલો જોતાં ભેગાં થયાં. "શું થયું ?" ની પ્રશ્નપરંપરા ચાલી. એણે બોલવા ઈચ્છયું પણ હોઠથી શબ્દો સુકાઈ ગયા હતા.

એ બોલી શક્યો ત્યારે એ હોટેલમાંના પોતાના ખંડમાં પથારીમાં પડ્યો હતો. આઠ દશ વ્યક્તિઓ એના ખંડમાં આમ તેમ ઉભી હતી.

"એકાએક ત્હમને શું થઈ ગયું ?" એક વ્યક્તિનો અવાજ આવ્યો.

એણે આંખ અવાજની દિશા તરફ ફેરવી અને મનોરમાને ઓળખી.

"કંઈ નહીં" ધીમેથી એ ગણગણ્યો, અને એના તરફ જોઈ રહ્યો.

મનોરમાએ એક બીજી વ્યક્તિને કહ્યું:—"સાંજે સનસેટ પોઈન્ટ પર ફરવા આવ્યા હતા ત્યારે તો તદ્દન સાજા જેવા લાગતા હતા."

હોટેલનો મેનેજર ત્યાં હતો તેણે પૂછ્યું: "કેમ, કાંઈ જોઈએ છે? એકાએક તબીયત કેમ બગડી આવી? આજે બપોરના તો આવ્યા. મુસાફરીની અથડામણથી કદાચ થઇ આવ્યું હશે!"

"કાંઇ નહીં. મ્હને આજ બે ત્રણ મહિનાથી એવું ઘણી ફેરી થઇ આવે છે તેથી તો હવાફેર માટે અહીં આવ્યો છું."

રજનીકાન્તે જવાબ આપ્યો એટલે ધીમે ધીમે ભેગાં થયેલાં વિખરાવા લાગ્યાં.

"ચાલો મનોરમા, આપણી રૂમ પર. ત્હમારાં ભાભી એકલાં ગભરાયાં કરતાં હશે." એક અવાજ આવ્યો. એ તરફ એણે જોયું.

રજનીકાન્તે મનોરમાનું નામ જાણ્યું. કંઇક કલ્પના કરી શકયો.

હોટેલમાં રહેતું કુટુંબ—ભાઇ, ભાભી, મનોરમા ને કુસુમ.

બધાં ગયાં તે રજનીકાન્ત જોઇ રહ્યો. વિચારશૂન્ય બન્યો હોય એમ એને ઘડી ભર લાગ્યું.

* * * *

આખી રાત "વિશાખા–વિશાખા" એ મંજુલ નામનું રટણ કરતું એનું હૃદય રડ્યું.

( ૫ )

બીજે દિવસે મનોરમા ફરતી ફરતી અનાયાસે રજનીકાન્તના ખંડ આગળ આવી ચઢી. એને સુતેલો જોઇને એ અંદર દાખલ થઇ.

"કેમ આજે ય હજુ ત્હમારી તબીયત ઠીક નથી કે શું?"

ગુજરાત બહાર ગુજરાતીઓનું હૃદય ગુજરાતની ભણી સહજ ખેંચાય છે એવું કંઇક એ વખતે થયું.

"ના" રજનીકાન્તે જવાબ આપ્યો.

રૂમમાં ફરતી હતી તે એકદમ અટકી. ટેબલ પર વિશાખાની છબી પડી હતી તેને એ અનિમેષ બે ત્રણ મિનિટ જોઈ રહી.

"કોની છબી છે? ત્હમારાં વહુની?" કંઇક સ્ત્રીસુલભ જિજ્ઞાસાથી પૂછ્યું.

"હા" રજનીકાન્તે કંઇક અજબ દુઃખદ લાગણીઓના આવેશમાં જવાબ આપ્યો.

"ત્યારે ત્હમે એકલા કેમ આવ્યા ? ત્હમારી તબીયત તો આવી છે." મનોરમાએ પૂછ્યું.

રજનીકાન્ત બેઠો થઇ ગયો. અવાજમાં રુદન ભરાઇ બેઠું.

"એ તો ગુજરી ગઇ."

એટલામાં કુસુમ ફોઇને શોધતી ત્યાં આવી પહોંચી. આવીને ફોઇને વીંટાઇ વળી.

"ત્હમને કેટલાં શોધ્યાં ?" કુસુમ લવી ગઇ. કુસુમને ખોળામાં લઈ મનોરમા એક ખુરસી પર બેઠી.

"ક્યારે ગુજરી ગયાં ?" મનોરમાએ પૂછ્યું.

"છ મહિના થયા." રજનીકાન્તના હૈયાએ બોલતાં બોલતાં દુઃખની એક હાય નાંખી. એના સામું મનોરમા એક પળ જોઇ રહી.

"શું થયું હતું ?" મનોરમાની જિજ્ઞાસા આગળ વધી.

"સુવાવડ." એ ગણગણ્યો.

"ત્યારે બાળકનું શું થયું ?" મનોરમાએ આતુરતાથી પૂછ્યું.

"એ પણ બિચારૂં એની મા ગઇ ત્યાં ગયું." રજનીકાન્તની આંખમાં બોલતાં બોલતાં ઝળઝળીયાં આવી ગયાં.

"ત્યારે તો ત્હમને ગઇ કાલે એ બે સાંભર્યાં હશે !" અનુમાન કરતી મનોરમા લવી ગઇ.

"ના, એવું તો નહીં પણ સારા સંસારમાં મ્હારે માટે કોઇનો જીવ તણાતો હોય એવું ન રહ્યું એ વિચાર કરતો હતો." દુઃખી હૃદય પોતાનું દુઃખ ઠાલવી હલકું થયું.

મનોરમા વિચારમાં પડી ગઈ. એના હૈયામાં કંઈ ગડમથલ થતી હશે: એમ રજનીકાન્તને સમજાયું.

"ચાલો, કુસુમ જઈએ. ત્હારા પપ્પા અને બા ફરીને આવ્યાં હશે." થોડી વારે એ બોલી ગઈ.

મનોરમા ગઈ ત્હેને રજનીકાન્ત જતી જોઈ રહ્યો.

( ૬ )

ત્રીજે દિવસે સાંજે શાર્લૉટ લેક તરફ મનરંજન કરવા રજનીકાન્ત જઈ ચઢયો.

એનું હૈયું મનોરમાને જોવાથી એના હૃદયમાં થયેલી લાગણીઓ રટતું; અને વિશાખાની સ્મૃતિઓ આવતી તેથી ભીનું થતું. અંતરની ગડમથલ એને મૂંઝવતી.

બુદ્ધિશાળી બુદ્ધિનો દુરુપયોગ કરતાં આપોઆપ શીખે છે. મનોરમાના શબ્દો અને વર્તનનું પોતાના હૃદયના ભાવના માપે પૃથક્કરણ કરવા એનું મન દોડી જતું. અંતરને અનુચિત લાગતું છતાં દીલ ત્યાંજ દોડી જતું.

જીવનમાં આવું આકર્ષણ પહેલુંવહેલુંજ એ અનુભવતો હતો.

પુષ્કળ વિચારો આવતા અને ચિત્ત વ્યગ્ર આપોઆપ રહેતું.

શાર્લૉટ લેક પર પહોંચ્યો ત્યારે ત્યાં પાળ પર મનોરમા અને કુસુમને બેઠેલાં જોયાં.

જતાં રહેવા ઇચ્છયું, અને પ્રયાસ પણ કર્યો પણ એટલામાં મનોરનાની નજર એના પર પડી. થોડેક દૂર હતો ને એણે પૂછયું. "આજે તબીયત ઠીક છે ને ?"

રજનીકાન્તને એમની નજીક જવું પડયું.

"હા, ઠીક છે. ફરવાથી જરા ઠીક લાગે છે,"

"દુઃખ ભૂલતાં શીખીએ તોજ જગતમાં રહેવાય" કંઈ ઉતાવળથી એ બોલી ગઈ.

"દુઃખ નથી ભૂલાતું. આવું દુઃખ કેમ ભૂલાય !" રજનીકાન્તે સુધાર્યું.

"દુઃખ કોને નથી હોતું ? સૌને સૌનું." દિલાસો આપતી હોય એમ મનોરમા બોલી.

રજનીકાન્તે એના મ્હોં સામું જોયું, એ જોઈ શકયો કે એ દિલાસો મનોરમા પોતાના અંતરને આપી રહી છે. એની આંખમાં ઝળકળીયાં આવી ગયાં હતાં તે એ જોઈ શકયો.

"જેવું ત્હમારે તેવું મ્હારેય. દુઃખ નિભાવ્યેજ છૂટકો" થોડી વારે આવેશમાં એ બોલી ગઈ.

રજનીકાન્ત ચમક્યો. એના સામું અનિમેષ જોઈ રહ્યો.

પાંચેક મિનિટ સુધી એ મૂંગી બેસી રહી. રજનીકાન્તને સમજાયું કે એની વાત એણે સાંભળી ત્યારથી એ એનાજ વિચાર કરતી હતી. એને બિચારાને કાંઈ બોલવું ન સૂઝયું.

એટલામાં એના ભાઇ ને ભાભી દૂર ફરવા ગયાં હશે તે પાછા આવ્યાં.

રજનીકાન્તને ઘડીભર શું કરવું તે ન સુઝયું. એ ઊભો હતો તેમ ઊભો રહ્યો. મનોરમાના ભાઈ અને ભાભીને નજીક આવતાં જોઈ રહ્યો.

"કેમ છો?" એના ભાઈએ રજનીકાન્તને પૂછયું. પોતાની જ્ઞાતિના, સુશિક્ષિત, અને સવા લાખની જાગીરના માલિક તરફ સભ્યતા એનાથી આપોઆપ બતાવાઇ ગઈ. અત્યાર સુધી જેને નામથીજ એ ઓળખતો ત્હેના પરિચયમાં આવવાનું એને ગમ્યું.

"આજે જરા ઠીક છે તેથી ફરવા નીકળ્યો છું. એમણે મ્હારી તબીયતના સમાચાર પૂછયા એટલે જરા કહેવા ઊભો." મનોરમા તરફ જોતાં રજનીકાન્તે ખુલાસો કર્યો.

ભાઈએ પૂછયું એટલે ભાભીએ પણ સભ્યતા બતાવી.

"ફરવા આવ્યા તે ઠીક કર્યું. ઘર બેઠાં એકના એક વિચારો આવ્યા કરે એટલે તબીયત ન સુધરે."

"ત્હમે હોટેલમાં એકલા એકલા ત્હમારા રૂમમાં બેસી રહો છો તેના કરતાં અમારા બ્લોકમાં આવતા હો તો દિવસ જરા આનંદમાં જાય" પત્નીનો બોલ પતિએ ઉપાડી લીધો.

રજનીકાન્તને મનોરમાએ તેનો ઇતિહાસ એના ભાઇ તથા ભાભીને કહ્યો હશે એમ સ્પષ્ટ લાગ્યું. કંઇક ઠપકો દેતી એની આંખ મનોરમા તરફ વળી.

મનોરમા એના સામું મીઠું જોઈ રહી. 'ચાલો ઘર તરફ' એના ભાઇએ સૂચના કરી એટલે બધાં પાછાં ફર્યાં.

હોટેલ પર પાછાં ફર્યાં ત્યારે પગથીયાં પર ચઢતાં મનોરમાનાં ભાભીએ પતિને સૂચન કર્યું.

"બ્રીજ રમવા આપણુને એકની ખોટ પડે છે; એમને બોલાવીએ !"

એ સૂચના બધાંને પસંદ પડી.

એને આમંત્રણ થયું રજનીકાન્ત ના ન કહી શક્યો.

*   *   *   *

પછીથી દિવસો વીતી ગયા અને હંમેશ એ પાનાં રમવા જતો. કુસુમ એને હાથ પકડીને ઘસડી લઈ જતી.

પુરૂષ અને સ્ત્રી એવો વિભાગ રમવામાં ન પડતો. પડતો તો રમત બગડતી. એટલે ઘણે ભાગે પતિપત્ની ભેગાં રહેતાં એટલે સ્વાભાવિક રીતે રજનીકાન્તને મનોરમા સાથે જ રમવું પડતું.

એ બન્ને હંમેશાં હારતાં. બન્નેનું ધ્યાન બધો વખત રમતમાં ન્હોતું રહેતું. બન્નેનાં મગજમાં કંઈ કંઈ તરંગો ઉઠતા અને સમાતા.

ન્હાની કુસુમ કહેતી "ફોઈ હાર્યાં." "હા, અમે તો હારેલાંજ છીએને !" એવું મનોરમા ઘણી ફેર ગણગણતી. રજનીકાન્ત એના સામું જોઈ રહેતો. એની મુખમુદ્રા પરના ભાવ કળવા મથતો.

( ૭ )

પછીથી ત્રણ મહિને મુંબઇમાં મળ્યાં. મલબાર હીલ પર એક ન્હાનકડા બંગલામાં એને આમંત્રણ આપવામાં આવ્યું હતું.

મનોરમા અને એનાં ભાભીએ એનું સ્વાગત કર્યું. મનોરમાના ભાઇ બ્હાર ગયા હતા. તેથી એને બેસવાનું કહી તૈયારી કરવા મનોરમાનાં ભાભી રસોડા તરફ વળ્યાં.

કુસુમ એક મોટી ખુરસી પર સારાં કપડાં પહેરી બેઠી હતી. રજનીકાન્તે ગજવામાંથી કાંઈ કાઢી ત્હેને આપ્યું અને એક પાસેની ખુરસી પર બેઠો.

મનોરમા એક આરામ ખુરસી પર પડી. પગમાંની સુંદર ચમ્પલો વડે રમ્યા કરતી હતી.

બહાર દેમાર વરસાદ પડતો હતો. કાચની બારીઓ બધી બંધ કરી દીધી હતી. રજનીકાન્ત બહાર પડતા વરસાદને જોઈ રહ્યો હતો. કદી કદી એ મનોરમાને જોઈ લેતો.

થોડી વારે મનોરમાએ એક પાસે પડેલું ચોપાનીયું લીધું. ચિત્રો જોવા માંડ્યા. મનોરમા ચોપડીમાંથી માંથુ ઉંચું કરી એક ક્ષણ એના સામું જોઈ રહેતી ને પાછું ચોપડીમાં જોતી.

ત્રણ મહિના પછી એમાંથી એકેના હોઠ ઉઘડતાજ ન હતા.

એક નવદમ્પતીનું ચિત્ર જોતાં જોતાં મનોરમા સ્તબ્ધ થઈ ગઈ.

રજનીકાન્તે તે જોયું "કેમ શું છે કે આટલું ધારી ધારીને જુવો છો?"

"જુવોને, કેવું સુંદર ચિત્ર છે!" મનોરમાએ પ્રશ્ન કર્યો.

"હા, ઠીક છે." નીરસ જવાબ મળ્યો.

"હવે ત્હમારી આવી છબી અમને કયારે મળશે." એક ફેરી જીભ ચાલી એટલે હીંમત આવતાં બોલી.

"મ્હને પરણવું નથી ગમતું" જવાબ મળ્યો.

"કેમ, વિશાખા બ્હેન સાંભરતાં હશે." મનોરમા ગણગણી.

"એ તો છેજ તો. સાંભરે કંઈ પાછી આવવાની છે? હાથ ચાટે પેટ ભરાવાનું છે? બાકી મ્હારે ઘેર આવો તો સમજાય કે મ્હારી શી દશા છે. ગૃહિણી વિનાનું ગૃહજીવન કયાંથી સંભવે?" કંઈક કંટાળતો હોય એવો જવાબ રજનીકાન્તે આપ્યો.

"ત્યારે પરણો!" ફરીથી મનોરમા ગણગણી.

"પણ પરણનાર જેવો આપી શકું તેવા લુખ્ખા સ્નેહથી કેમ સંતોષાશે? વિશાખા મ્હારાથી નજ ભૂલી શકાય." રજનીકાન્ત બોલતાં અટકી ગયો. મનોરમાને એક ક્ષણ જોઈ રહ્યો.

"વળી મ્હને ત્રીસ થયાં. કન્યા મળે બહુ બહુ તો તેરની. કેટલો બધો ફેર? કયાં તેર, કયાં ત્રીસ! મ્હને એવી બાળાને પરણી બાળક થતાં ન આવડે."

"ત્યારે શું ઉપાય?" મનોરમા કંઈક ગમ્યું હોય તેમ રસ લેતી બોલી.

"ઉપાય—એક સિવાય બીજો તો નથી લાગતો. કોઈ વીસ બાવીસની વિધવા મ્હારૂં હૈયું જેવો તેવો સત્કાર કરે તેથી નિભાવી શકતી હોય તોજ અમારો સંસાર ચાલે. મ્હારે બાળક પણ ન થવું પડે. મ્હારા હૈયામાં

વિશાખાનું સ્થાન રહે. વ્હાનાર હૈયાની હુંફ માટે તલસતું હૈયું પોતાનું મનગમતું મેળવી જરાતરા સુખી થાય." રજનીકાન્તે પોતાનું અંતર ઠાલવ્યું.

"ત્હમારી વાત ખરી છે. કુમળી વયની બાળાને પરણો તો ત્હેની સાથે ત્હમારે બાળક થવું પડે. ન આવડે તો જીવન ધૂળમાં મળે. ત્હમારા હૈયામાં વિશાખાબ્હેનને સ્થાન હોય એ એ બાળાના મનમાં જરૂર ખૂંચે. બેની સરખામણી કરો અને અમુક બાબતમાં એનામાં ઉણપ જુવો તો જરૂર કંકાસ થાય." મનોરમાએ અનુમોદન આપ્યું.

"જવાજ દોને એ વાત" કંટાળતો હોય એમ રજનીકાન્ત ગણુગણ્યો.

"ઠીક, પણ ત્હમે કહી તે વાત વિચારવા જેવી છે. વિધુર વિધવાનેજ પરણે તો ફાયદો તો ખરો. બન્ને ઉમરે પહોંચેલાં એટલે એકબીજાનો સ્વભાવ જાણી લેવાની સુગમતા પડે. વળી એકબીજા પોતાના અંતરમાં પૂર્વાશ્રમના સ્નેહીને યાદ રાખે એમાં એકબીજાને કાંઈ અન્યાય નહીં. બિચારી વિધવાઓને ફરજિયાત એકલું જીવન ગાળવું ન પડે. માનવ હૃદયની દીલના વ્હાની ઉષ્માની ભૂખ ટળે અને એકબીજાનું જીવન સુરક્ષિત અને સુવ્યવસ્થિત થાય."

મનોરમાએ પોતાના અંતરમાં કેટલાંય વર્ષો થયાં જે વિચાર ઘોળાયાં કરતા હતા તેને વ્યક્ત કર્યા. આનંદની છાયા એના મુખ પર છવાઈ રહી.

"જીવનની શરૂઆતમાં દીલ કુમળું હોય એટલે ગમે તેટલી ખામી છતાં સ્ત્રી પુરુષ અન્યોન્ય તરફ હૈયું વાળી શકે છે." વિચાર કરતો રજનીકાન્ત ગણુગણ્યો.

"હા. ખરૂં છે, દીલ પ્રૌઢ થાય, માણુસનું માનસ એક ફેરી ઘડાઈ જાય પછી ગમે તેમ વાળવું હોય તો દીલ નથી વળી શકતું." મનોરમા લવી ગઈ.

"અનુગુણ માનસની ઘડાયલી વ્યક્તિઓ ભેગી મળે તોજ સુખ ને શાંતિ. નહીં તો હોલામાંથી ચૂલામાં પડયા જેવું થાય." રજનીકાન્તે ઉમેર્યું.

બંને થોડી વાર ચૂપ રહ્યાં. એટલામાં મનોરમાનાં ભાભી રસોડામાંથી બધું તૈયાર કરાવી આવી પહોંચ્યાં.

"કેમ મનોરમા બ્હેન! ત્હમારા ભાઈ નથી આવ્યા?"

"ના, બહુ વાર થઈ." મનોરમા ગણગણી.

"ત્યારે રજનીકાન્તભાઇને બહુ કંટાળો આવ્યો હશે!"

"નારે ના, અમે તો વિધુર વિધવાનેજ પરણી શકે એ વિષય પર જબરી ચર્ચા કરી." મનોરમાએ જવાબ આપ્યો.

મનોરમાનાં ભાભી હસ્યાં.

"કેમ, એમને કોઈ વિધવા સાથે પરણાવવાનો પ્રબંધ માંડયો છે?" હસતાં હસતાં એણે કહ્યું.

"અરે કંઈ નહીં બે ઘડી ગમ્મત." રજનીકાન્તે સાચવી લીધું. એની અને મનોરમાની આંખ મળી.

બન્નેને થયું કે બન્ને એકબીજાને કંઈક કહેવા માંગે છે.

રજનીકાન્તે ધીમો નિઃશ્વાસ મૂકયો કંઈ નિમિત્ત કાઢી મનોરમાએ આંખ લુછી નાંખી. રજનીકાન્ત એ જોઈ ગયો.

એટલામાં મનોરમાના ભાઈ આવી ચઢ્યા. બધાં ભેગાં થયાં. ચ્હાપાણી નાસ્તો થયાં. કુસુમની વર્ષગાંઠ સારી રીતે ઉજવાઈ.

ત્યારપછી રજનીકાન્ત અને મનોરમા પોતપોતાના જગતમાં બે મહિના વધુ જીવ્યાં.

(૮)

અને તે બેસતા વર્ષનો દિવસ હતો. પોતાના દિવાનખાનામાં એક મોટી ખુરસીમાં પડયો પડયો રજનીકાન્ત અભિનંદનપત્રો વાંચી રહ્યો હતો.

કંઈક અવાજ થયો. એણે ઉંચું જોયું. એણે મનોરમાના ભાઈ ઈંદુભાઇને જોયા.

"અહો, ત્હમે ક્યાંથી ઈંદુભાઇ! ત્હમને મ્હારાં નવા વર્ષનાં અભિનંદન." રજનીકાન્તે સ્વાગત કર્યું.

"અભિનંદન તો ત્હમને આપવા જોઇએ." ઈંદુભાઇ ગણગણ્યા.

"કેમ? આશ્ચર્ય પામતા રજનીકાન્તે પૂછ્યું. એમના હાથમાં પાકીટ જેવું હતું તે ધીમે રહીને એમણે ખોલ્યું. એક સુંદર ઑટોગ્રાફ લખવાની ચોપડી કાઢી. બે ત્રણ ચાર પાનાં ઉથલાવ્યાં અને પછીનું એક પાનું ઉઘાડી રજનીકાન્તને વાંચવા આપ્યું.

એણે વાંચ્યું :

"હિંદુ સમાજની પરિસ્થિતિ સુધારવા વિધુર વિધવાનેજ પરણી શકે. અનેક વિટંબણાઓ આ રિવાજથી દૂર થશે. વયનાં કજોડાં થશે નહીં અને તેથી થતા અસંખ્ય દુઃખી જીવનના દાખલા જડશે નહીં. પૂર્વાશ્રમના સ્નેહને અંજલિ અપાય તોય વિધવા વિધુરના લગ્નમાં કોઇને અન્યાય ન થાય. પ્રૌઢ દીલ પોતાને ગમે તેવું જ ખોળી લે, એટલે એક-બીજાને રસિક જીવન મળે. સુરક્ષિત અને સુવ્યવસ્થિત જીવન જાય. બાળવિધવાને અવાં લગ્ન સિવાય બીજું કયું સુખ હોય! અને અનેક જુવાનીયાઓને ફરજિયાત કુમારૂં જીવન ગાળવું પડે છે તે ન પડે. પૈસા-વાળા ત્હેમના જીવનના સુખ પર તરાપ ન મારી શકે."

"રજનીકાન્ત"

રજનીકાન્તને કુસુમની જન્મતિથિનો દિવસ યાદ આવ્યો. તે દિવસની ચર્ચાની નોંધ છે એવું સ્પષ્ટ સમજાયું.

આગળ વાંચ્યું:—

"મ્હને આ વિચાર બહુજ ગમે છે. જે મ્હારા અંતરમાં આજ પાંચ વર્ષોથી રમે છે તે આજે રજનીકાન્તને મ્હોડેથી મ્હેં સાંભળ્યું. દુનિયામાં કોઈનો જીવ આપણે માટે તણાતો હોય એવી વ્યક્તિની કેટલી જરૂર છે! એના વગર નથી જીવાતું...કેવો વિધિનો સંયોગ!

"મનોરમા"

શ્રાવણ પૂર્ણિમા.

રજનીકાન્તે ચોપડી પાછી આપી.

"લ્યો, એ તો કુસુમની જન્મતિથિને દિવસે થયેલી ચર્ચાની નોંધ છે." નીરસ જવાબ આપ્યો.

"પણ નીચે લખ્યું છે તે વાંચ્યું?" સામો પ્રશ્ન થયો.

"હા." મનોરમાનાં બુદ્ધિવૈભવ, અને રસિકતા કેવાં દીલ હરી લે એવાં હતાં એની કલ્પના વડે રજનીકાન્તે દીલને સંતોષ્યું.

"અત્યંત સુંદર, દીલ બહલાવે એવી રસિક, બુદ્ધિવિલાસથી રીઝવે એવી બુદ્ધિમાન્" એ વિચાર—એ પૃથક્કરણ એને આનંદ આપવા લાગ્યા.

મનોરમાના ભાઈ એને જોતા થોડી વાર બેસી રહ્યા.

"કેમ કાંઈ, બોલતા નથી?" આખરે એમણે પ્રશ્ન કર્યો.

"ખાસ કંઇ નહીં. ત્હમારાં બ્હેન કેવાં આદર્શરૂપ છે તેનો વિચાર કરતો હતો. પણ બિચારાંને વૈધવ્ય એટલે કેટલાં દુઃખી!" રજનીકાન્ત ગણગણ્યો.

"એ દુઃખ હવે ટાળવા ધારૂં છું." આશ્ચર્ય પામતો એ લવી ગયો.

"આ જંગલ જેવા ઘરની માલીક બનાવીને!" અક્ષરે અક્ષર પર ભાર દેતા ઇંદુભાઇ બોલ્યા.

"ના ના. એમને એવી જીદ કરી ત્હમે દુઃખી ન કરશો. એ વાત એમનું હૃદય શી રીતે માની શકે!" રજનીકાન્તે ઉમેર્યું.

ઇંદુભાઇએ ઑટોગ્રાફ બુકના પાનાં ઉથલાવ્યાં. બીજું એક પાનું કાઢી રજનીકાન્તને વાંચવા આપ્યું.

એણે વાંચ્યું:—

"હિંદુ સમાજની મ્હારા જેવી બાળ વિધવા! ત્હારી દશા તો સહુથી ન્યારી છે. પતિને લગ્નની ચોરી મહીંજ પહેલો અને છેલ્લો જોયો હોય છતાં એપતિ પરના સ્નેહનો ચિરાગ ત્હારા હૈયામાં હંમેશ જળતો રાખી ત્હારાં સુખ, મનોરથ, શરીર, બધાંની આહુતિ આપ્યાં કરવાની!"

"મ્હારા પતિનાં આછાં આછાં સ્મરણો છે, પણ તે જીવન કેમ નિભાવે? પરણ્યું તોય મ્હારૂં દીલ કુમારૂં જ છે."

"હૈયું નથી કબૂલ કરતું કે વિધવા થઈ એટલે સ્ત્રી મનુષ્ય મટી ગઈ. બિચારી બાળવિધવાના હૈયામાં શા શા મનોરથો જાગતા હશે તે તે વ્હાલસોયાં થતાં સંસારનાં દમ્પતીઓ નથી સમજી શકવાનાં. હિંદુ સમાજ બાળવિધવાને જ ત્યાગ, આત્મભોગ, વૈરાગ્યની ધૂંસરી કેમ વળગાડે છે? સમાજની નીતિને નામે કેટલી વિધવાઓને અધમ જીવન ગાળવું પડે છે! જેનું દીલ સ્વાભાવિક મનુષ્યહૃદયની લાગણીઓ ખાળી વૈરાગ્યવૃત્તિ નથી કેળવી શકતું તે લોકોને છૂટ આપવાથી જે જગતની પછવાડે અધમતા ચાલી રહી છે તે ન ચાલે. જે મનુષ્ય મટી દેવ થઈ શકે છે તેનો સવાલજ નથી. તે તો દેવ જ રહેવાના. પણ જે મનુષ્ય રહેવાજ સરજાયલા છે, તેને પ્રતિબંધ જાય તો કેટલું સુખ થાય!"

"મનોરમા."

રજનીકાન્ત વાંચી વિચારમાં પડી ગયો. "ભલે, તેથી શું ? મ્હારા તરફ એમનું દીલ આકર્ષાય છે, મ્હારૂં ભાગ્ય ઉજળું કરવામાં એ સુખ જુવે છે તે જાણ્યા વગર કાંઈ કહેવું એ ઉતાવળું પગલું કહેવાય" ધીરે ધીરે વિચાર કરતો કરતો રજનીકાન્ત બોલ્યો.

ઇંદુભાઇ રજનીકાન્તનું હૃદય હા પાડે છે એ જોઇ શક્યા. રજનીકાન્તને જોઈ રહ્યા. એની મુખમુદ્રા પર અજબ દુઃખની છાયા છવાઈ, એના કપાલે કરચલીઓ વળી, એણે એક ઉંડો નિઃશ્વાસ મૂકયો,—એ બધું ઇંદુભાઇએ જોયું.

થોડી વારે ગજવામાંથી એમણે ડાયરી કાઢી. તેમાંથી ઑટોગ્રાફ બુકમાંના ફાડેલા એક કાગળનો ડુચો કાઢયો.

"લ્યો, આ જુવો." રજનીકાન્તને આપતાં ઇંદુભાઈએ કહ્યું.

રજનીકાન્તે તે લીધો. ધીમે રહીને ઉઘાડયો.

"અરર! મ્હને શું થઈ ગયું છે? રજનીકાન્તનો પરિચય મ્હારા હૃદયમાં એક આર્ય વિધવાને ન છાજે એવા ભાવો કેમ પ્રગટાવે છે? એમના દુઃખની વાત જાણી મ્હારૂં દીલ એમના ભણી ખેંચાય છે. ખરેખર એ સાચુંજ કહે છે કે દુનિયામાં આપણે માટે જેનું દીલ તણાય એવા એક પણ સ્નેહી વગર જગતમાં જીવી શકાતું નથી—પણ એમનું જીવન કેટલું નિર્મળ છે! હા, તે દિવસે સનસેટ પોઈન્ટ પર મ્હને પ્રથમ જોઈ ત્યારે એમનો આત્મા મ્હને અનિમેષ ભાળી રહેતો હતો. ત્યારપછી આટલી વખત ભેગાં થયાં હોઇશું, પણ કેવું સંયમી વર્તન!"

"હુંજ અધમ. એમનું નામ યાદ આવતાં અંતરમાં વિહ્વળ થાઉં છું. મ્હારૂં દીલ ત્યાં કોણ જાણે કેમ દોરાઈજ જાય છે! રોકયું નથી રોકાતું."

"પણ હાય! ભાઈ ભાભી મ્હારે માટે શું ધારશે? અરે! એ વિચાર—એ માંગણી એમને કહીજ શી રીતે શકાય?"

"છેલ્લી ફેરી બોલું: "વ્હાલા રજની!" કેવું અંતરે સુખ થાય છે. હા! હવે નહિ યાદ કરૂં. મ્હારે તો મ્હારા ચંદ્રનુંજ નામ જપવું જોઇએ."

રજનીકાન્તે મનોરમાનું અંતર પારખ્યું. કાગળ પાછો આપ્યો. ઘડીભર એ કાંઈ બોલી શકયો નહીં.

"હું અંતરમાં અધમ થયો. બીજાને અધમ બનાવવાનું સાધન બન્યો. ઓ વિધિ!" આવેશમાં એ બોલી ગયો.

*　　*　　*　　*

અને પછીથી મનોરમા અને રજનીકાન્તનાં વૈદિક વિધિથી લગ્ન થયાં. મનોરમાના ભાઇએ જ્ઞાતિનાં ને સમાજનાં બન્ધનો તોડી ફેંકી દીધાં. પરણી તો'ય કુમારી મનોરમાનું જીવન બગાડવાનો સમાજને કાંઇ અધિકાર નથી એમ એ હંમેશ દલીલ કર્યા કરતો.

એના ભાઇએ વિદાય કરતી વખતે મનોરમાની એના ટેબલમાંથી ઑટોગ્રાફબુક તથા ઑટોગ્રાફ બુકમાંથી ફાડેલા કાગળનો ડુચો ચોરી જવા માટે માફી માંગી, અને રજનીકાન્ત અને મનોરમાને સુખી જીવન ઇચ્છયું. મનોરમાએ ઉપકારવશ હૈયાની લાગણીઓનો એક અશ્રુપૂર્ણ મીટથી સાક્ષાત્કાર કરાવ્યો.

*　　*　　*　　*

મનોરમા ઘણી ફેરી રજનીકાન્તના ખભા પર માથું નાંખી દઈ કહે છે:

"સ્નેહી દીલની હૂંફ એ તો મનુષ્ય આત્માની પિપાસા—એનાં વગર આપણે કેવાં થઈ ગયાં હતે!"